# નિવેદન

ગુજરાત વિદ્યાસભા( ગુ. વ. સો. )એ ગુજરાતી ભાષાદ્વારા ઉચ્ચ અભ્યાસ અને સંશોધનને ખીલવવા કેટલાક સમયથી પ્રવૃત્તિ આદરી, તેને અંગે કેટલાક વિદ્વાનોને ગ્રંથો લખવાનું કામ પણ સોંપ્યું હતું. ૧૯૩૯ ના માર્ચમાં દેણગી આપતાં મુંબઈ સરકારે નીચે જણાવેલી યોજના મંજૂર કરી આપી હતી:

૧. ભાષા અને સાહિત્ય ( Language and Literature )

  ૧. ગુજરાતી ભાષાનો ઇતિહાસ, એનો ઊગમ અને ક્રમિક કક્ષાઓમાં વિકાસ.

  ૨. ગુજરાતી છંદઃશાસ્ત્રનો અધ્યયનાત્મક નિબંધ.

  ૩. જૂની ગુજરાતીના શિષ્ટ ગ્રંથોનું સંપાદન ( ગુ. વ. સો. ના હાથપ્રત -સંગ્રહ તથા બીજેની હાથપ્રતોને આધારે )

૨. ઇતિહાસ ( History )

  ૧. ઇતિહાસ-સાધન ગ્રંથો.

  ૨. ગુજરાતનો સાંસ્કૃતિક ઇતિહાસ ( સચિત્ર );

૩. સમાજશાસ્ત્ર ( Sociology )

  ૧. ગુજરાતી ભિન્ન ભિન્ન જાતિઓ ઉપર નિબંધ.

તે અન્વયે આ પુસ્તક પ્રસિદ્ધ કરવામાં આવે છે.

શેઠ ભોળાભાઈ જેશિંગભાઈ
વિદ્યાભવન
ગુજરાત વિદ્યાસભા અમદાવાદ
તા. ૩૦-૯-૧૯૪૬

રસિકલાલ છો. પરીખ
અધ્યક્ષ
શેઠ ભો. જે. વિદ્યાભવન

# આમુખ

સાધનો નહિ તો ઇતિહાસ નહિ!

સાધનો તે પૂર્વકાળના મનુષ્યોના વિચારો અને કાર્યોના રહી ગયેલા અવશેષો છે

ઇતિહાસકારનુ કામ સાધનો સાથે છે *

ઉચ્ચ અભ્યાસ અને સશોધન વિભાગ અગે સશોધનની યોજના વિચારાતી હતી ત્યારે ગુજરાતના ઇતિહાસને મહત્ત્વનુ સ્થાન આપવામા આવ્યુ હતુ ઉપલબ્ધ સાધનોને આધારે ઇતિહાસને ફલિત કરવાનું કામ, અને નવા સાધનોને ઉપલબ્ધ કરવાનું કામ—એમ બે માર્ગદિશાઓ સ્પષ્ટ હતી પહેલી દિશામા થયેલા કામની નોધ લેતા જણાયુ કે—ઇ સ ૧૮૫૬ મા પ્રકટ થયેલ રાસમાલા અને ઇ સ ૧૮૯૬ મા પ્રકટ થયેલ બોમ્બે ગેઝેટિયર ગ્રથ ૧ ખડ ૧ એ બે અગ્રેજીમા લખાયેલા ગ્રથોનુ હજી પણ મહત્ત્વ છે રાસમાલાનો ગુજરાતી અનુવાદ ગુ વ સો એ ૧૮૬૯—૭૦ મા પ્રકટ કર્યો ગેઝેટિયર ઉપરથી ગુજરાતનો ઇતિહાસ રેખારૂપે ગુ વ સો એ ૧૮૯૮મા પ્રગટ કર્યો આ અરસામા જે નવી સામગ્રી એકઠી થતી હતી તેનો ઉપયોગ કરી અને પહેલા સગૃહીત થયેલી સામગ્રીનો નવેસરથી વિચાર કરી ઇતિહાસ લખવાને અવકાશ હતો, અને તેથી ગુ વ સો એ ઇ સ ૧૯૩૭–૩૮ મા 'ગુજરાતનો મધ્યકાલીન રાજપૂત ઇતિહાસ' બે ભાગમા પ્રકટ કર્યો. અને ૧૯૪૫ મા 'ગુજરાતનો સાસ્કૃતિક ઇતિહાસ'—ઇસ્લામ યુગ, પહેલો ભાગ પ્રકટ કર્યો

---

No documents no history

Documents are the traces which have been left by the thoughts and actions of men of former times

The historian works with documents

Introduction to the Study of History' Ch V Langlois & Ch Seignobos

ઇતિહાસના સશોધકે આ ગ્રથ અભ્યાસ કરવા યોગ્ય છે લડન યુનિ ના પ્રોફેસર જે સ્ટબિગ તેમના 'લૉજિક'મા આ ગ્રથને best short account of historical methodology available to the English reader તરીકે સન્માને છે (પૃ ૩૮૪, પાદટીપ ૨)

પ્રો કૉમિસેરિયટે અંગ્રેજીમાં ગુજરાતના મુસ્લિમ રાજ્યોનો ઇતિહાસ ૧૯૩૮ માં પ્રકટ કર્યો

ગુજરાતના ઇતિહાસના સાધનોને શોધી અને તેના ઉપરથી મુસ્લિમ રાજ્ય પહેલાંના ઇતિહાસનો પહેલો ખરડો તયાર કરવાનો યશ ડૉ ભગવાનલાલ ઇન્દ્રજીને છે, અને મુસ્લિમ રાજ્યોનો ઇતિહાસ લખવામા સુરતવાસી ખાનસાહેબ ફઝલુલ્લાહ લુત્ફુલ્લાહ ફરીદીની મોટી મદદ હતી એમ ગૅઝેટિયર ઉપરથી જણાય છે રણછોડભાઈ ઉદયરામે રાસમાળાનો અનુવાદ કરતા અનેક સુધારા વધારા અને પૂર્તિઓ મૂળ ગ્રથમા ઉમેર્યા છે પ્રો હોડીવાળા અને પ્રો કૉમિસેરિયટે મુસ્લિમ રાજ્યોના સમયના ઇતિહાસ માટે ઘણી સામગ્રી સશોધિત કરી છે. શ્રી દુર્ગાશકર શાસ્ત્રીએ ગુજરાતનો રાજપૂત યુગનો ઇતિહાસ લખતા ઉપલબ્ધ તમામ સામગ્રીનો લગભગ ઉપયોગ કર્યો છે, અને શ્રી રત્નમણિરાવ ભીમરાવ ગુજરાતનો સાંસ્કૃતિક ઇતિહાસ લખતા કાંઈપણ જ્ઞાત સાધન રહી ન જાય તેની તકેદારી રાખે છે

સામગ્રી ઉપરથી ઇતિહાસને ફલિત કરવાની દિશામા પિષ્ટપેષણ કરતા વિશેષ પ્રગતિ કરવી હોય તો હવે નવા સાધનોની શોધ કરવાનો અને તેને ઉપલબ્ધ કરવાનો પ્રયત્ન થવો જોઈએ એમ લાગવાથી સશોધનવિભાગે પ્રારભમાં આ બીજી દિશામા કાર્યક્રમ યોજ્યો ઇ સ ૧૯૩૩ મા આચાર્યશ્રી જિનવિજયજીએ ગુજરાત સાહિત્ય સભાના માનાર્હ સભ્ય તરીકે પ્રાચીન ગુજરાતના સાંસ્કૃતિક ઇતિહાસની સાધનસામગ્રી ઉપર વિચારપ્રેરક અને પ્રવૃત્તિપ્રેરક વ્યાખ્યાન આપ્યુ છે તે માર્ગે પોતે અસાધારણ શ્રમ ઉઠાવી કાર્ય કરે છે અને સિંઘી જૈન ગ્રથમાલામાં અને તે પૂર્વેના તેમના પ્રકાશનોમાં પોતે સશોધિત સગૃહીત સામગ્રી પ્રકટ કર્યે જાય છે સશોધનવિભાગની યોજનામા બે ખાણોમાથી સાધનો બહાર કાઢવાનો અમારો કાર્યક્રમ તે જ દિશામા બીજો ફાંટો છે એક ખાણ તે પુરાણો અને બીજી જૈન આગમો-ચૂર્ણિઓ સાથે આ બન્ને આકરોમા ઇતિહાસનાં સાધનો માટે જે 'ખોદકામ' થવુ જોઇએ તે થયું નથી, અને તેથી આ પ્રવૃત્તિ આદરવામા આવી છે આ 'ખોદકામ'નું પહેલુ ફળ પ્રસ્તુત ગ્રથમા રજૂ થાય છે

પુરાણોના ઇતિહાસ અને ભૂગોળ વિદ્યાઓના ગ્રથ તરીકે મેકૉલેએ ભારે ઉપહાસ કર્યો અને પરિણામે આપણા શિક્ષણક્રમમા ઇતિહાસ અને ભૂગોળ વિદ્યાઓના આધુનિક પ્રકારોને સ્થાન મળ્યુ આ જ અભ્યાસને પરિણામે પુરાણોને ઇતિહાસના સાધન તરીકે વાપરવાનુ સૂઝના લાગ્યુ અને પાર્જિટરે

'ધ ડિનેસ્ટીઝ ઑફ કલિ એજ', અને 'ઇન્ડિયન હિસ્ટોરિકલ ટ્રેડિશન'માં પુરાણોમાં ગૂઢ થઈ ગયેલું ઇતિહાસ-વસ્તુ પ્રકટ કરવા પ્રયત્ન કર્યો ત્યારથી પુરાણોના અભ્યાસનું મહત્ત્વ નિર્વિવાદ થવા લાગ્યું અને કયાંક કયાંક આ પ્રવાહ એક એવી દિશામાં જતો દેખાવા લાગ્યો છે કે જે કાંઈ પુરાણમાં કહ્યું છે તે ઇતિહાસ છે. મેકોલેએ કરેલા ઉપહાસની આ પ્રતિક્રિયા છે; અને તેમાં વિવેચક-દૃષ્ટિનો અભાવ હોય એ સમજી શકાય તેમ છે છતાં પુરાણોમાં કાલ્પનિક અને વાસ્તવિક બન્ને છે; વાસ્તવિકને શોધી કાઢવું એ સંશોધકનું કામ છે.

ઇતિહાસમાં રાજાઓની વંશાવલીઓનું મહત્ત્વ ખીંટીઓ કે વળગણીઓનું છે; તેમને કાલક્રમમાં મૂકી શકાય તો ભૂતકાળમાં જવાની નિસરણી તૈયાર થાય. એ નિસરણીનો ઉપયોગ મનુષ્યજીવનના 'ભૂતપરિવર્તો' કે 'પર્યાયો' જોવામાં થઈ શકે. આ દૃષ્ટિએ પુરાણોમાંથી આવી નિસરણીઓ ઉપજાવવાનો જેટલો પ્રયત્ન થાય તેટલો ઓછો છે. પણ આ ઉપરાંત પુરાણોમાં ઇતિહાસની બીજી ઘણી મહત્ત્વની સામગ્રી છે–અને પુરાણોનું તળિયું ઉપર નીચે કરી દીધા પછી છેવટને સરવાળે આ બીજી સામગ્રી માટે જ પુરાણોનું મહત્ત્વ કદાપિ પંકાયેલું રહે। આ બીજી સામગ્રી તે મનુષ્યના પુરુષાર્થનાં ક્ષેત્રો–ભૂમિપ્રદેશો. આ સામગ્રી પુરાણોમાં વિપુલ છે અને વંશાવલી અને સંવતો અને સંવત્સરો જેટલી વિવાદાસ્પદ નથી; અને તેથી પુરાણોમાંથી ગુજરાતની સંસ્કૃતિનાં અનેકવિધ સાધનો પડ્યાં છે તેમાંથી પ્રથમ આ ભૌગોલિક કે પ્રાદેશિક સામગ્રી શોધવાનો પ્રયત્ન આદર્યો છે. રાજાઓની વંશાવલીઓ સાથે જનસમાજનુ જીવન સંકળાયેલું હશે તેના કરતાં જનસમાજે સેવેલા ભૂપ્રદેશો સાથે વધારે સંકળાયેલું હશે; સાથી જે રાજવંશો અને પ્રજાવંશો બન્ને ભૂપ્રદેશોમાં મુદ્રિત થઈ જાય છે–કે ગમે તો એમ કહો કે દટાઈ જાય છે। પણ ઇતિહાસને ફલિત કરવામાં ભૂસ્થાનોનો ઇતિહાસ અતિ મહત્ત્વનો છે. ગુજરાતનાં એવાં ભૂસ્થાનોના ઇતિહાસનાં સાધનો–documents--આપવાનો પ્રસ્તુત ગ્રંથનો પ્રયત્ન છે.

પુરાણોમાં ખોદકામ કરી આ સ્થળો પ્રકટ કરવામાં શ્રી. ઉમાશંકરે ઘણો શ્રમ ઉઠાવ્યો છે. સ્થળપ્રતીકો તારવવાનુ, ભિન્ન ભિન્ન પુરાણોમાંના ઉલ્લેખોને એકત્રિત કરવાનું, એક સ્થળનાં અનેક નામોને તે તે સ્થળમાં સમાવવાનું અને એક નામનાં જુદાં જુદાં સ્થળો જુદા પાડવાનું, ઇત્યાદિ કામ ઘણી ધીરજ અને ઝીણવટ માગી લે છે. આ દરેકને અવતરણ–પ્રમાણોથી ટેકવવા માટે પુરાણોનું વારંવાર, ક્રમે ક્રમે અને એકસાથે, અવગાહન કરવું

પડ્યું છે. આ પછી જે જે સ્થળોને વર્તમાન રૂપમાં ઓળખી શકાય તેમ ઓળખવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે; આ ઓળખાણું આપવામાં વિદ્વાન સંશોધકોએ રજૂ કરેલાં મતો અને પ્રમાણોની વિવેચનપૂર્વક સમાલોચના કરી શક્ય હોય ત્યાં પોતાનો મત આ વિદ્વાન સંશોધકે પ્રમાણપુરઃસર રજૂ કર્યો છે; અને આમ કરવા જતાં નિબંધો, દ્વારકા જેવાં સ્થળો માટે, લખાઇ ગયા છે ( પૃ. ૮૧–૧૦૮ ). આ લખાણોમાં શાસ્ત્રીયતાના ધોરણને નીચું કર્યા વિના, પ્રમાણોનો આદર શિથિલ કર્યા વિના અને તર્ક–કર્કશતાને કાલ્પનિકતાથી પોચી કર્યા વિના, ઉમાશંકરે સાહિત્યની સુભગતા લાવવા યત્ન કર્યો છે.

આ બધા કામમાં ભૂલો રહી ગઈ હોય, મતભેદને ઘણો અવકાશ હોય, છતાં documents–સાધનો–ની શોધમાં અને એના ઉપરથી ફલિત કરવાના ઇતિહાસમાં આ ગ્રંથથી એક પગલું આગળ ભરાશે એવી ઉમેદથી આ ગ્રંથ પ્રકટ થાય છે.

રસિકલાલ છોટાલાલ પરીખ

# પ્રાસ્તાવિક

## ૧ ઉદ્દેશ

કોઈ એક દેશનો શ્રદ્ધાસ્પદ ઇતિહાસ તૈયાર કરવો હોય તો તે પહેલા તેની વિવિધ સામગ્રીના જુદા જુદા આકરગ્રંથો ઇતિહાસકાર પાસે મોજૂદ હોય એ વધુ સગવડભર્યું ગણાય ગુજરાતના પ્રાચીન ઇતિહાસ અંગે પુરાણોના વિપુલ સાહિત્યમાથી જે યતકિંચિત્ સામગ્રી મળતી હોય તે જુદી તારવી કાઢી ઇતિહાસપ્રેમીઓ સમક્ષ રજૂ કરવી એ આ પુસ્તકનો ઉદ્દેશ છે

પુરાણોમાથી ઉપલબ્ધ થતી સામગ્રીમા સૌથી વધુ નિશ્ચિત અને મહત્ત્વની સામગ્રી તે ભૌગોલિક છે ઇતિહાસ એ વિશ્વચૈતન્યની સ્થલકાલમા સ્ફુરતી લીલાનુ આલોચન છે સ્થલનામો એ ઇતિહાસકારને પોતાનું કામ આગળ ધપાવવાની તક પૂરી પાડતી નક્કર ભૂમિકા બની રહે છે પુરાણોમા આવા અસખ્ય સ્થલનામો વેરાયેલા પડ્યા છે પુરાણોના રચનારાઓ યાત્રિક લોકકવિઓ છે તે તે સ્થળો તેમણે માત્ર સાભળેલા કે આજની જેમ નકશામા જોયેલા અથવા તો ગાડીમા ઝડપભેર વટાવેલા નથી, પણ ઘણાં તો તેમણે પોતે જ પગપાળા ચાલીને જોયેલા—ત્યા ચાતુર્માસ ગાળીને સેવેલા—હોવાનો પૂરો સભવ છે પુરાણોમાની તરત ધ્યાન ખેંચતી અને અગત્યની એવી ભૌગોલિક સામગ્રી ‘પુરાણોમા ગુજરાત’ના આ પ્રથમ ખડમા રજૂ કરી છે મહત્ત્વની દૃષ્ટિએ ગૌણ એવી ઐતિહાસિક સામાજિક અને ભાષા વિષયક સામગ્રી જુદા ખડમા હોય એ ઠીક ગણ્યુ છે

## ૨ વિનયમર્યાદા

પુરાણોનું સાહિત્ય વિપુલ છે રામાયણ અને મહાભારત(હરિવશ સમેત)ની ગણના પણ પુરાણસાહિત્યની સાથે જ થાય છે સશોધનકાર્યના આરભમાં આચાર્યશ્રી આ. દશરથ ધ્રુવે કરેલી સૂચના અનુસાર સ્કન્દપુરાણ અને મહાભારતને મુખ્ય આધાર તરીકે સ્વીકારી, બીજા પુરાણો, ઉપપુરાણો અને માહાત્મ્યોની સામગ્રીનો યથાશક્તિ લાભ લીધો છે પાટણનિવાસી શ્રી કનૈયાલાલ ભા દવે પાસેથી ‘સરસ્વતીમાહાત્મ્ય’ની એક હસ્તપ્રત જોવા મળી હતી, જે માટે તેમનો ઋણી છુ

સ્કન્દપુરાણ ગુજરાત અગે સૌથી વધુ મહત્ત્વનુ છે દાચ તેના ગુજરાત અગેના વિવિધ ભાગો અહી તે તે ક્ષેત્રથી પૂરી રીતે પરિચિત એવા માણસોએ—કદાચ ત્યા જ પલાંઠી લગાવીને—રચ્યા હોય પદ્મપુરાણના કેટલાક

ભાગોનું પણ એવું જ લાગે છે. તેમ છતાં તેમણે આપેલ સ્થળનામો તે હાલનાં કયાં સ્થળોનાં જૂનાં નામો છે એ બધી જ વખત કહી શકાયું નથી. દા. ત. સાબરમતીતટે પદ્મપુરાણે આપેલાં 'પાટલવાડવ' અને 'મૌલિસ્તાન' એ બે નગરો કયાં તે નક્કી થઈ શક્યું નથી. આ રીતની ઊણપો દૂર કરવામાં વિદ્વાનો મદદ કરશે એવી આશા છે. આ ઉપરાંત, ધર્મારણ્યનાં ૫૫ ગામોની યાદીઓમાંથી મળતા તે તે નામના સંભવિત પર્યાયો આપ્યા છે, છતાં તેમાંનાં બધાંજ આજનાં કયાં ગામોનાં નામો છે તે નક્કી થઈ શક્યું નથી. તે વિભાગના નકશા મેળવવામાં પણ સફળતા મળી નથી. તે ૫૫ નામો કયાં કયાં ગામોનાં નામનાં સંસ્કૃતીકરણ છે તે અંગે પૂરક નિબંધની અપેક્ષા રહેશે, જે અન્ય કોઇ પૂરી પાડશે તો પણ મને એટલો જ સંતોષ થશે. અત્યારે તો વ્યાજબી વિલંબની હદ વટાવ્યા વગર ઉપલબ્ધ સામગ્રી તદ્દિશ આગળ ઉપયોગ માટે રજૂ કરી દેવી એ આશય અનુસરવો પડ્યો છે.

જુદાં જુદાં પુરાણોમાં અને એકજ–સ્કન્દ કે પદ્મપુરાણ જેવા વિશાલોદર –પુરાણના જુદા જુદા અંશમાં મળતી સામગ્રીનો કાલક્રમ તપાસવાનું લગભગ અશક્ય તો હતું જ, પણ એ ચર્ચા આ કાર્ય અંગે નોતરવાની કોઈ અનિવાર્ય જરૂર જણાઈ નથી. પુરાણોની સમગ્ર તપાસમાં અને સળંગ ઇતિહાસરચનામાં કાલનિર્ણયના મુંઝવનારા પ્રશ્નનો સામનો કર્યા વગર ન જ ચાલે. પણ આ ભૌગોલિક સામગ્રી અંગે તો એ જ વલણ સલાહભરેલું લાગે છે કે ઇતિહાસના સિદ્ધ કાલનિર્ણયોના પ્રકાશમાં જ તે તે સ્થળનામ અંગેના વિવિધ ઉલ્લેખોનો પ્રમાણ તરીકે સ્વીકાર કરવો જોઇએ. દા. ત. 'ગુર્જર' શબ્દ સભાપર્વની એક વાચનામાં મળ્યો એનો અર્થ એટલો જ કે મહાભારતનો એ અંશ ગુર્જરો અહીં સ્થિર થયા પછીનો–૭મા સૈકા પછીનો જ હોઈ શકે. સિદ્ધ ઇતિહાસની મદદથી પુરાણોના તે તે અંશનો રચનાસમય નક્કી કરવામાં સ્થળ અને પ્રદેશ નામો બહુ ફાળો આપી શકે. એટલું અહીં નોંધીશું કે સ્કન્દના ગુજરાતને લગતા અંશો સોલંકીઓના પાછલા અને અસ્ત સમયમાં રચાયા હોય એ અસંભવિત નથી. પુસ્તકમાં અવશ્ય એટલી સાવચેતી રાખી છે કે જ્યાં દલીલમાં કાલનિર્ણયના પ્રકાશની અપેક્ષા રહે ત્યાં ઉત્કીર્ણ કે એવી અન્ય સિદ્ધ પ્રમાણસામગ્રીની મદદથી જ તે આગળ ધરી હશે. અને તેમ છતાં કોઈ કોઈ સ્થળે, પુરાણસાહિત્ય અને આપણા પ્રાચીન ઇતિહાસ બંનેની અનિશ્ચિતતાઓને કારણે, સમયના ધુમ્મસમાં પથરેખા નહિ પણ દિક્સૂચન માત્રથી જ સંતોષ માનવો રહે છે.

આ થઈ પુરાણો અંગેની મર્યાદાઓ.

પુરાણોમાં ગુજરાત. પણ ગુજરાત એટલે? ગુજરાતની સીમાઓ તો સમયે સમયે બદલાતી રહી છે. વળી એક ચોક્કસ પ્રદેશને આપણે અભ્યાસવિષય બનાવીએ તો પણ તેને પૂરી રીતે સમજવા માટે આજુબાજુના પ્રદેશોનો પણ પરિચય આપણને હોવો જોઈએ. એટલે, આ પુસ્તકમાં, આજે આપણે જેને ગુજરાત નામે ઓળખીએ છીએ તે પ્રદેશની સીમા ઉપર ધ્યાન કેન્દ્રિત કરવાની સાથે સાથે, આસપાસના પ્રદેશોના પૌરાણિક ઉલ્લેખોનો પણ સમાવેશ કર્યો છે.

ટૂંકામાં સૂચવી શકાય કે ગિરનારના, ઇ. સ. ૧૫૦ના, ક્ષત્રપ રાજા રુદ્રદામાના, શિલાલેખમાં જે પ્રદેશો ગણાવાયા છે તે બધા જ પ્રદેશોને આવરી લેવાનો ખ્યાલ રાખ્યો છે. અલબત્ત, લંબાણ ટાળવા માટે પ્રધાનગૌણવિવેક જાળવવો પડ્યો છે. આજના ગુજરાતમાં પરિસીમિત થતા પ્રદેશોને અપાયું છે તેટલું મહત્ત્વ પડોશના ને દૂરના પ્રદેશોને હમેશાં આપી શકાયું નથી.

આ સૌ વિવિધ પ્રદેશોની સીમાઓ જુદા જુદા સમયે પ્રવાહી દશામાં જ સમજવાની છે, એ અત્રે નોંધવું જરૂરી છે. અને બીજી પણ એક ખાસ અગત્યની વાત પ્રત્યે અગાઉથી જ ધ્યાન ખેંચવાનું રહે છે:

પ્રાચીન સમયમાં તે તે જાતિ ઉપરથી તેમના વસવાટના પ્રદેશો ઓળખાતા. પાછળથી કેટલીક જાતિઓનું વર્ચસ્વ ઓછું થતાં અને મજબૂત રાજ્યો સ્થપાતાં–ખાસ કરી સામ્રાજ્યભાવના દૃઢ થયા પછી કેટલાંક જાતિનામો કેવળ જાતિનાં જ નામ તરીકે રહ્યાં અને જેની ચઢતી કળા હશે તેમનાં જાતિનામોમાંથી કેટલાંક પ્રદેશનામો તરીકે થોડોઘણો સમય ટકી રહ્યાં હશે. આ પુસ્તકમા જાતિનામોને પ્રદેશનામસૂચક ગણીને વ્યવહાર કર્યો છે. દા. ત. 'આભીર' અંગે મૂકેલી વીગત તે, એ નામની જાતિ ઉપરથી પ્રાચીન સમયમાં તેના વસવાટનો કયો કયો દેશ સૂચવાતો તે બતાવનારી છે. આજે આભીર [ આહીર–આયર ] જાતિ છે તેને અંગે, એ જાતિના અસલ વસવાટ ક્યાં ક્યાં હતા તે કરતાં કાંઇ જ વધુ કહેવાનું અહીં અભિપ્રેત નથી.

કેટલા પ્રદેશો લેવા તેની મર્યાદા નક્કી કર્યા પછી, તેમને વિશેના પૌરાણિક ઉલ્લેખો આપી છૂટીને સંતોષ માનવો કે એથી વિશેષ કાંઈ કર્તવ્ય ખરું?—એ પ્રશ્ન ઉપસ્થિત થયો. પહેલી રીતે તો પુસ્તક ઘણી ઝડપથી પ્રગટ કરી શકાયું હોત. પણ, વિલંબ–અનિવાર્ય વિલંબ–ને ભોગે

પણ, પૌરાણિકની સાથે સાથે ઇતર પ્રમાણો પણ યથાશકય આપવાં એવી યોજના સ્વીકારી. ભૌગોલિક સામગ્રી પુરાણો ઉપરાંત, વૈદિક સાહિત્યમાં, કાવ્ય-સાહિત્યના ગ્રંથોમાં, પાણિનિનાં સૂત્રો, બૃહત્સંહિતા, કાવ્યમીમાંસા આદિ વિવિધ શાસ્ત્રીય ગ્રંથોમાં, ગ્રીકોનાં બયાનોમાં, યુવાન શુવાંગ અને અલબરૂનીના અહેવાલો-વગેરેમાં ઉપલબ્ધ થાય છે. આ વાઙ્મય સાધનો ઉપરાંત પ્રાચીન ઉત્કીર્ણ લેખો, તામ્રપત્રો અને સિક્કાઓ તે તો ભૌગોલિક સામગ્રી પૂરી પાડનારાં સૌથી વધુ શ્રદ્ધેય સાધનો લેખાય.

આ બધાં સાધનોની મદદથી તે તે સ્થલનામ અંગે પૌરાણિક ઉપરાંત યથાશકય બીજી સામગ્રી પણ રજૂ કરવાનો ખ્યાલ રાખ્યો છે, તેમ છતાં એવી માહિતી નિઃશેષપણે આપવાનો લોભ જતો કરવો પડયો છે. એ ઉપરાંત તે તે સ્થલ વિશેની પૌરાણિક અને ઇતર સામગ્રીના વિનિયોગ અંગે આધુનિક વિદ્વાનોમાં મતભેદ પ્રવર્તતા જણાયા છે, તે બધાનું પણ મિતાક્ષરી પ્રતિબિંબ ઝીલવાનો ક્રમ સ્વીકાર્યો છે. આ બધા ઉપરાંત દંતકથા-કિંવદન્તી મળી ત્યાં તેને પણ ઉપર વર્ણવી તે પ્રકારની સામગ્રીની પડખે રજૂ કરવામા સંકોચ માન્યો નથી.

આમ બધી સામગ્રી-પૌરાણિક તેમજ અન્ય પ્રકારોની-રજ કરતાં તેમજ વિદ્વાનોના મતમતાન્તર નોંધતા જતાં લેખકને પોતાને પણ પોતાનો મત કે મતભેદ નોધવાના પ્રસંગ આવે જ. જરૂર જણાઇ છે ત્યાં આવા પ્રસંગોને પણ વધાવી લીધા છે.

આ રીતે કાર્યની મર્યાદા આંકતા, તે જરી મહત્ત્વાકાંક્ષાભર્યું થઈ પડયું. સમય પણ એણે બહુ લીધો.

### ૩ પદ્ધતિ

ભૂગોળ અંગેની સામગ્રી ભૌગોલિક એકમવાર સાન્નિધ્યક્રમથી આપી શકાય એટલી વિપુલ ન હોઈ, અકારાદિ ક્રમે રજૂ કરવાની ફરજ પડી છે. આ પ્રથમ ખંડ તેથી એક જાતનો કોશ જ છે. પરંતુ સામસામા ઉલ્લેખો નોધી પરસ્પર સંબંધવાળાં સ્થળનામોને સાકળવા પ્રયત્ન કર્યો છે.

પુસ્તક સળંગ ગુજરાતીમા આપવુ અને તેના આધારો નીચે પાદટીપમાં તે તે પાના ઉપર જ નોધના એવો ક્રમ સ્વીકાર્યો છે. પુરાણોમાના મૂળ આધારો પાછળ પરિશિષ્ટ રૂપે પણ આપી શકાયા હોત. પણ અભ્યાસી કશા વિલંબ કે અગવડ વગર તરત જ મૂળ પ્રમાણુ પણ જોઇ શકે એ

વધુ ઉચિત જણાતાં ત્યાં ને ત્યાં પાના ઉપર જ તે આપેલ છે. કોઇ ઠેકાણે લખનારની ભૂલ હોય તો તે પણ એ રીતે સહેલાઈથી સુધરવાનો સંભવ. પાદટીપો આપવામાં પ્રત્યેક સ્થળનામવાર નવેસરથી એકથી અંક શરૂ કરેલા છે, જેથી સામસામા પારસ્પરિક ઉલ્લેખો સૂચવવામાં સુગમતા પડે, અને તેના તે શ્લોકો ફરી ફરી આપવા પડે નહિ. દા. ત. 'દ્વારકા'ની ૨૫ અંકની પાદટીપમાં હરિવંશનો એક શ્લોક ટાંકયો છે, તેની પહેલાં 'ઉજ્જયન્ત' અને 'કુશસ્થલી' અને પછી 'રૈવત'ની અનુક્રમે ૧૮, ૪ અને ૫ મી પાદટીપમાં તે જ શ્લોક ઉતારવો પડે એમ છે, ત્યાં માત્ર 'જુઓ દ્વારકા ૨૫' એટલું કહી કામ લીધું છે.

પૌરાણિક ઉલ્લેખો કેમ સૂચવવા એ પણ એક કોયડો હતો. અંગ્રેજીમાં અક્ષરમાળા અને અંકોની સરળતા અને વિવિધતા બહુ સગવડભરી છે. મહાભારતના શાન્તિપર્વના ૧૭મા અધ્યાયનો ૧૯મો શ્લોક સૂચવવો હોય તો MBh XII 17 . 19 કહ્યું એટલે પત્યું. પ્રસ્તુત પુસ્તક પૂરતો આ રીતે તોડ કાઢ્યો છે: દા. ત. સ્કન્દપુરાણના માહેશ્વરખંડમાંના કૌમારિકાખંડના ૬૬મા અધ્યાયનો ૧૧૩મો શ્લોક સૂચવવો હોય તો પ્રથમાક્ષરો ભેગા કરી 'સ્કમાકૌ ૬૬.૧૧૩' એવી સંજ્ઞા યોજી છે. ઉપરના શાન્તિપર્વના શ્લોકનો નિર્દેશ પણ 'મશા ૧૭.૧૯'થી થાય. સંખ્યાંક અધ્યાય અને શ્લોકના એમ બે જ આપ્યા છે. ('મ ૧૨.૧૭.૧૯' એમ ત્રણ સંખ્યાંક, અંગ્રેજીની જેમ નોખા તરી આવે એવા રોમન જેવા અંકના અભાવે, આપ્યા નથી.) જ્યાં એક જ સંખ્યાંક હોય–પાછળ પૂર્ણવિરામ સાથે–ત્યા તે કેવળ અધ્યાય સૂચવે છે. એક કરતાં વધુ શ્લોકો ઉતાર્યા હશે ત્યાં શ્લોકની સંખ્યા તે તે શ્લોક અંતે સૂચવી હશે. જુઓ પૃ. ૧ ઉપર અડાલજ ૧.

કોઇને અંગ્રેજી પુસ્તકમાંથી આધાર મળ્યો હોય અને તે સમજવો હોય, અથવા એ ઢબે આમાંના આધારને પ્રયોજવો હોય, તો ગ્રંથારંભે આપેલી સંક્ષેપસૂચિમાં નોંધેલી સંખ્યાઓની મદદથી તેમ કરી શકાશે. દા. ત. આપણા 'સ્કબ્રાધ ૩૬.૧૧૨'થી સ્કન્દપુરાણના ત્રીજા બ્રાહ્મખંડના બીજા ધર્મારણ્યખંડના ૩૬મા અધ્યાયનો ૧૧૨મો શ્લોક સૂચવાયો છે. અંગ્રેજીમાં તે Sk III ii 36.112 અથવા Sk III 2. 36.112 થી સૂચવી શકાય. અર્થાત્ એવી અંગ્રેજી સંજ્ઞાની આપણી સંજ્ઞા શી હોય તે આ રીતે સમજી શકાશે એવી આશા છે......પાશ્ચાત્ય વિદ્વાનોએ પણ એક જ ઢબનું અનુસરણ કર્યું નથી. પણ આપણે કોઇ એક નિશ્ચિત પદ્ધતિ અખત્યાર કરીએ એ

સલાહભરેલું છે. અત્યારે આ પુસ્તક પૂરતી તો ઉપરની રીત સતોષકારક નીવડી છે.

મુખ્ય લખાણ–પુરાણોની સામગ્રી તે નાગરીમાં છાપેલા સ્થળનામ પછી તરત જ આવે છે. તેની પછી પુરાણેતર સામગ્રી મૂકી છે અને તેને જુદી પાડવા તે લખાણ થોડુંક જમણી તરફ અંદર દબાવીને છાપેલું છે. બધી સામગ્રી અને વિદ્વાનોના અભિપ્રાયો રજૂ કર્યા પછી સ્વતંત્ર ચર્ચાની આવશ્યકતા હશે તો તે બહુશઃ અન્તભાગમાં મૂકી છે.

આ તો પુસ્તકના ખોખાની પદ્ધતિ અંગે. તેના અંતરંગ અંગેની પદ્ધતિનું હવે પછીના ખંડકમાં સૂચન મળશે.

## ૪ ફલશ્રુતિ

પુરાણોની ભૌગોલિક સામગ્રીની સાર્થકતાનાં દષ્ટાંત : પુરાણોની એક ગણનાપાત્ર ઇતિહાસસાધન તરીકે પાર્જિટરના પ્રયાસો પછી પ્રતિષ્ઠા થઈ. આજે આપણને એ જાણીને આશ્ચર્ય જ થાય કે ડૉ. ભગવાનલાલ ઇન્દ્રજી જેવા મહાન ઇતિહાસવેત્તા ‘અનુપ’ દેશ ક્યો તે કહી શકાતું નથી એમ કહે છે! આધુનિકોમાં વિદ્વાન પ્રો. અલ્તેકર પુરાણોમાં ‘આનર્ત’ જૂજ વાર આવે છે એમ કહે ત્યારે પણ એવી જ લાગણી થાય. પુરાણોમાં સ્થલનામોના થયેલા ઉલ્લેખો જ કેવળ વીણી આપવાની પણ કેટલી જરૂર છે એ આ બે દાખલાથી પ્રતીત થશે.

આ પુસ્તકમાં રજૂ કરેલી સામગ્રી ઇતિહાસના નિર્ણયો તારવવામાં જુદી જુદી રીતે મદદરૂપ થશે એવી આશા છે. આવી સામગ્રી કેવી કેવી રીતે ઉપયોગી થઈ પડે તેનાં એક બે દષ્ટાંતો જ આપીશું. અત્યારના ‘કપડ-વંજ’ માટે અગિઆરસો વરસ જૂના તામ્રપત્રમાં ‘કર્પટવાણિજ્ય’નો ઉલ્લેખ મળે છે. હવે મહાભારત પાંચ જાતિઓનું એક જૂથ ગણાવતાં માલવ, કર્પટ, વ૦ ને ગણાવે છે. આ બે ઉલ્લેખોને ભેગા કરતાં એવું સૂચન ઉદ્‌ભવે છે કે પ્રાચીન કોઈ કર્પટ જાતિ સાથેના એના સંબંધ ઉપરથી તો કપડવંજને તેનું નામ મળ્યું નહિ હોય! આ અનુમાન તો સ્વાભાવિક છે. પણ મહાભારતમાં ખેટક જાતિનો ઉલ્લેખ મળ્યો તે ઉપરથી આજના ખેડા (બારસો વરસ પૂર્વેના–વલભી દાનપત્રોમાના–ખેટક) નામમાં કોઈ ખેટક જાતિ (નિષાદ જેવી) સાથેના તેના સંબંધની છાપ તો નહિ હોય એવો પ્રશ્ન ઉદ્‌ભવ્યો! આવાં સૂચનોને અનુમાનનો મોભો તરત ન આપીએ, પણ વિચારને આગળ ચલાવવાની તક પૂરી પાડનારાં એ જરૂર નીવડે છે.

બીજુ દૃષ્ટાંત જરી વધુ મહત્ત્વનું છે ઉપર કહ્યુ છે તેમ ગુજરાતની પ્રદેશમર્યાદામા રુદ્રદામાના ગિરનાર-શિલાલેખમા ઉલ્લિખિત પ્રદેશોને સમાવી લેવા અહી અવકાશ કલ્પ્યો છે તે પ્રદેશો 'આકરાવન્તિ, અનૂપ, આનર્ત, સુરાષ્ટ્ર, શ્વભ્ર, મરુ, કચ્છ, સિન્ધુ, સૌવીર કુકુર, અપરાન્ત નિષાદ આદિ' છે ઇંડિયન અન્ટિક્વેરીમા પ્રસ્તુત શિલાલેખ ડૉ ભગવાનલાલ ઇન્દ્રજીએ પ્રગટ કરેલો અને સાથે ડૉ૦ બ્યૂલરની નોધ પણ હતી અનૂપ, કુકુર, નિષાદ અને અપરાન્તમાથી ડૉ ભગવાનલાલ ઇન્દ્રજી, ઉપર હમણા કહ્યુ તેમ, અનુપ કયો દેશ તે હુ કહી શકતો નથી એમ કહે છે અને કુકુર-નિષાદ વિશે કશુ કહેતા જ નથી અપરાન્તને તે, મલ્લિનાથે યાદવનો કોષ ટાંક્યો છે તે ઉપરથી, દક્ષિણના દેશ તરીકે ગણાવે છે અને ડૉ બ્યૂલર તેને અનુમોદન આપે છે (–' I have no doubt that he is right') દક્ષિણના શૂર્પારક આસપાસના પ્રદેશનું અપરાન્ત નામ ગણવામા ડૉ ભગવાનલાલની કોઈ જ ભૂલ થતી નથી એ ખરુ, પણ પ્રસ્તુત શિલાલેખમા ઉલ્લેખાયેલો અપરાન્ત દેશ એજ છે ખરો ?—એ પ્રશ્ન છે

પુરાણોમા હિંદના આખા અપર-અન્ત(પશ્ચિમ છેડા)ના પ્રદેશજૂથ માટે અપરાન્ત શબ્દ વારવાર પ્રયોજાયો છે, તેમ છતા-અને ઘણીવાર તેની સાથેસાથેજ-વાયવ્ય તરફના દેશોમા પણ એક અપરાન્ત નામના ચોક્કસ પ્રદેશની ગણના થયેલી છે આ ઉપરથી અને જનરલ કનિંગહામે મથુરા-અજમેરનિમચમા મળેલા સિક્કાઓમા 'અપરતસ' ના ઉલ્લેખની કરેલી નોધ પરથી ગિરનારના શિલાલેખમા ઉલ્લેખાયેલો અપરાન્તપ્રદેશ તે ઉત્તર-વાયવ્ય દિશાનો તો નહિ હોય એવો વહેમ આવ્યો ત્યાં કલ્પનાએ અનુમાનની દિશા ઉઘાડી આપી શિલાલેખમા દેશો ગણાવ્યા છે તેમાં કોઈ ક્રમ જેવુ તો નહિ હોય ?–આટલુ સૂચન કલ્પનાએ કર્યું ત્યાં તો નકશા પર નજર દોડાવતાં જરૂર શિલાલેખની પ્રદેશગણનામા કાંઈક ચોક્કસ ક્રમ જેવુ જણાયુ અર્થાત્ સિન્ધુસૌવીર પછી આવતા કુકુર,[1] અપરાન્ત અને નિષાદ[2] પ્રદેશો ગુજરાતની ઉત્તરે અને નહિ કે દક્ષિણમા હોવાનુ પ્રતીત થયુ જે પૌરાણિક અને ઇતર પ્રમાણોના પ્રકાશમા ખરોખર પણ જણાયુ ગિરનારના ઇ સ ૧૫૦ ના શિલાલેખમા ઉલ્લિખિત સ્થળ અને પ્રદેશ નામો તે

---

૧ કૌટિલ્ય અર્થશાસ્ત્ર (અધિ૦ ૧૧) ઉત્તરાપથના દેશોમા લિચ્છવી વગેરે ઉપરાંત ૧૦ દેશો સાથ 'કુકુર'ને મૂકે છે

૨ કીથ અને મેકડોનલ્ડ વૈદિક ઇન્ડેક્સની આગળ મૂકેલા નકશામા નિષાદને ગુજરાતની ઉત્તરે મૂકે છે

ગુજરાતની ભૂગોળ અંગેની સૌથી વધુ શ્રધ્ધેય એવી જૂનામાં જૂની સામગ્રી છે તેને નિસંશયપણે ઉકેલનારામાં પૌરાણિક સાધનો આ રીતે મદદરૂપ થઈ પડ્યા એ પુરાણોની ભૂગોળસામગ્રીની ઉપયોગિતાનો એક મોટો પુરાવો ગણાય, એની સાર્થકતા સૂચવનારું પણ લેખાય [ જુઓ નકશો ૨ ]

ઇતિહાસદૃષ્ટિ અને ઇતિહાસનિર્ણયો કલ્પના શાસ્ત્રીય દૃષ્ટિને પરિપોષક નીવડે ત્યારે આવકાર્ય છે પણ સામાન્ય રીતે આવા વિષયમાં શુદ્ધ વૈજ્ઞાનિક દૃષ્ટિને જ વળગી રહેવું એ હિતાવહ છે કોઈ કોઈ વિદ્વાનો કેટલીક વાર કેવળ કલ્પનાના ટેકાથી હિમ્મતભેર પ્રતિજ્ઞાઓ (bold hypotheses) કરી બેસે છે, અને તે હમેશાં જ ભ્રામક હોય છે એવું પણ કાંઈ નથી કોઈ વાર તો આવી ધૃષ્ટ કલ્પનાઓ એ ધસારે તથ્ય તરફની દિશાનું ઉદ્ઘાટન કરી આપનારી નીવડે છે એટલે એવી પ્રવૃત્તિને પણ ઇતિહાસ સંશોધનના કાર્યમાં તેનું યોગ્ય સ્થાન જરૂર છે પણ એ પ્રવૃત્તિના ફળને ઐતિહાસિક સત્યો તરીકે અંતિમતાપૂર્વક કદી જ રજૂ કરવા જોઈએ નહિ સત્ય તરફ પહોંચવા માટે તે આરંભિક વિચારસામગ્રી પૂરી પાડે છે એમાં જ એની કૃતાર્થતા છે અને એ કાંઈ ઓછું નથી પરંતુ અંતિમ સત્ય તરીકે રજૂ થતા પહેલાં તો તેણે કોઈને કોઈ સ્વીકાર્ય પ્રમાણનું પીઠબળ મેળવવું અનિવાર્યપણે આવશ્યક રહેશે . .. આ પ્રકારની ઇતિહાસદૃષ્ટિ માટે પક્ષપાત હોઈ ' આનર્ત ' નું નવું નામનિર્વચન (નૃત્યમાંથી ), ડરતાં ડરતાં, કેવળ વિદ્વાનો સમક્ષ એક વિચારપ્રેરક બિંદુ ઉપસ્થિત કરવાની અપેક્ષાથી રજૂ કર્યું છે, અને ' લાટ ' અંગે પણ જરી ઊહાપોહ કર્યો છે તો વળી ' દ્વારકા ' અંગે એવી ઇતિહાસદૃષ્ટિને જ વશ થઈને આપણા એક સન્માન્ય ઇતિહાસવિદના× પ્રૌઢ તર્કની ચિકિત્સા કરવાનો ધર્મ પ્રાપ્ત થયો છે અને ' ખંભાત ' ના ' ખંભ ' માં લિંગપૂજા જોવાના વલણ પ્રત્યે અને ભૃગુકચ્છને માહિષ્મતી ગણવાની કલ્પના પરત્વે, અને લગભગ પ્રાગૈતિહાસિક અથવા ઇતિહાસની ઉષા પૂર્વેના વિચારો હોઈ કોઈ ને કોઈ નવા પૂરાવા મળતાં ઐતિહાસિક તથ્યરૂપે સાકાર થવાની તેમની શકયતાને માન આપી તટસ્થવૃત્તિ દાખવી છે જ્યારે સરસ્વતીના મૂળ પ્રવાહ અંગે પ્રાચીન વા મધ્ય યુગવાળાઓ માત્રથી ચર્ચાઓ ખેડવાના વલણને, એવી સામગ્રી જો કાંઈ ખપ આવે તો ભૂસ્તરવિદોને સોંપી છૂટા એવી નમ્ર વિનતિ સાથે, નોનજોર વટાવી જવાનું

× સરદાર કીબેએ ખંભાત પર એ મતવમનો લેખ વગેરેશ સાતમી પ્રાચ્યવિદ્યા પરિષદમાં વાંચ્યો, પણ તેના અહેવાલમાં એ લેખ કે એનો સાર મળતો નથી

જ ઠીક ગણ્યુ છે. એવી ચેષ્ટાઓ ઇતિહાસપ્રવૃત્તિની શાસ્ત્રપૂત મર્યાદારેખાને ટપી ગયા વગર ભાગ્યે જ રહી શકે

આમ, પુરાણોમાના ઉલ્લેખો ઉપરાંત ઇતર વાઙ્મય તેમજ બીજા પૂરાવાઓ અને વિદ્વાનોના મતમતાન્તરો આપવાનો મહત્ત્વાકાક્ષાભર્યો માર્ગ સ્વીકાર્યો છતા, દરેક વખતે નિર્ણય આપવાની સરતી અને ભયભરી મહત્ત્વાકાક્ષામાંથી બચવા સભાન પ્રયત્ન કર્યો છે. ઇતિહાસે નિર્ણયોની ઝડી વરસાવવાની કાંઈ જ જરૂર નથી. તો તો સત્યના સિંહાસન ઉપર અર્ધસત્યો અને અસત્યો જ આવીને આરૂઢ થઈ જાય. મળેલા પૂરાવાઓ ઉપરથી જેટલુ અને જે સ્થિતિમા તથ્ય સમજાય તેટલું તે સ્થિતિમાં રજૂ કરી છૂટવુ અને કંઇજ કદાગ્રહને તેમાં પ્રવેશવા દેવો નહિ એ સત્યસાધનાનુ પ્રથમ–અને ચરમ–આવશ્યક લક્ષણ ગણાવુ જોઇએ. આગળ જતા નવી વીગતો, નવા પૂરાવાઓ, મળતા નવો પ્રકાશ પડશે, અગાઉની વાતમા અમુક અંશ ખોટા ઠરશે તો વળી અમુક અશને નવી પુષ્ટિ મળશે અને એમ કરતા કરતાં ક્યારેક કાંઈ ચોક્કસ નિર્ણય પણ, મળવાનો હશે તો, મળી રહેશે. નિર્ણય ઉપર પહોચવુ ગમે તેટલુ ઇષ્ટ હોય, તો પણ સત્યને આઘાત પહોચાડીને તો તેમ કરવુ ભાગ્યે જ સલાહભરેલુ ગણાય ટૂંકામાં ઇતિહાસકનું લક્ષ્ય સત્યનિર્ણય હોવા છતા તેની સાધના પ્રક્રિયાના સ્વરૂપની છે. એને પહોંચવું છે મુકામે, પણ તેથી જ તો એ સતત મજલ ઉપર હોય છે સત્ય અને પોતાની વચ્ચેનું અંતર ઘટાડવામા એ રમમાણ હોય છે. આ પુસ્તકમા, ઠેરઠેર નિર્ણયો વેરવાના વલણને છૂટી લગામ આપી નથી

ભાષાશાસ્ત્રની મદદ - મળેલી સામગ્રીને તપાસવામા અને ઉપયોગમાં લેવામા ભાષાશાસ્ત્રની મદદ લેવાનો પ્રયત્ન કર્યો છે દા ત ભરૂચનું પ્રાચીન મૂળ નામ ભૃગુકચ્છ કરતા ભારુકચ્છ અને લાટ પરદેશી કરતા દેશ્ય–અન્ત્ય શબ્દ હોવાની સભાવનાઓ ભાષાના આધારે આગળ કરી છે એથી વધુ સ્પષ્ટ દાખલો ખભાતનો છે વિદ્વાનોએ એ શબ્દમાના આદ્ય ખંભ ઉપર ઠીક ઠીક ઊહાપોહ જગાવેલો જાણેલ છે પણ અત્ય 'આત'ની વાતમા કોઇએ બહુ રસ લીધો નથી શ્રી રત્નમણિરાવ જોતે ખભાત આસપાસ જૂના સમયમા લિંગપૂજા–ખભપૂજા પ્રવર્તતી હશે તેનું સૂચન આદ્ય 'ખભ'માં જુએ છે, તેમ અત્ય 'આત' ત્યા ક્યારેક આદિત્યપૂજા હોવાનુ સૂચવનાર તો નહી હોય ? આપણા ગામોના નામોમાના આવા 'આત'નું મૂળ શોધવુ કદાચ રોચક થઈ પડશે ×

---

× 'ગુજરાત' માના 'આત' ને શ્રી ન ભિ દિવાનજીની સૂચના અનુસાર અત્રી

પુરાણોમા સ્થળોનુ નામનિર્વચન—એ સ્વય અભ્યાસનો એક રસિક વિષય થઇ પડે અર્બુદ નામ અગે ધ્યાન ખેચ્યુ જ છે 'વાત્રક ઉપરથી થયેલા સસ્કૃતીકરણો તે નામ વૃત્ર કે વ્રત ઉપરથી હશે એમ માનીને ઉપજાવવામા આવ્યા લાગે છે પુરાણકારોની આ એક અદમ્ય વૃત્તિ છે તેમને નામ મળ્યુ કે તરત જ હે મુનિ ! આની નિરુકિત કહો।' એમ કોઇ ભાવુક પાત્ર પાસે પ્રશ્ન ઉપસ્થિત કરાવી તરતજ તે શબ્દની વ્યુત્પત્તિ અને તેમાથી ઉપજતી કથા આપવા તેઓ મડી પડવાના દા ત વાત્રક અગે, वार्त्रघ्नी च नदी केन निरुक्तेन निगद्यते । એ પ્રશ્નથી શરૂઆત કરી છે તેમની આવી ઉત્સુકતાને કારણે મૂળ પ્રચારના નામો-જેમની વ્યુત્પતિ હમેશા સુગમ હોતી નથી તે–ને તેઓ મચડીને સસ્કૃતાભાસી બનાવી મૂકે છે, જેમકે વાત્રકનુ વૃત્રઘ્ની કે વ્રતઘ્ની આ દાખલામાં તો વાત્રક નામ આપણી પાસે છે એટલે પુરાણકારોની માનીતી વાક્‌ક્રીડાથી આપણે મૂળ દોર ગુમાવી બેસતા નથી, પણ ઘણા દાખલાઓમાં અસલ રૂપ વિકૃત થઇ તેનુ ભ્રામક સસ્કૃતીકરણ જ આપણી પાસે રહ્યુ હોવાનો પૂરો સભવ છે સુરાષ્ટ્ર એવુ સસ્કૃતીકરણ જ લાગે છે અને પારિયાત્ર કે પારિપાત્ર જેવુ રૂડુ રૂપ પણ કોઈ તળપદા નામની વિકૃતિ હોય તો નવાઈ નહિ આ ઉપરાંત પુરાણકારો હમેશા સસ્કૃત ભાષાના સિદ્ધ વિદ્વાનો હોય છે એવુ પણ દેખવા મળતુ નથી પ્રચલિત 'સાબરમતી' નું સસ્કૃતાભાસી 'સાભ્રમતી' રૂપ ચૂકાવી દેતા એ આચકો ખાય એવી આશા રાખવી ફોગટ છે ભાષાનું જરીક ઊંડુ જ્ઞાન ધરાવનારને સાચુ રૂપ 'શ્વભ્રવતી' ન સૂઝે એવુ નથી પણ પાગળા ભાષાજ્ઞાનવાળા આ પુરાણ—કવિઓની કલ્પનાનો દોર તો છૂટો જ હોય છે 'શ્વભ્રવતી' નું સાબરમતી થયુ હતુ, પણ સાબરમતી ઉપરથી તેમણે साभ्रमती સસ્કૃત નામ ઉપજાવ્યુ અને પછી તેની કથા આપવા જતાં કપિના 'સભ્રમ' માં તેનું મૂળ શોધ્યુ ! આ દાખલો તો પુરાણની આટલી બધી કરામત છતા પ્રમાણમાં નિર્દોષ છે પણ કોઇકવાર

---

સ્ત્રીલિંગી બહુવચનના પ્રત્યય તરીકે ઘટાવ્યો છે તે પૃ૦ ૭૪ ઉપર નોંધ્યુ જ છે પણ આ અત 'આત્ય – આતિ' છે તે જૂના ગુજરાતિ તે કદીઈ કિસ્સોમા પણ જોવા મળે છે આજે પણ 'ગુજરાત' આદિ જેવી કહેવતમા અને ઉત્તર ગુજરાતમા સ્ત્રીલિંગી શબ્દ તરીકે વ્યવહાર થાય છે બીજી શબ્દો વડાવન ને જમાત પણ આજે જેમ સ્ત્રીલિંગી જણાવાથી વડીલાત્ય જમાય એમ બોલાય છે તેમ શું 'ગુજરાત' માના અરબી 'આત' પ્રત્યયનું 'કાન્હડદે પ્રબંધ' ના સમયમા પણ 'ગુજરાતિ' થઈ ગયુ હશે કે પછી અત્યન્તિ–વાળા કોઈ શબ્દમાથી 'આત' આવ્યો હશે ?

તો એવી રમત આપણને જરૂર સંભ્રમમાં નાખી દે એવી હોય છે. શ્રી-માલની બાબતમાં પુરાણે તેનો શ્રી-લક્ષ્મીની માળાઓ સાથે સંબંધ યોજી માલલોકો સાથેના એના સંબંધની સંભાવના જ આપણી નજર આગળથી ભુંસી નાખી છે.

પુરાણકારોની આ અનિયંત્રિત નિરુક્તચેષ્ટા કેટલીકવાર આવાં ખોટે રસ્તે દોરવનારાં કે મૂળ માર્ગથી ચ્યુત કરનારાં સૂચનો આપે છે, તો કોઇ વાર બહુજ સમૃદ્ધ ઇતિહાસગર્ભ ઘટનાનો પણ સહેજમાં નિર્દેશ કરી બેસે છે. એનો સૌથી મહત્ત્વનો દાખલો 'નગર' નો છે. નગર-પ્રાચીન આનર્ત-પુર-અર્વાચીન વડનગર-ના વાસીઓ તે નાગરો એમ નાગરોનો નગર જોડે સંબંધ યોજવા પુરાણ 'નગર' ની વાત કરતાં પાતાલની (નાગલોકની) વાતે ચઢી ગયા વગર રહેતું નથી અને 'નગર' શબ્દની નિરુક્તિ પણ ન+ગર (ગર એટલે વિષ) એ રીતે આપી નાગો સાથે તેને સંબંધ છે એમ સ્પષ્ટ સૂચવી દે છે. બીજા શબ્દોમાં, નાગરો નગરના વાસીઓ એટલી ઉપ-લક વાત કહેવાને બદલે પુરાણની નિરુક્તિ નાગરોના નાગ અને પાતાલ સાથેના સંબંધ ઉપર અસંદિગ્ધપણે પ્રકાશ પાડે છે.

પુરાણોમાં મળતાં સ્થળનામોને અને પુરાણોની લાક્ષણિક નિરુક્તિ-ઓને ભાષાદષ્ટિએ જેમજેમ તપાસીશું તેમતેમ ઘણી રસપ્રદ અને દ્યોતક સામગ્રી મળવા સંભવ છે.

દંતકથાથી પડતો પ્રકાશ : આ પુસ્તકમાં બીજી સામગ્રીઓની સાથે સાથે જનશ્રુતિ-દંતકથા-ને પણ સ્થાન આપવાથી તેનું મૂલ્ય સમજાયું છે. ખુદ પુરાણો પણ પોતાના વર્ણનમાં જનશ્રુતિનો સમાવેશ કરે છે. પૂર્વે અર્બુદ ઉપર પૃથ્વીમાં છિદ્ર હતું એમ વનપર્વ (મ૦ ૮૦.૭૪) માં નારદ કહે છે. આની જોડે આપણી એક દંતકથા—મહાદેવનો પોઠિયો નંદી આબુને એક શીંગડા ઉપર ઊંચકીને ઊભો છે અને થાક લાગે ત્યારે બીજા શીંગડા ઉપર તેને ખસેડે છે એવી નોંધી છે. (પૃ૦ ૧૬.) બંને વસ્તુ આબુ નીચે ભૂકંપાદિ ભૂસ્તરવિષયક સંચલન વિશે લોકોની સમાનવૃત્તિ સૂચવે છે. વિમળશાનાં દહેરાંની એક ખાટની માંડણી અને સ્થાપત્ય કરતા શિલ્પ ઉપર કેન્દ્રિત કરેલું ધ્યાન તે આવાં ભૂસંચલનો સામેની સાવચેતીને કારણે હોય એમ જોઈ શકાય છે. અને આ રીતે પૌરાણિક ઉલ્લેખ, દંત-કથા અને મધ્યકાલીન સ્થાપત્યરચના એ ત્રણે એકજ વસ્તુ ઉપર—આબુ-નીચેના ભૂસ્તરવિષયક સંચલન ઉપર પ્રકાશ પાડી રહે છે... ગુજરાતનાં

જુદા જુદાં સ્થળો અગેની દંતકથાઓ સંઘરવી જોઈએ અને અન્ય ઇતિહાસસામગ્રીની પડખે મૂકતા જરૂર તે વિચારપ્રેરક અને પૂરક પ્રમાણ તરીકે ઉપયોગી નીવડશે

ઉત્કીર્ણ સામગ્રીની મદદ ઉત્કીર્ણ સામગ્રીનો યથાશક્ય લાભ લેતા જતા ગિરનારનું અસલ નામ ઉજ્જયન્ત કે રૈવત, કાઠિયાવાડનું મૂળ નામ સુરાષ્ટ્ર કે સૌરાષ્ટ્ર,—જેવા પ્રશ્નો ઉપર ઠીક પ્રકાશ પડયો છે નાની પણ નોંધપાત્ર વાત ચમત્કારપુર અગેની છે કેમ્પે ગેઝેટિયર વડનગરના પ્રાચીનતમ પૌરાણિક નામ ચમત્કારપુર વિશે કહે છે કે એ કાલ્પનિક નામ છે અને એવા વિચિત્ર નામે આ નગર ઓળખાયું હોય એમ લાગતુ નથી પણ નવાઈની વાત એ છે કે એવુ ' વિચિત્ર ' નામ (પછી ભલે એ વડનગર માટે હો યા ન હો) વિ સ. ૧૩૪૬ના વ થળીના શિલાલેખમાં મળે છે આ નાનકડી હકીકત, પુરાણો ચાર યુગના ચાર—કે ઉજ્જયિનીની બાબતમા કર્યું છે તેમ સાત કલ્પના સાત—નામ આપે, ત્યારે તે એકદમ ફેકી દેતા પહેલાં, આપણને વિચાર કરવા પ્રેરે તો બસ છે આવા આપણને અત્યારે તરત સમજાય નહિ એવા નામો પ્રાચીનતમ આર્યેતર નગરનામો હોય અને એક જૂના નામ તરીકે લાંબા વખત સુધી નવા નગરોને વળગી રહ્યા હોય ખંભાતનું એક પ્રાચીન નામ ભોગવતી છે, અને તે એના પાતાળ—નાગલોક સાથેના સબંધ ઉપરથી હોવાની પૂરી સભાવના છે આર્યોની પૂર્વે ખભાત અથવા તો બીજે કોઈ સ્થળે આર્યેતરોની ભોગવતી નામે મહાન નગરી હોય અને એથી એ નામ જૂના નામ તરીકે કે પરાના નામ તરીકે પણ લાંબા સમય સુધી પ્રચારમા ટકી રહ્યુ હશે ઉજ્જયિનીના એક પરાનું નામ ભોગવતી છે બીજાનુ નામ અનકા છે બને આર્યોને વારસામા મળેલા નગરનામો હોવાનુ અસભવિત નથી

**તીર્થો**—સાસ્કૃતિક ઇતિહાસની સામગ્રી તીર્થોના નામોએ આ પુસ્તકનાં ઠીકઠીક પાના રોકેલા દેખાશે પણ તે તીર્થનામો આપવા અનિવાર્ય જણાયાં છે પહેલું તો એ સખ્યાબધ તીર્થનામો કાલ્પનિક નથી, પણ કોઈ ને કોઈ નાનામોટા ચોક્કસ સ્થળના સૂચક છે. અને એ ચોકસ નામો તે માત્ર વિશેષનામો—ભૌગોલિક સ્થળોના નામો—ના ખડકલા જ માત્ર નથી પ્રજાના સામાજિક જીવન ઉપર તે પ્રકાશ ફેકી રહે છે અવન્તિ અને પ્રભાસ, દ્વારકા, અર્બુદ અને રૈવતક, ધર્મારણ્ય અને હાટકેશ્વર, એ બધા સ્થળો એક ... ... જગતનાં તીર્થોથી માંડી ... ના આઠઆઠના તીર્થો,

મૂર્તિઓ ને પવિત્ર જળાશયો ! એ શું સૂચવી રહે છે ? એમ ને એમ તો એ થતા નથી અનર્ગળ ખર્ચ, ભાવિકોની સતત અવરજવર, વિવિધ સ્થળો જાગતા રાખવાની સવડ અને તૈયારી—એ બધુ આ પૌરાણિક તીર્થ 'માહાત્મ્યો' વાચતા પ્રત્યક્ષ થાય છે, અને એ રીતે તત્કાલીન પ્રજાના સાસ્કૃતિક ઇતિહાસ ઉપર આપોઆપ પુષ્કળ પ્રકાશ પડી રહે છે વંશાવળીઓની યાદીઓ ઉપર જે ઇતિહાસદર્શન ઝઝૂમતુ નથી તેને માટે તો આવા સાસ્કૃતિક ઇતિહાસની ઝાખી કરાવતા માહાત્મ્યો અપરંપાર મહત્ત્વના ઠરે છે

એક નગરની કે ગિરિની સોડમા આટઆટલા તીર્થસ્થાનો લપાયા હોય એ હકીકત પોતે જ અચરજ પમાડે એવી અને નોધપાત્ર ગણાય પણ પ્રજાની ધર્મચર્યાની વિવિધતા, તે વિવિધતાને પોષવા જેટલા સમૃદ્ધિ અવકાશ અને ધર્માભિમુખતા એ બધાનુ એમાથી સૂચન મળે છે એથી તો તીર્થવર્ણનો આપતા પૌરાણિક 'માહાત્મ્યો'ની અગત્ય ઘણી જ વધી જાય છે આ રીતે જોઈશુ તો ભૌગોલિક ખડ તે, આ પૂરતો, સામાજિક ઇતિહાસનો ખડ પણ બની રહે છે

એક વખત એ વિવિધ તીર્થોથી શોભતા ગિરિઓ કે નગરોના ક્ષેત્રો એક જાતની લોકવિદ્યાપીઠની ગરજ સારતા હોવા જોઈએ વિદ્યા અને સસ્કૃતિને સહજપણે ગ્રહણ કરવાની પ્રજાને એ તીર્થક્ષેત્રોના વાતાવરણમા તક મળતી ત્યારે વિદ્યાકેન્દ્રો પરંપરા નથી જ અટકી ન જતા બધી કળાઓ, બધી આધ્યાત્મિક પ્રવૃત્તિઓ ત્યા એકત્રિત થતી મોટા ક્ષેત્રો રચાતા મોઢેરા 'ધર્મારણ્ય' હતુ ખેડબ્રહ્મા 'બ્રહ્મક્ષેત્ર' હતુ જીવનનુ સૂક્ષ્મતમ તત્ત્વ–ધર્મ, બ્રહ્મ – જ્યા અહર્નિશ સ્ફુરાયમાણ થતુ રહે એવુ સજીવ, ચેતનધબકતુ, વાતાવરણ રચાતુ ભણવાના–અક્ષરજ્ઞાન લેવાના આશયથી ન આવ્યા હોય એવા શિશુઓ, વૃદ્ધો અને ઘરનારીઓ પણ આ તીર્થોમાથી કાઈ ને કાઈ પામીને જતા કોઈ ખાલી હાથે–ખાલી હૈયે પાછુ ન વળતુ એવા વિદ્યાકેન્દ્રોના વાતાવરણમા ઝુલાતા પ્રજાનો પ્રાણ પ્રફુલ્લિત થતો તીર્થક્ષેત્રો એ, આમ સસ્કૃતિની પરબો સમા નીવડ્યા હતા

તીર્થનામોની સામગ્રીમાથી પ્રજાના સાસ્કૃતિક જીવનના વિવિધ સૂચન મળે છે, તેમા સૌથી ધ્યાનપાત્ર તે પ્રજાની ધાર્મિક સમન્વયવૃત્તિ અગેનુ છે એવુ દેખાય છે કે પ્રત્યેક ક્ષેત્રમા હરકોઈ ધાર્મિક માન્યતા ધરાવનારને માટે આકર્ષણ રહતુ એટલે કે પરધર્મસહિષ્ણુતાનુ, સર્વધર્મસમભાવનુ વાતાવરણ વત્તેઓછે અશે પ્રવર્તતુ પછી એક ધાર્મિક માન્યતાનુ જોર ઘટતા

અને બીજાનું વધતાં, નવી પ્રબળ ભાવના જૂનીનાં તીર્થોને અપનાવી પોતાના રંગે રંગી દે એવા દાખલા પણ બન્યા હશે. મધ્યકાલના પાછળના સમયમાં જેમ કેટલીક ઈસ્લામી ઈમારતોમાં બિનઈસ્લામી ઈમારતોના અવશેષો વપરાયેલા સ્પષ્ટ જોઈ શકાય છે, તેમ અગાઉનાં મંદિરોમાં પણ એવા ભેળ થયેલા જોવા મળશે. જે દેવનું મંદિર હોય તે કરતાં જુદા જ દેવની પૂજાની પ્રણાલીઓ સૂચવતી કેટલીકવાર તો મૂર્તિઓ પણ જોવા મળશે. કારણ સાદું જ છે. એક પ્રકારની દેવપૂજા અસ્ત પામતાં નવા પ્રકારની દેવપૂજા આગલા મંદિરને અપનાવી તેને પોતાના ખપમાં લે એવા બનાવો બન્યા હોય એ સ્વાભાવિક છે. તીર્થનામોમાં એક દાખલો તરત જ ઊડીને આંખે વળગે એવો છે. આજે જેને તુલસીશ્યામથી ઓળખીએ છીએ એ સ્થાનને માટે 'તલસ્વામી' નામ પુરાણ આપે છે. શૈવધર્મી પુરાણકારે તુલસીશ્યામનું તલસ્વામી કર્યું હશે કે પ્રભાસ તો શૈવપૂજાનું પ્રાચીનતમ થાણું હોઈ તલસ્વામીનું પાછળથી જોરમાં આવેલા વૈષ્ણવમાર્ગે તુલસીશ્યામ કરી દીધું હશે? શૈવવૈષ્ણવ મિશ્રણનાં અનેક સૂચનો તીર્થનામોમાંથી મળશે.

આપણા ધાર્મિક જીવનનું પ્રધાન લક્ષણ તેની પારાવાર સમન્વયશક્તિ છે. અર્બુદ નાગોનું-પ્રાચીન આર્યેતરોનું થાણું હશે, પણ પોતે આભારવશ થઈ કૃપાથી પર્વતનું અર્બુદ નામ પાડ્યું એમ આર્યોએ કથા યોજી, એ નાનકડા પણ સૂચક દૃષ્ટાંત તરફ પુસ્તકમાં (પૃ. ૧૮) ધ્યાન ખેંચ્યું જ છે. જૈન વિચાર ગુજરાતમાં પગભર થયો હતો. પુરાણકારે દિગંબર શિવને 'નેમિનાથ શિવ' તરીકે ઓળખાવ્યા. (પૃ. ૧૮૦.) આ કેવળ સર્વધર્મસમભાવ નથી, સર્વધર્મમમભાવ છે.

તીર્થોની સંખ્યા અને ક્રમ વિશે પણ બે શબ્દ જરૂરી છે. સ્કન્દપુરાણ એક ઠેકાણે કહે છે: આ ક્ષેત્રમાં જેટલાં તીર્થ છે તેને તો સ્વયંભૂ ચતુરાનન હજારો વરસે પણ વર્ણવી શકે નહિ. મેઘમાલાનાં કેટલાં બિંદુઓ સ્રવે છે, ધરિત્રી ઉપર કેટલી તૃણસંખ્યા છે, પૃથિવી ઉપર કેટલા રેતીકણો છે અથવા નભમાં જ્યોતિઓની કેટલી સંખ્યા છે તે જેમ કોઈ કહી શકતું નથી, તેવું જ આ ક્ષેત્રની તીર્થસંખ્યાનું છે. (સ્કઆઅ ૭૦. ૧૩-૬) બીજે ઠેકાણે સ્કન્દ કહે છે કે આ ક્ષેત્રમાં સાડાત્રણ કોટિ તીર્થો છે અને બધે જ જવું અશક્ય છે, તેથી મનથી જ જવું. (मनसा तानि सर्वाणि गन्तव्यानि समाहितैः॥ સ્કપ્રપ્ર ૩. ૧૦૦) નર્મદાનાં અસંખ્ય તીર્થો છે પણ તેમાંથી સ્કન્દે ૪૦૦

ગણાવ્યાં છે અને અનેક તીર્થ આગળ ગુપ્તતીર્થો પણ છે એમ નોંધ્યું છે. (પૃ. ૧૨૩.) ધર્મચર્યાનાં પરિવર્તનોને કારણે તીર્થો વધતાં જ જતા હશે તેનો સમાવેશ કરવા અને પુરાણસહજ અત્યુક્તિથી તીર્થસંખ્યા વિશે આવા ઉદ્ગારો કાઢ્યા હશે એમ માનવું પ્રાપ્ત થાય છે. એક લાક્ષણિક દાખલો સ્કન્દના આવન્ત્યખંડમાં મળે છે. તેનો બીજો ખંડ 'અવન્તીસ્થ-ચતુરશીતિ-લિંગમાહાત્મ્ય' અધ્યાયવાર એક એમ તેના ૮૪ અધ્યાયમાં ૮૪ લિંગોનું બયાન આપે છે, પણ તેની પૂર્વેના પ્રથમ ખંડ 'અવન્તીક્ષેત્રમાહાત્મ્યખંડ'-ના છેલ્લા અધ્યાયમાં આ ૮૪ લિંગો ગણાવવા શરૂ કરતાં તેમાંથી ત્રણ ઉડાવી દઈ બીજાં અનેક વધારાનાં ઉમેર્યાં છે. જુદેજુદે સમયે થયેલી યાદીઓમાં આવા ફેરફાર રહેવાના જ. નર્મદાતટનાં તીર્થોની ગણનાનું પણ એવું જ જોવા મળે છે.

ક્રમ નદીતટનાં તીર્થોમાં સચવાય એ ઇષ્ટ ગણાય. નર્મદાતટની સ્કન્દે રેવાખંડમાં આપેલી તીર્થમાલામાં કૂર્મે આપેલી યાદીનો સમાવેશ કરવા જતાં કદાચ ક્રમભંગ થયો હશે. ઉપરાંત પણ દા. ત. નર્મદાતટ ઉપર ૧૨ કોટીશ્વરો ૧૦ છે એમ કહ્યું છે તે બારેબાર વખત અપાયા નથી. ઉપરાંત એકજ સરખાં નામવાળાં તીર્થો જુદા જુદાં ક્ષેત્રોમાં મળે છે તે બધાનાં ક્ષેત્ર-સ્થાનોનો નિર્દેશ સૂચિમાં કર્યો નથી તે, તે તે સ્થળે જોતાં તરત જ પ્રતીત થાય એમ હોઈ, દીર્ઘસૂત્રતામાંથી બચવાના આશયથી જ.

તીર્થોનાં એકસરખાં નામો જુદા જુદાં ક્ષેત્રોમાં મળે છે-કેટલીકવાર તો ઝૂમખાનાં ઝૂમખાં અથવા હારની હાર પણ મળી આવે છે એ ઘટના ઇતિહાસપ્રેમીને માટે સામાન્ય મહત્ત્વની નથી દા. ત. સિધ્ધેશ્વર, કોટીશ્વર, નાગહ્રદ, મૃગીકુંડ, અગ્નિતીર્થ જેવાં તીર્થો જુદાંજુદાં અનેક ક્ષેત્રોમાં મળશે, તે તે સ્થળે તે તે તીર્થનું ઐતિહાસિક મહત્ત્વ તો વિચારવાનું રહેશે જ, જેમકે અર્બુદ કે હાટકેશ્વરમા નાગહ્રદ ન હોય તો જ તેની નવાઈ. પણ સાથેસાથે બીજી એ વસ્તુ તરફ ધ્યાન ખેંચવાનુ રહે છે કે તીર્થસ્થાપકો અન્ય ક્ષેત્રોમા અગત્ય ધરાવતા પ્રચલિત તીર્થોના નામ જ નવાં તીર્થોને આપે એ-આજે જેમ નગરેનગરે જવાહરમાર્ગ કે ગાધીરસ્તો હોય છે તેમ-સ્વાભાવિક છે. એથી એક ક્ષેત્રનાં કે નદીતટના તીર્થોનો મોટો ભાગ બીજા ક્ષેત્રમાં કે નદીતટ ઉપર મળે તે ઉપરથી મહત્ત્વના ઐતિહાસિક અનુમાન તરફ ખેંચાતાં સાવચેતી રાખવી જરૂરી છે. પુરાણોના આ વલણની માહિતી હોત તો શ્રી. રત્નમણિરાવ જોટે 'સાભ્રમતીમાહાત્મ્ય' માં પ્રાચીન સરસ્વતી-

તટનાં ઘણાં તીર્થો હાલની સાબરમતીના તટ ઉપર વર્ણવાયાં હોઈ સાબરમતીનું આજનું વહેણ પ્રાચીન સરસ્વતીના વહેણનો ટુકડો હોવાનું અનુમાન આગળ ધરે છે તે એમ ન કરત.

નકશા : અગત્યનાં તીર્થક્ષેત્રોના, ધર્મારણ્ય. રૈવતક, આદિના નોખાનોખા નકશા આપી શક્યા હોત તો આદર્શ ગણાત. પણ એકંદર મર્યાદાઓને લક્ષમાં લઈ અગત્યના પાંચ નકશા, જાતે તૈયાર કરીને, આપ્યા છે. મુખ્ય વસ્તુઓનો નિર્દેશ એ નકશાઓની મદદથી થઇ રહેશે એવી આશા છે. ગુજરાતના મહત્ત્વના ભૌગોલિક પ્રશ્નો અંગે, ગુજરાત અને તેની પડોશના મુલકો, અત્યારે 'સરસ્વતી' નામ ધરાવતી ત્રણ નદીઓ, અને રુદ્રદામાના ઇ. સ ૧૫૦ના ગિરનાર શિલાલેખમાં ગણાવાયેલા પ્રદેશોઃ સાન્નિધ્યક્રમની દૃષ્ટિએ —એટલા નકશાઓ આપીને જ સંતોષ માન્યો છે.

પૌરાણિક ભૂગોળ : આ યત્કિંચિત્ સંશોધનપ્રવૃત્તિની ફલશ્રુતિમાં કોઈ સિદ્ધિ કરતાં શક્યતાઓની વિપુલતા પ્રત્યે ધ્યાન ખેંચવાનો જે એક માત્ર આશય છે તે ફળશે એવી આશા છે. પુરાણો ભુવનકોશવર્ણન આપે છે અને એમાં આખી પૃથ્વીની અને ખાસ કરીને ભારતવર્ષની ભૂગોળ આપે છે. પાર્જિટરે જુદાંજુદાં પુરાણોમાંથી વંશાવળીઓ ઊંચકી લઇ, પરસ્પર મેળવી, સાફ કરી, સમૃદ્ધ માહિતી તારવી આપી આપણા દેશના ઇતિહાસમાં કાલનિર્ણયની ગૂંચો ઉકેલવામાં અમૂલ્ય સહાયતા કરી છે. એજ પ્રમાણે જો કોઈ અભ્યાસી પુરાણોનાં ભુવનકોશવર્ણનોને ઊંચકી લઈ, પરસ્પર મેળવી, અન્ય સામગ્રીની મદદથી પરિષ્કૃત કરી સ્થળનિર્ણયના કોયડાઓ ઉકેલતી, ( આ પુસ્તકમાં તો માત્ર ગુજરાત–પશ્ચિમહિંદ–ની છે, પણ આખા હિંદની ) ભૂગોળવિષયક માહિતી તારવી આપે તો ઇતિહાસની ભાગોલિક પીઠિકા સ્થિર થતાં, મોટી સેવા થાય. આપણા પ્રદેશોનાં નામો સામાન્યતઃ તે તે જાતિનાં નામ ઉપરથી પડેલા હોઈ જુદી જુદી જાતિઓનો ઇતિહાસ પણ સાથેસાથે એ રીતે મળી જશે કોઈ ઇતિહાસપ્રેમી આ કાર્ય પાર પાડશે એવી આશા સાથે વિરમીએ.

અંતે, આ પુસ્તકમાં અત્રેનાં મર્યાદિત સાધનો અને લખનારની પોતાની પ્રમાદ, અણઆવડત આદિ મર્યાદાઓને કારણે અનેક ત્રુટિઓ હશે, તે સુધારવામાં જાણકારો સહાયભૂત બનવા કૃપાશીલ થશે એવી આશા છે.

### ૫ આભારદર્શન

પુસ્તકનું લખાણ શ્રી. દુર્ગાશંકર કે. શાસ્ત્રીજીને હાથે તપાસાયાનો મોટો એને મળ્યો છે. એ પુરાણવિદ ઇતિહાસકે મને આ કાર્યમાં જે

ઊંડું પ્રોત્સાહન આપ્યું છે તે શબ્દોથી ભાગ્યેજ વ્યક્ત થઈ શકે. અને સંશોધન કરતાં એમનાથી મારે મતભેદનો પ્રસંગ આવવા છતાં મને મારે માર્ગે ચાલવા દેવામાં એમની સુજનતા કે સત્યપ્રિયતા વધારે કારણભૂત હશે એ મારે માટે કોયડો જ છે. આખું લખાણ વિદ્યાભવનના અધ્યક્ષ શ્રી. રસિકલાલ છો. પરીખને પણ બતાવ્યાનો લાભ મળ્યો છે અને એમણે આમુખ પણ લખી આપ્યો છે. વરસો પહેલાં ઇતિહાસના અધ્યયન અંગે આ બંને ઇતિહાસવિદોની મમતાભરી સહાય મેળવવા હું ભાગ્યશાળી થયો હતો. આજે આ નાનકડો પ્રયાસ તે બંનેના આશીર્વાદ સાથે બહાર પડે છે એ આ લખનારનું નાનુંસૂનું સદ્‌ભાગ્ય નથી.

પ્રૂફ જોવાના કંટાળાભરેલા કાર્યમાં અને અનેકવાર કીમતી સૂચનો આપવામાં સહાધ્યાપકો શ્રી. કે. કા. શાસ્ત્રીજી અને શ્રી. હરિપ્રસાદ શાસ્ત્રીની મદદ મળી છે. અધ્યા. ભોગીલાલ સાંડેસરા જે 'જૈન આગમોમાં ગુજરાત' તૈયાર કરી રહ્યા છે અને અધ્યા. હરિપ્રસાદ શાસ્ત્રી જે 'ઉત્કીર્ણ લેખોમાં ગુજરાત' તૈયાર કરશે એવી આશા રાખીએ–એ બંને પાસેથી સૂચનો મળ્યાં છે. શ્રી. હરિપ્રસાદ શાસ્ત્રીએ તેમના ખાસ અભ્યાસવિષય વલભીનાં દાનપત્રો અંગે વારંવાર સહાયતા આપી છે. ત્રણે સહયોગીઓનો હું ઋણી છું.

ઉપરાંત, મારી પ્રવૃત્તિમાં મારા મિત્ર શ્રી. જયન્તિ દલાલે અંગત રસ લીધો ન હોત તો આજના વિષમ સમયમાં આટલી ઝડપથી એ ભાગ્યેજ પ્રગટ કરી શકાયું હોત. એમનો આભાર તો ન માનું તો પણ ચાલે, પણ આ જાતના પુસ્તકનું મુદ્રણકાર્ય પાર પાડનાર એમના પ્રેસના કારીગર બંધુઓ પ્રત્યે સહૃદયતાપૂર્વક આભાર પ્રદર્શિત કરવાની અહીં તક લઉં છું.

સૂચિ તૈયાર કરવામાં બે બહેનોએ મદદ કરી છે તેમનો પણ હું ઋણી છું.

અંતમાં, આ કાર્યનો આરંભ કર્યો ત્યારે વારંવાર એને અંગે રસપૂર્વક પૃચ્છા કરનાર અને વાતવાતમાં અનાયાસે અમૂલ્ય સૂચનો વેરનાર આચાર્યશ્રી આનન્દશંકરનું તો માત્ર સ્મરણ કરીને જ સંતોષ માનવાનો રહે છે !

અમદાવાદ
૩૦–૮–૧૯૪૬

ઉમાશંકર જેઠાલાલ જોષી

# સંક્ષેપસૂચિ

| | |
|---|---|
| અ | અગ્નિપુરાણ ( વે આ ) |
| અઇ | અલમરુની'સ ઇન્ડિયા સંપાદક ડૉ એડવર્ડ સી સખાઉ કેગન પૉલ, લંડન ઇ સ ૧૯૧૪ |
| આએ | આર્કિયોલોજી ઍન્ડ એન્શ્યન્ટ ઇન્ડિયન હિસ્ટરી ડૉ હીરાનંદ શાસ્ત્રી ગુજરાત વર્નાક્યુલર સોસાયટી, અમદાવાદ ઇ સ ૧૯૪૪ |
| આસરી | 'આર્કિયોલૉજિકલ સર્વે રિપોર્ટ્સ' |
| ઇએ | 'ઇન્ડિઅન ઍન્ટિક્વેરી' |
| ઇહિક્વૉ | 'ઇન્ડિઅન હિસ્ટોરિકલ ક્વૉર્ટર્લી' |
| ઋ | ઋગ્વેદ |
| એઇ | 'એપિગ્રાફિકા ઇન્ડિકા' |
| ઍઇ | ઍન્શ્યન્ટ ઇન્ડિયન હિસ્ટોરિકલ ટ્રેડિશન એફ ઈ પાર્જિટર ઑક્સફર્ડ યુનિવર્સિટી પ્રેસ, લંડન ઇ સ ૧૯૨૨ |
| એન્જ્યૉ | કનિંગહામ્સ ઍન્શ્યન્ટ જ્યૉગ્રૉફી ઑફ ઇન્ડિયા સંપાદક સુરેન્દ્રનાથ મજૂમદાર શાસ્ત્રી ચક્રવર્તી ચેટરજી ઍન્ડ કો , કલકત્તા ઈ સ ૧૯૨૪ |
| ઍટા | ઍન્શ્યન્ટ ટાઉન્સ ઍન્ડ સિટિઝ ઑફ ગુજરાત ઍન્ડ કાઠિયાવાડ શ્રી અનન્ત સદાશિવ અલ્તેકર મુંબઇ ઇ સ ૧૯૨૬ |
| એભા | 'ઍનાલ્સ ઑફ ધ ભાણ્ડારકર ઇન્સ્ટીટ્યૂટ' |
| ઐસ | ઐતિહાસિક સંશોધન શ્રી દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી ગુજરાતી સાહિત્ય પરિષદ મુંબઈ ઇ સ ૧૯૪૧ |
| કા | કાવ્યાનુશાસન ( આચાર્ય હેમચંદ્ર કૃત ) ભાગ બીજો, ઉપોદ્‌ઘાત શ્રી રસિકલાલ છો પરીખ શ્રી મહાવીર જૈન વિદ્યાલય, મુંબઈ ઇ સ ૧૯૩૮ |
| કામી | કાવ્યમીમાંસા ( રાજશેખર કૃત ) સંપાદક શ્રી ચીમનલાલ ડી દલાલ, અને પ આર એ શાસ્ત્રી ઓરિએન્ટલ ઇન્સ્ટીટ્યૂટ, વડોદરા ઇ સ ૧૯૩૪ |
| કાસૂ | કામસૂત્ર ( વાત્સ્યાયન મુનિ કૃત ), જયમંગલા ટીકા સમેત સંપાદક શ્રી ગોસ્વામી દામોદર શાસ્ત્રી ચૌખંબા સંસ્કૃત સિરિઝ ઑફિસ, કાશી ઇ સ ૧૯૨૯ |
| કુભ૦ | કુંભકોણમ્-આવૃત્તિ મહાભારતની |

કૂઉ  કૂર્મપુરાણ–ઉત્તર ભાગ. (વે. આ )
કૂપૂ  કૂર્મપુરાણ–પૂર્વ ભાગ  ,,
કેહિ  કેમ્બ્રિજ હિસ્ટરી ઑફ ઇન્ડિયા, ગ્રંથ ૧ : કેમ્બ્રિજ. ઇ.સ ૧૯૩૫.
ખઇ  ખંભાતનો ઇતિહાસ શ્રી રત્નમણિરાવ ભીમરાવ જોટે ગુજરાત સાહિત્ય સભા, અમદાવાદ ઇ સ ૧૯૩૫
ગ  ગરુડ પુરાણ  ( વે. આ. )
ગસદ્વા  ગર્ગસંહિતા–દ્વાદશ ખંડ  ,,
ગસમ  ,, –સપ્તમ ખંડ  ,,
ગુએ  ગુજરાતના ઐતિહાસિક લેખો ભાગ ૧, ૨, ૩. સંગ્રાહક આચાર્ય ગિરજાશંકર વલ્લભજી શ્રી ફાર્બસ ગુજરાતી સભા, મુંબઈ. ઇ.સ ૧૯૩૩–'૩૫–'૪૨
ગુવે  ગુજરાતી લેન્ગ્વેઈઝ ઍન્ડ લિટરેચર ભાગ ૨ શ્રી નરસિંહરાવ ભો દિવેટિયા મુંબઈ યુનિવર્સિટી ઇ સ ૧૯૩૨
ગુસત્રૈ  'ગુજરાત સંશોધનમંડળનું ત્રૈમાસિક'
ગ્લોગુ  ગ્લોરી ધૅટ વૉઝ ગુર્જરદેશ–ગ્રંથ ૧, ૩  શ્રી કનૈયાલાલ મા. મુનશી ભારતીય વિદ્યાભવન, મુંબઈ ઇ. સ ૧૯૪૩, ૧૯૪૪
જબો  'જર્નલ ઑફ ધ બૉમ્બે બ્રાન્ચ ઑફ ધ રૉયલ ઍશિયાટિક સોસાયટી'
જરો  'જર્નલ ઑફ ધ રૉયલ ઍશિયાટિક સોસાયટી'
જૈસા  જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ  શ્રી મોહનલાલ દલીચંદ દેસાઈ. પ્રકાશક પોતે, મુંબઈ ઇ સ ૧૯૩૩
જ્યોએ  જ્યોગ્રોફિકલ ઍસેઝ ગ્રંથ ૧  ડૉ બિમલ ચરણ લૉ લ્યુઝાક ઍન્ડ કો, લંડન ઇ સ ૧૯૩૭
જ્યોડિ  જ્યોગ્રોફિકલ ડિક્શનરી ઑફ ઍન્શન્ટ ઍન્ડ મિડીવલ ઇન્ડિયા : શ્રી નંદલાલ દે લ્યુઝાક ઍન્ડ કો, લંડન. ઇ સ ૧૯૨૭
ટો  મૅક્રિન્ડલ્સ ઍન્શન્ટ ઇન્ડિયા ઍઝ ડિસ્ક્રાઇબ્ડ બાય ટૉલેમી : સંપાદક શ્રી સુરેન્દ્રનાથ મજૂમદાર શાસ્ત્રી ચક્રવર્તી ચેટરજી ઍન્ડ કો, કલકત્તા ઇ. સ ૧૯૨૭
તા  શ્રી તાપીપુરાણ યાને શ્રી તાપીમાહાત્મ્ય  સંપાદક શ્રી ઉપાસક વૈદ્ય સદાશિવભુવા વામનબુવા ગર્ગે કામરેજ ઇ સ ૧૯૨૫
પઉ  પદ્મપુરાણમાં છઠ્ઠો ઉત્તરખંડ ( વે આ
પસૃ  ,, મા પહેલો સૃષ્ટિખંડ  ,,
પસ્વ  ,, મા ત્રીજો સ્વર્ગખંડ  ,,

પેરિ ધ પેરિપ્લસ ઑફ ધિ ઈરીથ્રિયન સી : અનુવાદક વિલફ્રેડ એચ. સ્કોફ. લોન્ગમેન્સ ગ્રીન ઍન્ડ કો., ન્યૂયોર્ક. ઇ. સ. ૧૯૧૨.

પ્રિઇ પ્રિ-બુદ્ધિસ્ટ ઇન્ડિયા : શ્રી. રતિલાલ એન. મહેતા. મુંબઈ. ઈ. સ. ૧૯૩૯.

બુઇ બુદ્ધિસ્ટ ઇન્ડિયા : રૂહાઈઝ ડેવિડ્ઝ. ટી ફિશર અનવિન, ન્યૂયોર્ક. ઈ. સ. ૧૯૦૩.

બૃસં બૃહત્સંહિતા ( વરાહમિહિર કૃત ), ભાગ ૧ : સંપાદક મહામહોપાધ્યાય સુધાકર દ્વિવેદી. ઇ. જે. લેઝરસ ઍન્ડ કો., કાશી. ઈ. સ. ૧૮૯૫.

બોગે બોમ્બે ગેઝેટિયર ગ્રંથ ૧, ૧૬.

બ્ર બ્રહ્મપુરાણ. ( વેં. આ. )

બ્રપૂઅ બ્રહ્માંડપુરાણમાં પૂર્વ ભાગનો દ્વિતીય અનુષંગપાદ. (વેં. આ.)

બ્રમા 'પુરાતન બ્રહ્મક્ષેત્ર'નું પરિશિષ્ટ 'બ્રહ્મક્ષેત્રમાહાત્મ્ય': શ્રી. ગણપતિશંકર જયશંકર શાસ્ત્રી. વડાલી. ઇ. સ. ૧૯૩૮.

ભપ્રચ ભવિષ્યપુરાણમાં ત્રીજા પ્રતિસર્ગનો ચતુર્થ ખંડ. (વેં. આ.)

ભપ્રતૃ ,, નો તૃતીય ખંડ. ,,

ભપ્રદ્વિ ,, નો દ્વિતીય ખંડ. ,,

ભપ્રપ્ર ,, નો પ્રથમ ખંડ. ,,

ભાઅ ભાગવતપુરાણ—અષ્ટમ સ્કન્ધ. નિર્ણયસાગર આવૃત્તિ; પી. રામ-, *સ્વામી શાસ્ત્રુલુ ઍન્ડ સન્સ,* મદ્રાસ. ઇ સ. ૧૯૩૭.

ભાએ ,, એકાદશ ,, ,,

ભાણ્ડા ભાણ્ડારકર ઇન્સ્ટીટ્યૂટ આવૃત્તિ, મહાભારતની.

ભાતૃ ભાગવત પુરાણ તૃતીય સ્કન્ધ. ભાઅ પ્રમાણે

ભાદ ,, દશમ ,, ,,

ભાન ,, નવમ ,, ,,

ભાપં ,, પંચમ ,, ,,

ભાપ્ર ,, પ્રથમ ,, ,,

ભાભા ભારતીય ભાષાઓની સમીક્ષા ( ગ્રિયર્સન કૃત ) ગ્રંથ ૯: ભાગ ૨ : અનુવાદક શ્રી. કેશવરામ કા. શાસ્ત્રી શ્રી ફાર્બસ ગુજરાતી સભા. મુંબઈ. ઇ. સ. ૧૯૪૧.

| | |
|---|---|
| મ | મત્સ્યપુરાણ ( વેં. આ., આનન્દાશ્રમ આવૃત્તિ. ) |
| મઆ | મહાભારત આદિપર્વ ( ભાણ્ડા૦ ). |
| મઆ (કુંભ) | ,, ,, કુંભકોણમ્ આવૃત્તિ. |
| મક | ,, કર્ણપર્વ ( કુંભ૦ ). |
| મભી | ,, ભીષ્મપર્વ ( ભાણ્ડા૦ ). |
| મમૌ | ,, મૌસલપર્વ ( કુંભ૦ ). |
| મવ | ,, વન [ આરણ્યક ] પર્વ ( ભાણ્ડા૦). |
| મશ | ,, શલ્યપર્વ ( કુંભ૦ ). |
| મશા | ,, શાન્તિપર્વ. ,, |
| મસૌ | સૌપ્તિકપર્વ ( કુંભ૦ ). |
| મા | માર્કંડેય પુરાણ. ( વેં. આ. ). |
| માઇ | માઉન્ટન્સ ઑફ ઇન્ડિયા: ડૉ. બી. સી. લૉ. જ્યૉગ્રૉફિકલ સોસાયટી, કલકત્તા. ઇ. સ. ૧૯૪૪. |
| માર્ક<br>માર્ક | ધિ માર્કંડેય પુરાણ : સંપાદક એફ. ઍડન પાર્જિટર. ધિ એશિયાટિક સોસાયટી ઑફ બેન્ગાલ, કલકત્તા. ઇ. સ. ૧૯૦૪. |
| મેઘ | મેઘદૂત ( કાલિદાસ કૃત ). |
| રઘુ | રઘુવંશ. ,, |
| રાઉ | રામાયણ–ઉત્તરકાણ્ડ : (નિર્ણયસાગર આવૃત્તિ.) |
| રાકિ | ,, કિષ્કિન્ધાકાણ્ડ : ,, |
| રીઇ | રીવર્સ ઑફ ઇન્ડિયા : ડૉ. બી. સી. લૉ. જ્યૉગ્રૉફિકલ સોસાયટી, કલકત્તા. ઇ. સ. ૧૯૪૪. |
| વ | વરાહપુરાણ. ( વેં. આ. ) |
| વા | વામનપુરાણ. ,, |
| વાપૂ | વાયુપુરાણ–પૂર્વભાગ. ,, |
| વિચ | વિષ્ણુપુરાણ–ચતુર્થખંડ. ,, |
| વિતીક | વિવિધતીર્થકલ્પ ( જિનપ્રભસૂરિ કૃત ) સંપાદક શ્રી મુનિ જિનવિજયજી. શાન્તિનિકેતન ( બંગાલ ). ઇ. સ. ૧૯૩૪. |
| વિદ્વિ | વિષ્ણુપુરાણ દ્વિતીય ખંડ. ( વેં. આ. ) |
| વિપ | ,, પંચમ ખંડ. ( વેં. આ. ) |
| વેઇ | વેદિક ઇન્ડેક્સ ઑફ નેઇમ્સ એન્ડ સબ્જેક્ટ્સ, ગ્રંથ ૧, ૨ : આર્થર ઍન્થની મેકડોનેલ તથા આર્થર બેરિડેઇલ કીથ. ગવર્મેંટ ઑફ ઇન્ડિયાનું પ્રકાશન, લંડન. ઇ. સ. ૧૯૧૨. |

વે આ વેંકટેશ્વર પ્રેસ, મુંબઇ આવૃત્તિ, તે તે પુરાણની.

વૉ ઑન યુઆન શુવાંગ્સ ટ્રાવેલ્સ ઇન ઇન્ડિયા, ગ્રંથ ૧, ૨ ટૉમસ વૉટર્સ કૃત ) : સંપાદક ટી ડબલ્યુ રૂહાઇઝ ડેવિડઝ તથા એસ ડબલ્યુ બુશેલ રૉયલ એશિયાટિક સોસાયટી, લંડન ઇ સ ૧૯૦૪

શ્રીમા શ્રીમાળ પુરાણ અથવા સ્કંદપુરાણ માંહેનું શ્રીમાળ માહાત્મ્ય : સંપાદક શ્રી જટાશંકર લીલાધર તથા કેશવજી વિશ્વનાથ ગુજરાત આર્ય ઔષધશાળા, અમદાવાદ ઇ સ ૧૮૮૯.

સેબૂ સૅક્રેડ બુક્સ ઑફધિ ઈસ્ટ

સ્કઆઅ સ્કન્દપુરાણના પાંચમા આવન્ત્યખંડમાં પહેલું અવન્તીક્ષેત્ર-માહાત્મ્ય ( વે આ )

સ્કઆચ „ „ માં બીજું ચતુરશીતિલિંગમાહાત્મ્ય „

સ્કઆરે „ „ માં ત્રીજો રેવાખંડ „

સ્કના સ્કન્દપુરાણ માં છઠ્ઠો નાગરખંડ „

સ્કપ્રઅ સ્કન્દપુરાણના સાતમા પ્રભાસખંડમાં ત્રીજો અર્બુદખંડ „

સ્કપ્રદ્વા „ „ માં ચોથું દ્વારકાક્ષેત્રમાહાત્મ્ય. „

સ્કપ્રપ્ર „ „ માં પહેલું પ્રભાસક્ષેત્રમાહાત્મ્ય „

સ્કપ્રવ „ „ માં બીજું વસ્ત્રાપથક્ષેત્રમાહાત્મ્ય „

સ્કબ્રાધ સ્કન્દપુરાણના ત્રીજા બ્રાહ્મખંડમાં બીજો ધર્મારણ્યખંડ „

સ્કમાકૌ સ્કન્દપુરાણના પહેલા માહેશ્વરખંડમાં બીજો કૌમારિકાખંડ „

સ્કવૈ સ્કન્દપુરાણનો બીજો વૈષ્ણવ ખંડ „

હભ હરિવંશનું ત્રીજું ભવિષ્યપર્વ. „

હવિ „ બીજું વિષ્ણુપર્વ „

હહ „ પહેલું હરિવંશપર્વ „

## સંદર્ભસૂચિ

[ ઉપર નિર્દેશેલા ઉપરાંત ઉપયોગમાં લેવામાં આવેલા મહત્ત્વના ગ્રંથોની સૂચિ ]

અર્થશાસ્ત્ર ( કૌટિલ્ય કૃત ) . સંપાદક ડૉ જે જૉલી પ પંજાબ સંસ્કૃત બૂક ડિપો, લાહોર ઇ સ ૧૯૨૩

અશોક ટેક્સ્ટ ઍન્ડ ગ્લોસરી ભાગ ૧ એ સી વૂલ્નર પ યુનિવર્સિટી ઑફ પંજાબ લાહોર ઇ સ ૧૯૨૪

ઇતિહાસની કેડી ભો જ સાંડેસરા, પદ્મજા પ્રકાશન મંદિર, વડોદરા ઇ સ ૧૯૪૫

કીર્તિકૌમુદી ( સોમેશ્વર કૃત ) : અનુવાદક શ્રી. વલ્લભજી હરિદત્ત. ગુજરાત વર્નાક્યુલર સોસાયટી, અમદાવાદ. ઇ. સ ૧૯૦૮.

દિગ્દર્શન : આચાર્યશ્રી આનન્દશંકર બા. ધ્રુવ. ગુજરાત વર્નાક્યુલર સોસાયટી, અમદાવાદ. ઇ. સ. ૧૯૪૨.

પાણિનીય શિક્ષા : સંપાદક પં. રુદ્રપ્રસાદ શર્મા. ધ ચૌખંબા સંસ્કૃત સિરીઝ ઑફિસ, કાશી, ઈ. સ. ૧૯૩૭.

પુરાણ વિવેચન : શ્રી. દુર્ગાશંકર કે. શાસ્ત્રી. ગુજરાત વર્નાક્યુલર સોસાયટી, અમદાવાદ. ઇ. સ. ૧૯૩૧.

' પુરાતત્ત્વ '

પ્રબંધચિંતામણિ ( આચાર્ય મેરુતુંગ કૃત ) : સંપાદક શ્રી. મુનિ જિનવિજયજી. શાંતિનિકેતન, (બંગાળ). ઇ. સ. ૧૯૩૩.

પ્રાકૃત વ્યાકરણ ( આચાર્ય હેમચંદ્ર કૃત ) : સંપાદક શ્રી. પી. એલ. વૈદ્ય. વિલિંગ્ડન કૉલેજ, સાંગલી. ઈ. સ. ૧૯૨૮.

બી. સી. લૉ વૉલ્યુમ ભાગ ૧ , ઇન્ડિયન રીસર્ચ ઇન્સ્ટીટ્યૂટ, કલકત્તા. ઇ. સ. ૧૯૪૫.

ભારતીય જ્યોતિઃશાસ્ત્ર : શ્રી. શંકર બાળકૃષ્ણ દીક્ષિત. આર્યભૂષણ પ્રેસ, પૂના. ઇ. સ. ૧૮૯૬.

મહાવંસો ઍાર ધ ગ્રેટ ક્રૉનિકલ : સંપાદક શ્રી. એન. કે. ભાગવત. મુંબઈ યુનિવર્સિટીનું પ્રકાશન. ઇ. સ. ૧૯૩૬.

' વસન્ત રજતમહોત્સવ અંક. '

સરસ્વતી પુરાણ : સંશોધક શ્રી. કનૈયાલાલ ભાઇશંકર દવે. શ્રી ફાર્બસ ગુજરાતી સભા, મુંબઇ. ઇ. સ. ૧૯૪૦.

સાહિત્યવિચાર : આચાર્યશ્રી આનન્દશંકર બા. ધ્રુવ. ગુજરાત વર્નાક્યુલર સોસાયટી, અમદાવાદ. ઇ. સ. ૧૯૪૧.

સુશ્રુતસંહિતા : નિર્ણયસાગર પ્રેસ, મુંબઈ. ઇ. સ. ૧૯૩૮.

હર્ષચરિત ( બાણભટ્ટ કૃત ) : નિર્ણયસાગર પ્રેસ, મુંબઇ. ઇ. સ. ૧૯૩૭.

હિન્દુ પૉલિટિ : ડૉ. કે. પી. જાયસ્વાલ. બટરવર્થ ઍન્ડ કૉ., કલકત્તા. ઇ. સ ૧૯૨૪.

## અનુક્રમ



## નકશાઓની સૂચિ




૨ રુદ્રદામાના ઈ. સ. ૧૫૦ના ગિરનારના શિલાલેખમાં ગણાવાયેલા પ્રદેશો : સાન્નિધ્યની દૃષ્ટિએ




૪ પુરાણોમાં ગુજરાત' આના મહત્ત્વના નગરો તીર્થો પર્વતો



૫ અત્યારે સરસ્વતી નામ ધરાવતી ત્રણ નદીઓ

[ નોધ શુદ્ધિપત્રક પૃ૦ ૨૭૫-૨૭૬ ઉપર જુઓ ]

सत्यं तीर्थं दया तीर्थं तीर्थमिन्द्रियनिग्रहः ॥

चित्तं ब्रह्ममयं तीर्थं तीर्थानां पावनं स्मृतम् ।

[ पउ १२४.७०,१३२.३२ ]

अचलेश्वर

અર્બુદારણ્યમાં અચલેશ્વરનુ લિંગ છે.[1] જુઓ અર્બુદ.

अट्टालज

'અડાલજ' ઉપરથી સંસ્કૃત. અટ્ટાલયા રાક્ષસીનું વધસ્થાન. વત્સ રાજા અટ્ટાલયાને મારશે, ત્યાં અટ્ટાલજપુર વસશે અને તે મારી વત્સેશ્વરીરૂપે સ્થાપના કરશે એમ દેવી કહે છે.[1] જુઓ अडालज.

अट्टालय

'અડાલજ'નું સંસ્કૃત. આ સ્થાન ધર્મારણ્યમા મહીસાગરની નજીકમાં છે.[1] જુઓ अडालज.

अट्टालयाजग्राम

અડાલજ ગામ.[1] ચાલુ વપરાશના શબ્દ ઉપરથી સંસ્કૃત. જુઓ अडालज.

अडालय

અડાલજ ફરતો પ્રદેશ. ત્યાંના શૂદ્રોને રાજા કુમારપાળે કહ્યું કે રામેશ્વર જતા મોઢ બ્રાહ્મણોને વારો. તેમાંના કેટલાક જૈન થયેલા તે રાજાનો

---

अचलेश्वर

१ સ્કમાકો २९. ६८

पुण्ये चाप्यर्बुदारण्ये स्वर्गमोक्षप्रदे नृणाम् ।
अचलेश्वरलिंग तु वर्तेत यत्र वीरक ॥

अट्टालज

१ સ્કમાકો ६६.—

वत्सेश्वरीति वत्सस्य राज्ञ सर्वार्थदायिनी ॥ १०८
मत्प्रसादात्स राजा वै भक्तोत्तापकारिणीम् ।
अट्टालया नाम तदा राक्षसीं विहनिष्यति ॥ १०९
तस्याश्चापि वधस्थानमट्टालजमिति स्थितम् ।
भविष्यति पुर तत्र मा च संस्थापयिष्यति ॥ ११०

अट्टालय

१ સ્કમાકો ६६ ११२

इत्थमट्टालये वासो स्नेहागे च भविष्यति ।
धर्मारण्ये महाक्षेत्रे महीसागरसंनिधौ ॥

अट्टालयाजग्राम

१ સ્કમાકો ६६. १११

अट्टालयाजग्रामे मामर्चयिष्यन्ति ये जना ।

આદેશ માની બ્રાહ્મણોને વારવા ગયા.[1] (અને અઢાર હજાર બ્રાહ્મણોમાંથી ત્રણ હજાર બ્રાહ્મણો–જે ત્રૈવિદ્ય કહેવાયા–તેમને વારવામાં ગજાને સહાયભૂત થયા.) ..સવાલાખ શૂદ્રો હતા તે ત્રણ જાતના હતા. ગોભૂજ, અડાલજ અને માંડલીય.' જુઓ અડાલજ

અડાલયિજગ્રામ

ઉપરના 'અડાલયાજગ્રામ'નું સ્કન્દપુરાણની વેંકટેશ્વર આવૃત્તિમાં[1] આપેલું પાઠાંતર. જુઓ અડાલજ

અડાલિજ

ઉપરના 'અડાલજ'નું સ્કન્દપુરાણની વેંકટેશ્વર આવૃત્તિમાં[1] આપેલું પાઠાંતર. જુઓ અડાલજ

અડાલંજ

અડાલજ. લોહાસુરના ભયથી પીડાઈ બ્રાહ્મણોના જૂથ સાથે નાઠેલા પણ બીજે જ માર્ગે ચઢી જવાથી છૂટા પડી ગયેલા વણિકો ધર્મારણ્યથી બહુ દૂર નહિ એવે સ્થળે પહોંચી ચિંતવવા લાગ્યા કયે માર્ગે આપણે આવી ચઢયા? બ્રાહ્મણો ક્યાં?-એમ વિચારી ત્યાં જ વાસ કર્યો તેઓ 'અન્ય માર્ગે' ગયા તે ઉપરથી તેમણે જે ગામ વસાવ્યુ તેને 'અડાલંજ'

---

अडालय

१ स्कन्ध ३६.—
अडाल्येषु ये जाता शूद्रा आहूय तान्नृप ।
निवार्यतामिति प्राह वाडवा गमनोद्यता ॥ ११२
तेषा मध्य कतिपया जैनधर्मसमाश्रिता ।
गता वाडवपुजेषु राजादेशान्निवारणे ॥ ११३

२ स्कन्ध ३६ —
. शूद्रास्तेभ्य सपादलक्षका ॥ १८१
ते च जातास्त्रिधा तात गोभुजाडाल्जास्तथा ।
माण्डलीयास्तथा चैते त्रैविद्याश्च मनोरमा ॥ १८२
सदा ते मोढगोभूजा माडलीया अडाल्जा ॥ १८३

अडालयिजग्राम

१ पृ० २०८

अडालिज

१ पृ० २०८; અડાલજની વાવના લેખ (સં. ૧૫૫૫)માં આ રૂપ છે.

નામ આપ્યું.[1] જુઓ अट्टालज, अट्टालय, अट्टालयाजग्राम, अडालय, अडालयिजग्राम, अडालिज અને अडयालय.

अस्यालय

ઉપરના 'अट्टालय'નું સ્કન્દપુરાણની વેંકટેશ્વર આવૃત્તિમાં[1] આપેલું પાઠાંતર. જુઓ अडालज.

अनर्त

તે જ આનર્ત. મત્સ્ય[1] અને બ્રહ્માંડ[2]ની અર્ધપંક્તિ જ્યાં आनर्त આપે છે ત્યાં વાયુ[3]ની अनर्त આપે છે. જુઓ आनर्त.

अनुप

[1]જુઓ अनूप.

अनूप

[૧] સમુદ્ર કાંઠાનો પ્રદેશ એવા સામાન્ય અર્થમાં[1].

[૨] એક દેશનું નામ. વિન્ધ્યવાસીઓ અથવા વિન્ધ્યપૃષ્ઠનિવાસીઓનો

---

अडालज

१ સ્કધ્યાય ૨૪.—

विप्रसार्थपरिभ्रष्टाः केचित्तु वणिजस्तदा ॥ ४३
अन्य मार्गे गता ये वै लोहासुरभयार्दिताः ।
धर्मारण्यात्तिदूरे गत्वा चितामुपाययुः ॥ ४४
कस्मिन्मार्गे वय प्राप्ता. कस्मिन्प्राप्ता द्विजातयः ।
इति चिंतां पर प्राप्तः वासं तत्र स्वकारयन् ॥ ४५
अन्यमार्गे गता यस्मात्तस्मात्तग्रामसभवम् ।
ग्रामं निवासयामासुरडालजमिति क्षितौ ॥ ४६

अडयालय

१ પૃ० २०८

अनर्त

१ જુઓ अपरान्त २

२ ,, ३

३ ,, ५; ઉપરાંત મત્સ્ય ૨૩.૧૪ પાદટીપ

अनुप

१ જુઓ अनूप १, २

अनूप

१ મત્સ્ય ૨૩. ૧૯ सागरानूपवासिभिः ।

નિષધ અવન્તિ જેવો એક પ્રદેશ.[૨] કાર્તવીર્ય એ દેશનો રાજા હતો.[૩] કોઈ કોઈ પુરાણમાં અરૂપ[૪] જેવા મળે છે તે સંદર્ભ વગેરે જોતાં અનૂપનો ભ્રષ્ટ પાઠ લાગે છે.

રુદ્રદામાના શિલાલેખમાં અનૂપનો ઉલ્લેખ છે. સામાન્યતઃ 'સાગરાનૂપ' –સમુદ્ર કાંઠાનો પ્રદેશ, 'અનૂપ નીવૃત્'-પાણીવાળો પ્રદેશ, એમ પ્રયોગ થાય છે, પણ આ લેખમાં અનૂપ બીજા પ્રદેશોનાં વિશેષનામો સાથે વપરાયેલો હોઈ વિશેષનામ છે. ડૉ. ભગવાનલાલ ઇન્દ્રજીથી તે પ્રદેશ નક્કી થઈ શકયો ન હતો; તેઓશ્રી એને ગુજરાત પડખેનો કોઈ પાણીના સુખવાળો પ્રદેશ માનતા હતા[૫]. પણ વનપર્વ વગેરેના ઉપરના ઉલ્લેખો પરથી માહિષ્મતી જેની રાજધાની હતી તે પ્રદેશ અનૂપ નામથી ઓળખાતો હશે એમ સ્પષ્ટ સમજાય છે. રઘુવંશ(૬.૩૭)માં

---

હવિ ૬૬. ૧૦૨ सागरानुपविपुला प्रागुदक्स्थलशीतलाम ।
મઆ ૨૦૧. ૧૭ दक्षिणे सागरानूप पचतीर्थानि सन्ति वै ।
મઆ પૃ૦ ૯૫૯ પાદટીપ सागरानूपमाश्रितः ।
સ્કમાકૌ ૧. ૭૩ दक्षिणे सागरेऽनूप पच तीर्थानि सन्ति वै ।

૨ બ્રપૂઅ ૧૬.—

पटुपुरा निषधैः सह ।
अनूपास्तुण्डिकेराश्च वीतिहोत्रा ह्यवतय: ॥ ६६
एत जनपदा सर्वे विध्यपृष्ठनिवासिन: । ६६

વાપૂ ૪૦ —

पट्टुपुरा निषधैः सह ॥ १३३
अनुपास्तुण्डिकेराश्च वीतिहोत्रा ह्यवन्तय ।
एते जनपदा सर्वे विन्ध्यपृष्ठनिवासिन. ॥ १३४

૩ મવ ૧૧૬.૧૬
अथानूपपतिर्वीर कार्तवीर्योऽभ्यवर्तत ॥

૪ મ ૧૧૪.—

पटुपा नैषधै सह ॥ ६३
अरूपाः शौण्डिकेराश्च वीतिहोत्रा अवन्तय ।
एत जनपदा ख्याता विन्ध्यपृष्ठनिवासिनः ॥ ६४

૫ બોગે ૧ પૃ૦ ૩૦ પાદટીપ ૨, ઇએ ૭ પૃ૦ ૨૫૯; आनर्त १६

કાર્તવીર્યના વંશજને અનૂપરાજ તરીકે વર્ણવ્યો છે અને દેવાતટે માહિષ્મતી (૬.૪૨)ને તેની રાજધાની કહી છે.[૬]

**નોંધ ૧** સુમ્નપ્રાતમા એક 'અનુપનાદ' છે.

अपरान्त

[૧] પશ્ચિમ છેડાનો પ્રદેશ એવો એનો સામાન્ય અર્થ થાય. અર્જુન અનૂપ, કેરલ, ગોકર્ણ એ પ્રદેશો વટાવી, અપરાન્તનાં તીર્થો એક પછી એક વટાવી, પશ્ચિમ સમુદ્રે આવેલા તીર્થો વટાવી, પ્રભાસે પહોચ્યો, એવું આદિપર્વનું[૧] વર્ણન ગોવા-કોકણથી પ્રભાસ સુધીના પશ્ચિમ કાંઠાને માટે અપરાન્ત ઉપયુક્ત થયાનુ સૂચવે છે.

[૨] સમૂહવાચકનામ તરીકે આવે છે ત્યારે એની સીમા નક્કી નથી જુદા જુદા પુરાણોએ કોકણથી કચ્છ-સિંધ સુધીના આખા દરિયાકાંઠા અથવા તેમાના ઓછાવત્તા અંશ માટે આ નામ વાપર્યું છે મત્સ્ય,[૨] બ્રહ્માંડ,[૩]

૬ ઉપરાંત જુઓ ઉપર ૩ અને ભાંડારકરનો આને અનુકૂળ મત ઇએ ૭ પૃ૦ ૨૫૯.

अपरान्त

૧ મઆ ૨૧૦

सोऽपरान्तेषु तीर्थानि पुण्यान्यायतनानि च ।
सर्वाण्येवानुपूर्व्येण जगामामितविक्रम. ॥ १
समुद्रे पश्चिमे यानि तीर्थान्यायतनानि च ।
तानि सर्वाणि गत्वा स प्रभासमुपजग्मिवान् ॥ २

૨ મ ૧૧૪—

वासिक्याश्चैव ये चान्ये ये चैवान्तरनर्मदा. ।
भारुकच्छा समाहेया सह सारस्वतैस्तथा ॥ ५०
काच्छीकाश्चैव सौराष्ट्रा आनर्ता अर्बुदै सह ।
इत्येते अपरान्तास्तु . ॥ ५१

૩ બ્રપૂઅ ૧૬ —

अवरास्तान्निबोधत ॥ ६०
सूर्यारकाः कलिवना दुर्गाला कुन्तलै सह ।
पौलेयाश्च किराताश्च रूपकास्तापकै सह ॥ ६१
तथा करीतयश्चैव सर्वे चैव करन्धरा ।
नासिक्याद्ये ये चान्ये ये चैवान्तरनर्मदाः ॥ ६२

માર્કંડેય,[૪] વાયુ,[૫] વિષ્ણુ,[૬] બ્રહ્મ,[૭] વામન[૮] આદિ પુરાણો અપરાન્તમાં

सहकच्छाः समाहेयाः सह सारस्वतैरपि ।
कच्छिपाश्च सुराष्ट्राश्च आनर्ताश्चार्बुदैः सह ॥ ६३
इत्येते अपरान्ताः. । ६४

૪ मा ५४.—

अपरांस्तान्निबोध मे ।
सूर्पारका कालिवला दुर्गाश्चाभीरैः सह ॥ ५९
पुलिन्दाश्च सुमीनाश्च रूपपाः स्वापदैः सह ।
तथा कुरमिनश्चैव सर्वे चैव कठाक्षराः ॥ ६०
(कारस्करा लोहजपा याजेया राजभद्रकाः ।)
तोसला कोसलाश्चैव त्रैपुरा विदिशास्तथा ।
(तुषारास्तुवुराश्चैव सर्वे चैव करस्कराः ।)
नासिक्याद्याश्च ये चान्ये ये चैवोत्तरनर्मदाः ॥ ६१
भीरुकच्छा समाहेयाः सह सारस्वतैरपि ।
काश्मीराश्च सुराष्ट्राश्च आवन्त्याश्चार्बुदैः सह ॥ ६२
इत्येते ह्यपरान्ताः...।६३

૫ वायु ४५.—

अपरान्तान्निबोधत ।
शूर्पारका कोलवना दुर्गा कालीतकैः सह ॥ १२८
पुलेयाश्च सुरालाश्च रूपसास्तापसैः सह ।
तथा तुरसिताश्चैव सर्वे चैव परक्षरा ॥ १२९
नासिक्याद्याश्च ये चान्ये य चैवान्तरनर्मदाः ।
भानुकच्छा, समाहेयाः सहसा शाश्वतैरपि॥ १३०
कच्छीयाश्च सुराष्ट्राश्च अनर्ताश्चार्बुदैः सह।
इत्येते सम्परीताश्च ॥ १३१

૬ विष्णु २ १६ तथापरान्ताः सौराष्ट्राः शूराभीरास्तथार्बुदाः ॥

૭ ब्र २७.—

ह्यपरान्तान्निबोधत ।
शूर्पारका कालिधना लोलास्तालकटैः सह ॥ ५८
इत्येते ह्यपरान्ताश्च । ५९

૮ वा १३.—

शूर्पारका वारिधनाः । ५१ नासिक्यान्ता सुनर्मदा ।
दारुकच्छा सुमाहेया सह सारस्वतैरपि ॥ ५२

ઘણા પ્રદેશોનો સમાવેશ કરે છે આનર્ત, અર્બુદ, સૌરાષ્ટ્ર, કચ્છ, સારસ્વત, ભારુકચ્છ, માહેય, આન્તર્નર્મદ શર્પારક, નાસિક્ય વગેરેને અપરાન્તમા ગણાવવામા આવ્યા છે.

**નોંધ ૧** ' वासिक्या ।–મત્સ્યનો વાસિક્ય તે વાયુનો નાસિક્ય અને બ્રહ્માડનો નાસિક પ્રદેશ એ સ્પષ્ટ છે 'ન' અને 'વ'ની હરફેર લેખનદોષને લીધે લાગે છે માર્કંડેયનુ नासिक्यात्रा તે नासिक्याद्या નુ ભ્રષ્ટ રૂપ છે

**નોંધ ૨ :** कास्मीराः। સારસ્વત અને સુરાષ્ટ્ર પ્રદેશોની વચ્ચે મત્સ્ય 'કાચ્છીક' અને બ્રહ્માડ 'કચ્છિપ' આપે છે પણ માર્કંડેય 'કાશ્મીર' આપે છે કુદરતી રીતે માર્કંડેયનુ 'કાશ્મીર તે મત્સ્યબ્રહ્માડના પાઠનુ ભ્રષ્ટ રૂપ છે—અર્થાત્ કચ્છ પ્રદેશ જ સૂચવે છે અને નહિ કે ઉત્તરનો કાશ્મીર-શારદા-દેશ

**નોંધ ૩ :** सारस्वता।–જે બે પ્રદેશની વચ્ચે કાચ્છીક આવેલ છે તે સારસ્વત અને સુરાષ્ટ્ર તેમાથી પહેલાને બદલે વાયુ शाश्वत આપે છે તે પણ દોષ જ છે.

**નોંધ ૪** भानुकच्छा।–મત્સ્યનો 'ભારુકચ્છ' પ્રદેશ તે જ માર્કંડેયનો भीरुकच्छा, વાયુનો भानुकच्छा. અને વામનનો दारुकच्छा.।

**નોંધ ૫** सूर्यारका (બ્રહ્માડ, માર્કંડેય) અને शूर्पाकारा (વાયુ) તે બ્રહ્મ અને વામનનુ शूर्पारका હાલનુ મુંબઈ પાસેનુ સોપારા સૂચવે છે

**નોંધ ૬** अपरास्तान्–બ્રહ્માડ, માર્કંડેય અને વાયુમા અપરાન્તના પ્રદેશો ગણાવતા આરંભે હવે અપરાન્ત સાભળ એમ દ્વિતીયાનુ अपरान्तान् રૂપ છે તે अपरान् तान् ( તે અપર પ્રદેશોને ) એમ ભૂલથી માનીને अपरास्तान् એમ સધિનિયમથી જોડ્યા લાગે છે ( પુરાણોની ભાષા વિશે અહી સૂચન મળે છે ) અપરાન્તના પ્રદેશોની જ યાદી अपरास्तान् થી શરૂ થાય છે એ ચોખ્ખુ છે.

**નોંધ ૭** सम्परीता।–વાયુને અતે અપરાતને બદલે 'સપરીત' નામ આપેલુ છે તે વાયુના જ अपरीता નુ પાઠાન્તર હોવા સભવ છે

[૩] ઉત્તર દિશા કે વાયવ્ય[૯] દિશાના કોઈક પ્રદેશનું નામ પણ અપરાન્ત હોવાનુ માર્કંડેય વામન અને બ્રહ્મપુરાણથી સમજાય છે તે પુરાણોમા

---

वात्सीयाश्च सुराष्ट्राश्च आवन्त्याश्चार्बुदै सह ।
इत्येते पश्चिमामाशां स्थिता जानपदा जनाः ॥ ५३

૯ મા ૫૪ —

अपरान्ताश्च शूद्राश्च पह्लवाश्चर्मखण्डिकाः ।
गान्धारा यवनाश्चैव सिन्धुसौवीरमद्रकाः ॥ ३६

પહ્લવ, ગાન્ધાર, સિન્ધુ, સૌવીર વગેરે પ્રદેશો જોડે તેની ગણના થઈ છે. એ જ સંદર્ભમાં વાયુ[10] અપરીતા પાઠ આપે છે.

નોંધ ૮ અપરીતા ની સાથે વાયુમાં પરિતા મળે છે, પણ માર્કંડેય સાથે સરખાવતાં તે પારદા સમજાય છે. જોકે એને અપરીતા ની સાથે સંબંધ નથી.

નોંધ ૯ અપરાન્ત ઉપરાંત તેની સાથે સામ્યવાળાં નામ પરાન્ત[11] અને કુન્દાપરાન્ત[12] મહાભારતમાં મળે છે.

ઉપરના [૨] અને [૩] માં ફેર એ છે કે [૨] તે દેશસમૂહ માટેનો શબ્દ છે (દા. ત. દાક્ષિણાત્ય, ઉદીચ્ય જેવાં નામ, જેમાં એક કરતાં વધારે પ્રદેશોનો સમાવેશ થયો હોય છે,) જ્યારે [૩] ચોક્કસ એક પ્રદેશના નામ તરીકે વપરાયેલો શબ્દ છે. વામન તો બીજા અર્થમાં પશ્ચિમામારાં સ્થિતા જાનપદા—પશ્ચિમ દિશામાં આવેલા જનપદો—વાપરે છે, જ્યારે ત્રીજા અર્થમાં જ સ્પષ્ટ અપરાન્તા પ્રયોજે છે.

કાલિદાસ રઘુદિગ્વિજયમાં રઘુ સહ્ય ઓળંગીને અપરાન્ત જાય છે એમ વર્ણવે છે (રઘુ૦ ૪–૫૨). એટલે કોંકણ, કારવાર, ગોવાનો પ્રદેશ અપરાન્તથી ઓળખાતો હશે એમ સમજાય છે. તે પછી ત્રિકૂટ પર્વત થઈને પારસિકો સામે લડવા સ્થલમાર્ગે રઘુને પ્રયાણ કરતો બતાવતાં

---

शातद्रजा कलिङ्गाश्च पारदाहारभूषिका ॥ २७
एते देशा ह्युदीच्यास्तु । ४२
वा १३ ३७ थी ५४५

૧૦ વાયુ ૪૫—
अपरीताश्च शूद्राश्च पह्लवाश्चर्मखण्डिका ॥ ११७
गान्धारा यवनाश्चैव सिन्धुसौवीरभद्रका ।
शका ह्रदा कुलिन्दाश्च परिता हारपूरिका ११६
एते देशा ह्युदीच्याश्च ॥ १२१

૧૧ મભી ૯ ૪૭ अपरान्ता परान्ताश्च पञ्चालाश्चर्ममण्डला ॥

૧૨ મભી ૯ ૪૯ कुन्दापरान्ता माहेया ।

પૂર્વે કવિએ કહ્યું છે કે જે સમુદ્રે પરશુરામને જમીન આપી હતી તેણે રઘુને અપરાન્તના રાજા દ્વારા કર અપાવ્યો. (૪ ૫૮) એ ઉપરથી કાલિદાસને અપરાન્તથી આનર્ત, સૌરાષ્ટ્ર, કચ્છ ને સિંધનો દરિયાકાંઠાનો એટલો પ્રદેશ પણ ઉદ્દિષ્ટ હોવાનું સમજાય છે

રુદ્રદામનના લેખમા અપરાન્તનો ઉલ્લેખ છે તેમા અનૂપ, આનર્ત, સૌરાષ્ટ્ર શ્વભ્ર, મરુ, કચ્છ સિન્ધુ, સૌવીર, વગેરેના જુદા ઉલ્લેખો છે એટલે તેમનો અપરાન્તમા સમાવેશ થઈ શકે નહિ, તે ઉપરાત રુદ્રદામનના સમયમા ઉત્તર કોકણ આન્ધ્રોના તાબામા હતુ, એટલે દમણગગાથી મહી સુધીનો પ્રદેશ જ અપરાન્ત નામથી વિવક્ષિત હોઈ શકે[૧૩]

વાત્સ્યાયનમા[૧૪] આન્ધ્ર, વત્સગુલ્મ, અપરાન્તક, સુરાષ્ટ્રક એવો ક્રમ મળે છે સૈન્ધવોનો અલગ ઉલ્લેખ છે એથી અપરાન્ત તે કોકણથી કાઠિયાવાડ સુધીના દરિયાકાંઠાનો પ્રદેશ એમ સમજાય છે

વરાહમિહિર[૧૫] અપરાન્તને પશ્ચિમ દિશાના દેશોમા ગણાવે છે, હૈહય અને પચનદની સાથેસાથે જ નૈર્ઋત્ય (દક્ષિણપશ્ચિમ)[૧૬] દિશામા એણે સિંધુસૌવીર, આનર્ત અને રૈવતક (સૌરાષ્ટ્ર) પ્રદેશને ગણાવ્યા છે એટલે એ દેશોની ઉત્તરપશ્ચિમે અપરાન્ત એમ સ્પષ્ટ છે

રઘુવશ ઉપરની ટીકામા મલ્લિનાથે 'અપરાન્ત તે પશ્ચિમનો પ્રદેશ જેમા સૂર્યારિક આદિનો સમાવેશ થાય છે,[૧૭] એમ યાદવનો કોષ ટાંક્યો છે,

નાશિકની[૧૮] ત્રીજી ગુફામા આશરે ઈ પૂ ૨૫ ના લેખમા સૌરટ્ઠ અને અપરાન્તના ઉલ્લેખ છે

ડૉ ભગવાનલાલ ઇન્દ્રજી મલ્લિનાથના આધારે નોંધે છે કે

---

૧૩ જુઓ આનત ૧૬ આગે ૧ પૃ૦ ૩૬ પાદટીપ ૮

૧૪ કાસૂ ૫ ૫ ૮ અભા ૮ પૃ૦ ૫૮ ઉપરાત કાસૂ ૨ ૫ ૨૭

૧૫ બૃસ ૧૮ ૨૦–૧

૧૬ ,, ૧૪ ૧૮–૬

૧૭ अपरान्तास्तु पाश्चात्यास्ते च सूर्यारकादयः ।

૧૮ ગોગુ ૧ પૃ૦ ૨૮

શૂર્પારક અપરાન્તની રાજધાની હતું.[૧૯] એ મતને બ્યૂલર અને બર્જેસની પણ સંમતિ છે.[૨૦] કનિંગહામ કહે છે કે રાજકીય કારણોથી શૂર્પારકનો અપરાન્તમાં સમાવેશ થતો હોય, પણ ભૌગોલિક દૃષ્ટિએ નર્મદાની દક્ષિણે અપરાન્તનો વિસ્તાર ગણાવી શકાય નહિ. તે બૃહત્સંહિતાનો આધાર લઈ ઉમેરે છે કે કર્નલ સ્ટેસીને अपरतस महराजस ના ઉલ્લેખ-વાળા સિક્કાઓ નિમચ–અજમેરમાં મળ્યા હતા અને પોતાને ઉત્તર રાજપુતાના ને મથુરાથી મળ્યા હતા. તે વરાહમિહિરને અનુસરી અપરાન્તિકને હિંદનો પશ્ચિમ ભાગ ગણવાની તરફેણમાં પોતાનો મત આપે છે.[૨૧] ફ્લીટ, 'એક અશોકશિલાલેખમાં યવનો, કામ્બોજો અને ગાન્ધારોને आपरान्त ગણાવવામાં આવ્યા છે' એ છતાં 'અપરાન્તમાં કોંકણ, ઉત્તર ગુજરાત, કચ્છ, અને સિન્ધનો સમાસ થતો' એમ અભિપ્રાય આપે છે.[૨૨] અશોકના શિલાલેખોમાં अपरता,आपलंता, अपरत અને अपरत રૂપો મળે છે.[૨૩] જયસ્વાલ[૨૪] વાયવ્ય દિશાના અપરાન્તને ઘટાવતા અશોકના શિલાલેખોમાં अन्त =પડોશી થાય છે અને અપરાન્ત તે અંદરનાં રાજ્યોના અર્થમાં છે એમ તર્ક કરે છે, તે વાયવ્ય–अपरान्तथी અજાણ હોવાને કારણે.

ઉપરના વિવિધ સમયના ઉલ્લેખો અને તે ઉપરથી વિદ્વાનોએ તારવેલા અભિપ્રાયો ઉપરથી સમજાશે કે સામાન્યત: અપરાન્ત નામ પુરાણોના [૧] અને [૨] અર્થમાં કોંકણથી કચ્છ સુધીના આખા પ્રદેશ માટે કે તેના કોઈ અંશ માટે વપરાયુ છે. પણ તે જ સમયમાં પશ્ચિમ દરિયાકાંઠા માટે એ નામ ન વપરાતાં, પુરાણોના [૩] અર્થમાં, હિંદના વાયવ્ય ભાગના કોઈ ચોક્કસ પ્રદેશ માટે પણ એ પ્રયુક્ત થયા કર્યુ છે, જેને વાયુના अपरीता. પાઠ સાથે સિક્કાઓના अपरतसना સામ્યથી સારો એવો ટેકો મળે છે.

ઉદીચ્ય દેશોમાંના 'अपरान्ताश्चને ઠેકાણે સંભવત: परान्ताश्च આપણે

૧૯ ઇએ ૭ પૃ૦ ૨૫૮. કેહિનો પણ એ જ મત છે (૧ પૃ૦ ૬૦૩.)
૨૦ ,, પૃ૦ ૨૬૩; એભા ૮ પૃ૦ ૫૭
૨૧ એભા ૮ પૃ૦ ૫૭
૨૨ ,, પૃ૦ ૫૮; ઇએ ૨૨ પૃ૦ ૧૭૩
૨૩ ગોગુ ૧ પૃ૦ ૨૭
૨૪ હિન્દુ પૉલિટિ, કંડિકા ૧૩૧.

વાંચવાનું છે'[૨૫] એમ શ્રી. દિનેશચંદ્ર સરકાર કહે છે તે બરોબર નથી, કેમકે ઉત્તરમાં અપરાન્તની ઉપસ્થિતિ સંશયાતીત છે.[૨૬]

રુદ્રદામનના ગિરનારના શિલાલેખમાંનું અપરાન્ત ડૉ.ભગવાનલાલ ઇન્દ્રજી-એ–અને તેમના ટેકામાં ડૉ. બ્યૂલરે–દક્ષિણના અપરાન્ત તરીકે ઘટાવ્યું છે તેમ છતાં એ શિલાલેખમાંનો અપરાન્તનો ઉલ્લેખ તે પુરાણોના ત્રીજા અર્થમાં ઉત્તર–વાયવ્યના ચોક્કસ દેશવાચક વિશેષનામ તરીકે પ્રયોજાતા અપરાન્તનો જ છે એમ માનવાનું પ્રાપ્ત થાય છે. શિલાલેખમાં અપરાન્ત વિશેષનામ તરીકે, વિશેષનામો વચ્ચે, વપરાયેલું છે. એ વિશેષનામથી પુરાણોના બીજા અર્થમાં, દરિયાકાંઠાને વીંટળાઈને આવેલા પ્રદેશો સૂચવતા, સમૂહવાચકનામ તરીકે પ્રયોજાયેલો અપરાન્ત તો સમજી શકાય એમ છે જ નહિ, કેમકે પુરાણોએ અપરાન્તની અંદર ગણાવેલ દેશોમાંથી કેટલાક–અવન્તિ, અનૂપ, આનર્ત, સૌરાષ્ટ્ર, કચ્છ, વ૦—પ્રસ્તુત શિલાલેખમાં અપરાન્ત દેશની સાથોસાથ ગણાવેલા છે. એટલે કે અવન્તિ, અનૂપ, આનર્ત, સૌરાષ્ટ્ર, કચ્છ આદિ દેશો મળીને થતો કોઈ દેશ નહિ પણ તે ઉપરાંતનો કોઈ બીજો દેશ શિલાલેખના અપરાન્ત ઉલ્લેખથી ઉદ્દિષ્ટ છે. તે દેશ કયો ? રુદ્રદામનના શિલાલેખમાં ગણાવેલા દેશોનો ક્રમ જો નજર સામે આપણા દેશનો નકશો રાખીને અનુસરવામાં આવશે તો અપરાન્ત નામથી કયો દેશ વિવક્ષિત છે તે સહેજે સમજાશે. પ્રથમ તો વિન્ધ્ય પડખાના આકરાવન્તિ, પછી હાલનાં ખંભાત–અમદાવાદ–વડનગર–પાટણને આવરી લેતો આનર્ત, પછી સૌરાષ્ટ્ર, પછી આનર્તની ઉત્તરનો શ્વભ્ર ( સાબરમતી ઉપરવાસનો પ્રદેશ ), પછી તેની એટલે આબુની ઉત્તરનો મરુ ( મારવાડ ), પછી મરુની પશ્ચિમે–સહેજ દક્ષિણે–કચ્છ, તે પછી કચ્છની ઉત્તરે સિન્ધુ, સિન્ધુની ઉત્તરે સૌવીર, પશ્ચિમે કુકુર અને દક્ષિણ પંજાબને સ્પર્શે એ રીતે અપરાન્ત અને તે પછી મરુની ઉત્તરનો નિષાદ,–આ રીતે રુદ્રદામનના ગિરનારના શિલાલેખમા ઉલ્લેખાયેલા દેશોનું વિહંગાવલોકન કરી શકાય એમ છે. બીજા શબ્દોમા, શિલાલેખમાંનાં દેશનામોના ક્રમમાં કાંઇક યોજનાનુ અનુમાન કરી શકાય છે, જેમ તેમ નામ ગણાવ્યાં નથી. સિન્ધુ સૌવીર પછી એકદમ કૂદકો મારી દક્ષિણ-

૨૫ ઇંડિકરો ૨૧ પૃ૦ ૩૦૨.

૨૬ જુઓ વળી મસ ૪૭.૨૪

માં અપરાન્ત ગણાવે એ ઠીક લાગતુ નથી. કુકુર વાયવ્ય પ્રદેશ સમજાય છે. નિષાદ તો ગુજરાતની ઉત્તરનો જ પ્રદેશ છે એટલે 'સિન્ધુ, સૌવીર, કુકુર, અપરાન્ત, નિષાદ'-એવા ક્રમમા મળતો રુદ્રદામનના શિલાલેખનો અપરાન્ત તે ઉત્તરવાયવ્યનો અપરાન્ત જ સંભવે છે, જે પુરાણોના ઉપર નિર્દેશેલ ત્રીજા અર્થમાં વિશેષ નામ તરીકે પ્રયોજાતો अपरान्त જ છે. જનરલ કનિંગહામને સિક્કાઓ ઉપરથી ઉત્તર વાયવ્યમા અપરાન્ત હોવાની ખાતરી થવા છતા, રુદ્રદામનના ગિરનારના શિલાલેખમાંનો અપરાન્ત તે એ એવી સંભાવના કેમ સૂઝી નહિ એ જ આશ્ચર્ય છે.

જુઓ अर्बुद, अवन्ति, आनर्त, आन्तर–नर्मद, आभीर, कच्छ, नासिक्य, भारुकच्छ, माहेय, सारस्वत, सौराष्ट्र, ઉપરાન્ત अपरान्तिक.

अपरान्तिक

[૧] વાયવ્ય દિશાનો એક પ્રદેશ.[૧] માર્કંડેય આનર્ત, સુરાષ્ટ્ર આદિ પ્રદેશોના અપરાન્ત[૨] વિભાગ ઉપરાત ઉત્તર દિશામાં એક બીજો અપરાન્ત[૩] પ્રદેશ આપે છે, તે જ અપરાન્તિક. તેમાં ભારતવર્ષને કૂર્મ કલ્પ્યો છે અને તેના પુચ્છમા–એટલે કે સિન્ધુ સૌવીરની ઉત્તરમા[૪] અપરાન્તિક આવે.

[૨] પશ્ચિમનો દરિયાકાંઠો. પશ્ચિમનો અપરાન્ત અથવા અપરાન્તિકા–તેના પ્રાકૃત अवरात्तिका–अवराइआ–રૂપોમાથી ગ્રીક 'Ariake ઘટાવી શકાય એમ ડૉ૰ ભગવાનલાલ ઇન્દ્રજીનુ માનવુ છે.[૫] ડૉ૰ બ્યૂલર પેરિપ્લસના Arabikeનો Abaratike પાઠ સૂચવે છે.[૬] અર્થશાસ્ત્રની ટીકામા ભટ્ટસ્વામી[૭] અપરાન્તિક અને કોકણની એકતા સ્થાપે છે.

---

अपरान्तिक

૧ મા ૫૫ ૩૪
૨ જુઓ अपरान्त ૪.
૩ ,, ૯.
૪ મા ૫૫ ૩૭. ઉપરાંત માર્ક પૃ૰ ૩૧૩.
૫ ઇએ ૭ પૃ૰ ૨૫૯.
૬ ,, પૃ૰ ૨૬૩.
૭ જ્યૌડિ 'અપરાન્તકા'

अपरान्त ઉપરની ચર્ચાથી સમજાશે કે અપરાન્તિક પણ ઉત્તર વાયવ્યનો પ્રદેશ છે ટોલેમી અને પેરિપ્લસનું Ariake[૮] તે 'આરણ્યક'માથી સિદ્ધ કરવાની સભાવના રજૂ થયેલી છે[૯] તે વધુ વિચારપાત્ર ઠરે છે

જુઓ अपरान्त

अभीर

આભીર જાતિના વસવાટનો દેશ[૧] 'આભીર'નો ભ્રષ્ટ પાઠ. જુઓ आभीर

अमरकंटक

પર્વત, નર્મદાતટે તીર્થ.[૧]

મ મ હરપ્રસાદ શાસ્ત્રી પોતાની 'મેઘદૂત વ્યાખ્યા'મા મેઘદૂત (૧. ૧૭)નો આમ્રકૂટ તે અમરકટક એમ કહે છે

જુઓ नर्मदा

अमरावती

ઉજ્જયિનીનું ચોથા કલ્પમા આ નામ હતું.[૧] અમરાવતીનામકથન અધ્યાયમા[૨] કહ્યા છે કે મહાકાલવનમા કશ્યપ પ્રજાપ્રાપ્તિ માટે તપ કરતા હતા ત્યારે અશરીરિણી વાચાએ અમર નિર્જર દેવની સતતિ પામી તુ પ્રજાપતિ થઈશ એમ કહ્યુ ...પછી ત્યા મનુષ્યો પણ વસ્યા અમરાગના જેવી સ્ત્રીઓ હતી ..અમરોનું કટક અહી હોઈ નગરી અમરાવતી કહેવાઈ[૩] ચોથા કલ્પનું નામ છતા નામકથનઅધ્યાયોના ક્રમમાં સાતમા અધ્યાયમા વર્ણવાયુ છે જુઓ उज्जयिनी

---

૮ Ariake ટૉ. પૃ૦ ૩૯, ૧૭૫, Ariaca પેરિ કડિકા ૬, ૧૪, ૪૧.

૯ જ્યોાડિ 'અપરાન્તક'

अभीर

૧ વાપૂ ૪૬ ૧૨૪ अभीरा सहचैषीका . . ।

अमरकटक

૧ જુઓ नर्मदा ૧૦

अमरावती

૧ જુઓ अवन्तिका ૧

૨ સ્કઆઅ ૪૬ —

૩ ,, अमरा निर्जरा देवा दिवि ख्याता सदैव हि ॥ ८
अमरांगना समा नार्य सदैव स्थिरयौवना । २०
अमराणा कटकं ह्यत्र तस्माज्जातामरावती ॥ २२

अम्बुद

अर्बुदने બદલે મહાભારતમા આનુ નામ પણ મળે છે.

પણ આ કુમ્ભકોણમ્–આવૃત્તિ[1]નો પાઠ ભાણ્ડારકર ઇન્સ્ટિટ્યૂટની આવૃત્તિએ રદ કર્યો અને (૧) મુબઇ સરકારના સંગ્રહ, (૨) દાક્ષિણાત્ય આવૃત્તિ અને (૩) તાન્જોર આવૃત્તિ પ્રમાણે પરિશિષ્ટમાં ૧૧૫ મા ફકરામા 'शैलमर्बुदम्'[2] પાઠ આપ્યો છે.

પણ अर्बुदनो નિરુક્ત (૩.૨) અને સાયણભાષ્ય (ઋ ૧૦ ૬૮.૧૨) મા अम्बुद પર્યાય આપ્યો છે એ જોતા अम्बुद પાઠ નોંધપાત્ર છે.

જુઓ अर्बुद.

अर्बुद

[૧] આબુ પર્વત[1].

[૨] તેની આસપાસના પ્રદેશ માટે પણ આ શબ્દ વપરાયેલો જોવા મળે છે પ્રદેશ તરીકે તેની ગણના મત્સ્ય, બ્રહ્માંડ, વાયુ, માર્કંડેય વગેરે પુરાણો અપરાન્તવિભાગમાં કરે છે.[2] માર્કંડેય તેને વળી મધ્યદેશ વિભાગમાં પણ ગણાવે છે.[3]

૧ અર્બુદ પર્વતને મહાભારતના વનપર્વમા હિમાલયના પુત્ર તરીકે વર્ણવ્યો છે. પૂર્વે આ પૃથ્વીમા છિદ્ર હતુ, ત્યાં વસિષ્ઠનો ત્રણ લોકમા જાણીતો એવો આશ્રમ છે એક રાત ત્યા વસવાથી હજાર ગાયનુ પુણ્ય મળે[4] અર્બુદારણ્ય સ્વર્ગ અને મોક્ષ આપનારુ છે અને

अम्बुद

૧ કુમ્ભકોણમ્ આવૃત્તિ મભા ૨૪૫ ૩૦

૨ ભાણ્ડા૦ મહાભા૦ આદિપર્વ પૃ૦ ૯૬૫ (૧૧૫ લીટી ૩૫)

अर्बुद

૧ જુઓ उज्जयन्त ૨, ૫, ૬.

૨ જુઓ अपरान्त ૨,૩,૪,૫,૬

૩ મા ૫૪ ૩૬

अर्बुदाश्चार्कलिंगाश्च मलकाश्च वृकैः सह।
मध्यदेश्या जनपदा प्रायशोमी प्रकीर्तिता ॥

૪ મવ ૮૦.—

ततो गच्छेत धर्मज्ञ हिमवत्सुतमर्बुदम् ।
पृथिव्यां यत्र वै छिद्र पूर्वमासीद्युधिष्ठिर ॥ ५७

તેમાં અચલેશ્વરનું લિંગ છે[૫] જનમના દુઃખી માણસો અર્બુદની સેવાનો લાભ પામે તો પછી વારાણસી અને કેદારનું શા માટે સ્મરણ કરે છે? અર્બુદની પાસેમાં જ મહીસાગરસંગમ છે. પર્વત અને સમુદ્રની વચ્ચેનો તે પ્રદેશ ધરતીના આઉ જેવો છે, ત્યાં જવાથી મહત્ પુણ્ય મળે છે એમ સ્કન્દના અર્બુદાખ્યાનમાં કહ્યું છે.[૬] સ્કન્દપુરાણના પ્રભાસખંડમાંના અર્બુદમાહાત્મ્યમાં અર્બુદની ઉત્પત્તિ આપી છે. વસિષ્ઠ ઋષિની ગાય નંદિની શ્વભ્ર (કોતર)મા ગબડી પડી. રાતે ઘેર ન આવી. હોમવિઘ્નથી ભયભીત ઋષિએ સરસ્વતીનું ધ્યાન ધર્યું. સરસ્વતીએ આવીને શ્વભ્ર ભરી દીધું. નંદિની બહાર આવી. બીજે દિવસે ઋષિએ હિમાલયને આ કોતર પૂરવા વિનવણી કરી. હિમાલયે પોતાના મૈનાક પુત્રથી નાના એવા નંદિવર્ધન પુત્રને અર્બુદ નામના નાગની પીઠ ઉપર બેસાડીને તે કામ માટે મોકલ્યો. શ્વભ્ર પુરાઈ ગયું. રાજી થઈને વસિષ્ઠે અર્બુદ નાગને વરદાન આપ્યું કે નંદિવર્ધન પર્વત તારા નામથી ઓળખાશે અને શિખર પાસે એક નાગતીર્થ પ્રસિદ્ધ થશે.

જનમેજયના સર્પયજ્ઞ વખતે ત્રાસીને નાગો અર્બુદમાં નાસી આવ્યા હતા અને એક ગુફામા દુર્ગામાતાની પૂજા કરી તેને પ્રસન્ન કરી હતી. યજ્ઞની પૂર્ણાહુતિ સુધી તમે મારી પાસે નિર્ભયપણે રહો એમ દુર્ગાએ તેમને અભયદાન આપ્યું હતું. યજ્ઞ પૂરો થતાં તેઓ ગયા અને તે સ્થળ નાગહ્રદ તરીકે ઓળખાયુ.

બૃહત્સંહિતા (૧૬.૩૦)માં આનર્ત, અર્બુદ, પુષ્કર, સૌરાષ્ટ્ર,...એ રીતે ક્રમ છે.

મેગેસ્થિનિસ (ઇ.પૂ ૩૦૦) 'Mount Capitalia'નો ઉલ્લેખ

---

तत्राश्रमो वसिष्ठस्य त्रिपु लोकेपु विश्रुत ।
तत्रोष्य रजनीमेका गोसहस्रफल लमेत् ॥ ५८

૫ જુઓ અચલેશ્વર ૧.

૬ સ્કમાકૌ ૨૬.—

अर्बुदो यदि लभ्येत सेवितु जन्मदु खितै ॥ ७१
वाराणसीं च केदार किं स्मरति वृथैव ते । ७२
समीपे यस्य पुण्योऽस्ति महीसागरसगमः ॥ ७५
ऊधः पृथिव्या देशोऽयं यो गिरेश्चार्णवान्तरे ।
तत्र गत्वा महत्पुण्यमवाप्य भवभक्षितः ॥ ७६

કરે છે ને કહે છે કે તે હિંદમાં સૌથી ઊંચો પર્વત છે.[૭] ને તેની પાસે સોનારૂપાની ખાણો છે. આ પર્વત તે આબુ એમ ગણાતું. પણ તે પુરાણોનો કપિસ્થલ પણ હોય. પણ હાલનો કૈથલ તે આબુથી ઘણે દૂર પંજાબના કરનાલ જિલ્લામાં છે; જો કે શ્રીમાલ-પુરાણમાં પણ આબુની પડખેનું ભિન્નમાલ શ્રી લક્ષ્મીએ વસાવ્યાનું વર્ણન છે તે મેગેસ્થિનિસના વર્ણનને અનુરૂપ છે.

લોકોમાં કિંવદન્તી છે કે શેષનાગ દરવરસે પડખું ફેરવે છે ને આબુપર્વત હલમલે છે, અથવા એમ પણ કહે છે કે મહાદેવનો પોઠિયો નંદી પોતાના એક શીંગડા પર આબુને ધારણ કરે છે અને એ શીંગડા તરફ થાક લાગે એટલે પર્વતને બીજા શીંગડા ઉપર મૂકે છે. આવી લોકપુરાણની વાતોને કપોલકલ્પિત ગણી નાખી દેવી ન જોઈએ. પૌરાણિક વાતોની પેઠે તેમનામાં પણ ઘણીવાર કાંઈ ને કાંઈ તથ્ય છુપાયું હોય છે. આદિપર્વમાં યુધિષ્ઠિર આગળ નારદે કોઈ જૂની જનશ્રુતિનો અને અનુભવનો ઉલ્લેખ કર્યો છે કે આબુમાં પૃથ્વીનું રંધ્ર (બાકોરું) હોવાનું કહેવાય છે તે હજી યે છે. આવું રંધ્ર તે જ્વાલામુખીના મુખનું હોઈ શકે એમ સમજી શકાય. આબુ જેવું એક શિખર છે તે અરાવળ પર્વતો હિંદના ઘણા જૂના-હિમાલય પાણી તળે હતો તે પહેલાંના-પર્વત છે એમ ભૂસ્તરવિદો કહે છે. છતાં તેમાં જ્વાલામુખીનું મુખ મહાભારતકાલ સુધી અસ્તિત્વમાં હશે. તે પછીથી, ઉપર નોંધેલી લોકવાયકા સૂચવે છે તેમ, હજી પણ આબુ નીચે ભૂકંપાદિ પ્રક્રિયાઓ બંધ થઈ નથી. આ લોકવાયકાને આબુ ઉપરનાં જૈન દેવાલયો શિખર વગરનાં-બેઠા ઘાટનાં-હોય છે એ હકીકત ઉપરથી ટેકો મળે છે. જગપ્રસિદ્ધ વિમળશાનાં દહેરાં બહારથી જોઈએ તો મામુલી લાગે એવો એનો ઘાટ છે.

અર્બુદનો અર્થ સોજો, ગાંઠ, રસોળી એવો થાય છે.[૮] મોનિયર વિલિયમ્સ દોઢેક માસના ગર્ભ જેવો આકાર એવો પણ અર્થ આપે છે. અર્બુદના અર્થોથી એને વિશેની પ્રચલિત કથાઓને પુષ્ટિ મળે છે. ડૉ. હસમુખ સાંકળિયાના એ કથાઓ કોઈ મહાન ભૂસ્તરવિષયક ઘટનાનું

૭ બોમ્બે ૧ પૃ૦ ૫૩૪.

૮ સુશ્રુતસંહિતા ૧૮. ૨૯-૪૨

સૂચન કરે છે"—એ શબ્દોમાં ઉપરના નિ'શોને અનુમોદન મળે છે. અર્બુદ પ્રદેશમા થોડા સાગ મળતા હતા એમ પાર્જિટર સભાપર્વ ઉપરથી નોંધે છે.[10]

પુરાણોએ નંદિવર્ધનની મદદથી વસિષ્ઠે શ્વભ્ર પૂર્યું એમ કથા યોજી કાઢી, આબુ તે હિમવાનનો પુત્ર છે એવી હકીકત સ્થાપી. છતા નામ તો એમને અર્બુદનુ-નાગનુ જ આપવુ પડયું છે સર્પસત્ર વખતે નાગો અર્બુદમા રહ્યા એ જોતા આબુ એ નાગલોકનુ પ્રાચીન થાણું લાગે છે પચવીશ બ્રાહ્મણમા નાગોના ઉત્સવમા અર્બુદ કરીને ગ્રાવસ્તુત્ ( પથ્થરની સ્તુતિ કરનાર ) પુરોહિત હતો એમ વર્ણન છે. અને તે ઐતરેય (૬ ૧) અને કૌશીતકી (૨૯ ૧) બ્રાહ્મણોમા યજ્ઞની ખામીઓ કેમ સુધારવી અને સોમરસ કેમ કાઢવો એનુ જ્ઞાન આપનારા નાગઋષિ-મંત્રદ્રષ્ટા તરીકે ઉલ્લેખાયેલો કાદ્રવેય અર્બુદ તે જ એમ કીથ અને મેકડોનલ્ડ[11]નુ કહેવુ છે. આમા પણ અર્બુદ નામ એ પ્રાચીનકાળથી નાગો સાથે જોડાયેલુ ઉપલબ્ધ થાય છે.

આનાથી જૂના, ઋગ્વેદના દશમા (૬૮ ૧૨) અને પ્રથમ (૫૧ ૬) મંડલમા અર્બુદના ઉલ્લેખો છે સાયણાચાર્ય આગલામા અર્બુદ એટલે अम्बुद-વાદળ, મેઘ-અને બીજામા તે નામનો રાક્ષસ એવો અર્થ આપે છે કીથ અને મેકડોનલે વેદિક ઇન્ડેક્સમા આ ઉલ્લેખો નોંધ્યા નથી. પણ ડૉ૦ સ્ટેન કોનોવ 'મોટાની લોકના આર્યદેવો'મા[12] બતાવે છે કે 'અર્બુદ શંબર અને બીજા દસ્યુઓનો અગ્રી હતો. તેને શિખરેથી ઊતરી આવી આર્યોની ગાયો તેઓ લઈ જતા અને બીજી રીતે પણ આર્યોને કનડતા. તેથી અર્બુદને પદાક્રાન્ત કરવા માટે-અર્બુદ અને તેના અધિપતિ શંબરને જીતવા માટે-ઇન્દ્રની સ્તુતિ કરવામા આવી છે'[13] ડૉ૦ સ્ટેન કોનોવ अबुदनो અર્થ કરે છે તેને સાયણાચાર્યનો ટેકો નથી એ સ્પષ્ટ છે નિરુક્ત (૩ ૨) પણ अम्बुद અર્થ જ આપે છે. એટલે વેદમા અર્બુદ-'પર્વત'નો ઉલ્લેખ છે એમ નિશ્ચિતતાથી

---

૯ ગુસત્રૈ ૭ પૃ૦ ૧૪૯

૧૦ માર્ક પૃ૦ ૨૮૯, મસ ૪૭ ૨૬ પાદટીપ

૧૧ વેઇ ૧ પૃ૦ ૩૭.

૧૨ પૃ૦ ૨૫

૧૩ ગુસત્રૈ ૭ પૃ૦ ૧૪૮-૯ મા ડૉ૦ સાકળિયાએ આપેલ મથિતાર્થ.

કહી શકાતું નથી. પણ ઋગ્વેદના બંને ઉલ્લેખોમાં અર્બુદ શબ્દ દેવોના વિરોધીઓના સંબંધમાં છે એ સ્પષ્ટ છે, જે अर्बुद આર્યેતર ભાષાનો શબ્દ હોવાની સંભાવનાને પુષ્ટિ આપવા માટે બસ ગણાય. બ્રાહ્મણકાળમાં પૂર્વનાં વૈમનસ્ય શમતાં ઋષિના નામ તરીકે अर्बुद મળે છે અને એને નામે ઋગ્વેદનું (૧૦.૯૪.) સૂક્ત પણ ચઢાવવામાં વાંધો આવતો નથી. ઋગ્વેદના ઉલ્લેખોમાં અર્બુદ 'પર્વત' અભિપ્રેત હોય તોપણ તે આજના અર્બુદ કરતાં સપ્તસિંધુને લગતો ઉત્તર-વાયવ્યનો કોઈ અર્બુદ હોવાનો વિશેષ સંભવ છે.

આ દાખલામાં પૌરાણિક લેખકોની એક યુક્તિ તરફ ધ્યાન ખેંચવા જેવું છેઃ પાછળથી અર્બુદક્ષેત્રમાં બ્રાહ્મણોનાં તીર્થધામો સ્થપાયાં ત્યારે પર્વતને અનાત્મીય એવી નાગજાતિનું નામ મળેલું જોઈ મૂળ પર્વત તો અમારા હિમવાનનો પુત્ર નંદિવર્ધન છે પણ અર્બુદનાગ તેને ઊંચકી લાવ્યો માટે કદરદાન ઋષિએ ખુશ થઈને અર્બુદનું નામ નંદિવર્ધનને આપ્યું એવી યોજના કરી દીધી!

अर्बुदक्षेत्र

અર્બુદગિરિના શિખર ઉપરનો અને અડખેપડખેનો પ્રદેશ.

વસિષ્ઠના આશ્રમ પાસેના જે શ્વભ્રમાં નંદિની ગાય ગબડી પડી હતી તે ૩૦૦૦×૨૦૦૦ (યોજન?) હતું. ઊંડાઈ તો અમાપ હતી.[૧] ઉત્તંકનાં કુંડલ તક્ષક નાગ ઉપાડી ગયો ને દરમાં ભરાયો ત્યારે ઉત્તંક લાકડાથી તે ખોદવા લાગ્યો. ઇન્દ્રે તેને છેડે વજ્ર આરોપ્યું એથી ધરણીતલ શીઘ્ર ભેદાવા લાગ્યું. તક્ષક અને ઉત્તંકની તડગરમા આવડું મોટું પોલાણ-કોતર થયું.[૨] ત્યાં પૂર્વે નિષ્ઠુર નરપશુ જેવા ભિલ્લો અને દુષ્ટ લોકો વસતા હતા.[૩]

---

अर्बुदक्षेत्र

૧ સ્કપ્રઅ ૨.૩૪

द्विसहस्रं तु दैर्घ्येण विस्तरेण त्रिसहस्रकम्।
न संख्या विद्यतेऽधस्तात्तस्य पर्वतसत्तम ॥

૨ સ્કપ્રઅ ૨.૩૭-૬૬

૩ સ્કપ્રઅ ૩.૧૪

અર્બુદનો વિસ્તાર દશ યોજન અને ઊંચાઈ પાંચ યોજન છે.[૪] તીર્થો : આદ્ય નાગતીર્થ[૫], શિખર ઉપર નિર્મલોદક નિર્ઝર છે તે અર્બુદનાગે વસિષ્ઠ પાસે વરદાન માગીને સ્થાપેલું. ત્યાં સ્નાનથી વન્ધ્યા પુત્રવતી બને.[૬] વસિષ્ઠાશ્રમ હિમાલયના જ્યેષ્ઠ પુત્ર નંદિવર્ધને વરદાનમાં વસિષ્ઠનું સાન્નિધ્ય માગ્યું[૭] ત્યાં કુંડમાં વસિષ્ઠે આણેલા ગોમતી ( તે જ ગોમુખી ).[૮] વસિષ્ઠ અને અરુંધતી.[૯] પર્વત ને અચલને ભેદીને લિંગ નીકળ્યું ત્યાં અચલેશ્વર.[૧૦] મંદાકિની નદી.[૧૧] ઉત્તરે કુંડ.[૧૨] ભદ્રકર્ણહ્રદ, જ્યાં ત્રિનેત્ર જેવી શિલાઓ આજે પણ ઘણા પ્રમાણમાં દેખાય છે તેની પાસે ત્રિનેત્રલિંગ.[૧૩] કેદારતીર્થ.[૧૪] જ્યાં મંદાકિની (ગંગા) સરસ્વતીને મળે છે, કલિયુગના પ્રભાવથી.[૧૫] કોટીશ્વર[૧૬] રૂપતીર્થ.[૧૭] ઈશાનમાં હૃષીકેશતીર્થ,[૧૮] સિદ્ધેશ્વર.[૧૯] શુક્રેશ્વર.[૨૦] મણિકર્ણિકેશ્વર.[૨૧] પંગુતીર્થ.[૨૨] યમતીર્થ.[૨૩] વાગદતીર્થ.[૨૪] ચંદ્રપ્રભાસતીર્થ.[૨૫] પિંડોદકતીર્થ.[૨૬] <u>શ્રીમાતા</u>[૨૭] ઙલિંગ ઊંડે બાષ્કલિ નામના જરામરણહીન દૈત્યને પર્વતના શિખર નીચે દબાવી ઉપર દેવી બેઠાં, પછી પથ્થરની પાદુકાઓ મૂકી તેને દબાવ્યો. શુક્લતીર્થ.[૨૮] કાત્યાયની,[૨૯] જે ગુહાભ્યન્તરવાસિની છે.

---

૪ સ્કપ્રઅ ૩.૬.૬૧

दशयोजनविस्तारो द्राम्या महितपर्वत. ।
उच्चै पच स श्रीमान्मर्त्ये स्वर्गो व्यजायत ॥

૫ સ્કપ્રઅ ૬.૭ नागतीर्थं तु स्नाय ।

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૬ | સ્કપ્રઅ | ૩.૨૫-૩૬ | ૧૮ | સ્કપ્રઅ | ૧૩. |
| ૭ | ,, | ૩.૩૬-૪૦ | ૧૯ | ,, | ૧૪. |
| ૮ | ,, | ૩.૪૨,૬.૨-૩ | ૨૦ | ,, | ૧૫. |
| ૯ | ,, | ૩.૪૭,૬.૭ | ૨૧ | ,, | ૧૬. |
| ૧૦ | , | ૪.૧૪-૨૦ | ૨૨ | , | ૧૭. |
| ૧૧ | ,, | ૪.૧૮ | ૨૩ | ,, | ૧૮. |
| ૧૨ | ,, | ૪.૧૯ | ૨૪ | ,, | ૧૯. |
| ૧૩ | ,, | ૮.૧-૨ | ૨૫ | ,, | ૨૦. |
| ૧૪ | ,, | ૯. | ૨૬ | ,, | ૨૧. |
| ૧૫ | ,, | ૧૦. | ૨૭ | ,, | ૨૨. |
| ૧૬ | ,, | ૧૧. | ૨૮ | , | ૨૩. |
| ૧૭ | ,, | ૧૨. | ૨૯ | ,, | ૨૪. |

પિંડારકતીર્થ.[30] કનખલતીર્થ[31] ચક્રતીર્થ.[32] મનુષ્યતીર્થ—રુદ્ર[33] કપિલાતીર્થ.[34] અગ્નિતીર્થ[35] રક્તાનુબંધતીર્થ[36] મહાવિનાયકતીર્થ[37] પાર્થેશ્વર[38] કૃષ્ણતીર્થ[39] ગામુકુંડ[40] ત્યા મુદ્ગલેશ્વર[41] ચંડિકાશ્રમ[42] નાગકુંડ (નાગોદ્ભવ)તીર્થ[43] શિવ ગ(વિ)ગાકુંડ[44] શિવવિગમકેશ્વર[45] કામેશ્વર[46] માર્કંડેયાશ્રમ[47] ઉદ્દાલકેશ્વર[48] સિદ્ધેશ્વર અને -ડ[49] ગજતીર્થ.[50] દેવખાતતીર્થ[51] વ્યાસતીર્થ.[52] ગૌતમાશ્રમ[53] કુલસંતારણતીર્થ[54] ગમતીર્થ[55]. કોટિતીર્થ[56] ચન્દ્રોદ્ભેદતીર્થ[57] ઈશાનીશિખર[58] બ્રહ્મપદતીર્થ[59] ત્રિપુષ્કરતીર્થ[60] રુદ્રકુંડ[61] ગુહેશ્વર[62] અવિમુક્તક્ષેત્ર[63] ઉમામાહેશ્વરતીર્થ[64] મહૌજસતીર્થ[65] જમ્બુતીર્થ[66] ગંગાધરતીર્થ.[67] ક(ર)ટેશ્વર[68] ગંગેશ.[69]

---

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૩૦ | રકમ્ય | ૨૫ | ૫૦ | રકમ્ય | ૪૪. |
| ૩૧ | ,, | ૨૬ | ૫૧ | ,, | ૪૫ |
| ૩૨ | ,, | ૨૭ | ૫૨ | , | ૪૬. |
| ૩૩ | ,, | ૨૮ | ૫૩ | ,, | ૪૭ |
| ૩૪ | , | ૨૯ | ૫૪ | ,, | ૪૮ |
| ૩૫ | ,, | ૩૦ | ૫૫ | ,, | ૪૯ |
| ૩૬ | ,, | ૩૧ | ૫૬ | , | ૫૦ |
| ૩૭ | ,, | ૩૨ | ૫૭ | , | ૫૧ |
| ૩૮ | , | ૩૩ | ૫૮ | , | ૫૨ |
| ૩૯ | | ૩૪ | ૫૯ | ,, | ૫૩ |
| ૪૦ | , | ૩૫ | ૬૦ | ,, | ૫૪ |
| ૪૧ | ,, | ૩૫ ૫૩ | ૬૧ | , | ૫૫ |
| ૪૨ | ,, | ૩૬ | ૬૨ | , | ૫૬ |
| ૪૩ | ,, | ૩૭ | ૬૩ | ,, | ૫૭ |
| ૪૪ | , | ૩૮ | ૬૪ | , | ૫૮ |
| ૪૫ | ,, | ૩૯ | ૬૫ | ,, | ૫૯ |
| ૪૬ | | ૪૦ | ૬૬ | , | ૬૦ |
| ૪૭ | ,, | ૪૧ | ૬૭ | , | ૬૧ |
| ૪૮ | | ૪૨ | ૬૮ | , | ૬૨ ૧ |
| ૪૯ | ,, | ૪૩ | ૬૯ | ,, | ૬૨ ૨ |

अवन्ति

[૧] ઉજ્જેન શહેર.[૧] જુઓ અવન્તી[૨], उज्जयिनी

[૨] તે નામની નદી[૨] જુઓ અવન્તી [૨]

[૩] ઉજ્જેન જેની રાજધાની હતુ તે દેશ अवन्तय आवन्ता, आवन्त्या એવા વિવિધ નામે આ દેશ ઓળખાયો છે રામાયણ[૩] અને મહાભારત[૪]મા તેના ઉલ્લેખો છે વનપર્વ[૫] અવન્તિને પશ્ચિમ દિશામા ગણાવે છે જ્યારે સભાપર્વ સહદેવના દક્ષિણ દિગ્વિજયમાં[૬] આવન્ત્ય ગણાવે છે મત્સ્ય[૭], 'આવન્ત'ને મધ્યદેશમા મૂકે છે અને 'અવન્તિ[૮]'ની વિન્ધ્યવાસીઓમા ગણના કરે છે વાયુ[૯], બ્રહ્માંડ[૧૦] અને માર્કંડેય[૧૧] પણ. માર્કંડેય વળી આવન્ત્ય[૧૨]ને અર્બુદ વગેરે સાથે અપરાન્તમા પણ મૂકે છે

---

अवन्ति

૧ જુઓ अवन्तिका १.

૨ જુઓ पारियात्र ५

૩ રાકિ ૪૧ ૧૦ आव्रवन्तीमवन्तीं च.. ।

૪ મભી ૧૦ ૪૧
कुन्तयोऽवन्तयश्चैव तथैवापरकुन्तय ॥

૫ મર ૮૭ ૧
अवन्तिषु प्रतीच्या वै कीर्तयिष्यामि ते दिशि ।

૬ મસ ૨૮ ૧૦

૭ મ ૧૧૪ ૩૬
*आवन्ताश्च कलिंगाश्च मूकाश्चैवान्धकै सह ।*
मध्यदेशा जनपदा प्रायश परिकीर्तिता ॥

૮ જુઓ अनूप ४

૯ જુઓ अनूप २

૧૦ ,,

૧૧ મા ૫૪ ૫૫
अवजास्तुष्टिकाराश्च वीरहोत्रा ह्यवन्तय ।
एत जनपदा सर्वे विन्ध्यपृष्ठनिवासिन: ॥

૧૨ अपरान्त ४

પુરાણો પ્રમાણે હૈહયોની પચ શાખાઓ થઇ તે[1] ૧ વીતિહોત્ર, ૨ ભોજ, ૩ અવન્તિ, ૪ તુંડિકેર અને ૫ તાલજંઘ તેમાંથી ભુવનકોશવર્ણનમાં વિન્ધ્યપૃષ્ઠનિવાસીઓમા ૧, ૩ અને ૪ ગણવામાં આવ્યા છે[14]

પાણિનિ (૪ ૧ ૧૭૬) અવન્તિનો ઉલ્લેખ કરે છે

મહાવસ્તુ અને લલિતવિસ્તરમા જમ્બુદ્વીપના સોળ જનપદોમાંના એક તરીકે અવન્તિને ગણાવેલ છે[15] બે દિવ્યાવદાન અવન્તિના ઉદયન રાજાનો વારવાર ઉલ્લેખ કરે છે[16] અવદાનશતક અને અવન્તિ સમીપે જ્યોતિષ્કો-ઉત્તર અને નલક-રહેતા હતા એમ ઉલ્લેખ છે[17] પાલીગ્રથો અવન્તિના પાટનગર તરીકે ઉજ્જેની કે ઉજ્જયિનીને ગણાવે છે[18] પણ ગોવિંદસુત્તમા માહિષ્મતીને એની રાજધાની ગણાવી છે[19]

કાલિદાસ રઘુવશ (૬ ૩૨) અને મેઘદૂત (૧ ૩૦) મા અવન્તિનો ઉલ્લેખ કરે છે તેના મુખ્ય નગર તરીકે વિશાલા (૧ ૩૦) નુ વર્ણન કર્યું છે પણ તે જ ઉજ્જયિની કેમકે પૂર્વે ૨૭ મા શ્લોકમા તેની જ વાત શરૂ કરીને વિશાલાનું વર્ણન આરભ્યુ છે

બૃહત્સંહિતા (૧૪ ૧૨) 'આકરવેણાવર્તક'ને દક્ષિણમા ગણાવે છે દશકુમારચરિત (ઉચ્છ્વાસ ૫) અવન્તિનગરી ઉજ્જયિની ને વિદ્યાક્ષેત્ર તરીકે વર્ણવે છે અનર્ઘરાઘવ (૭ ૧૦૦) અવન્તિ દેશની રાજધાની તરીકે ઉજ્જયિનીને ગણાવે છે

રુદ્રદામનના શિલાલેખમા 'આકરાવન્તિ' મળે છે[20] તે ઉપરથી બોમ્બે ગેઝેટિયરમા[21] અવન્તિ તે ઉજ્જેનવાળો માળવાનો ભાગ

---

૧૩ હહ ૩૩ ૫૨ ધ્ર ૧૧ ૨૦૩-૦૪ મ ૪૩ ૪૮-૯

૧૪ જુઓ અનુ૦ ૨

૧૫ જુઓ પૃ૦ ૩૩

૧૬ "

૧૭ "

૧૮ દા ત દીપવશ-ઓલ્ડેનબર્ગની આવૃત્તિ પૃ૦ ૫૭

૧૯ દીર્ઘનિકાય ૧૯ ૩૬

૨૦ જુઓ આનર્ત ૧૬

૨૧ બોગે ૧ પૃ૦ ૩૬ પાદટીપ ૧

અને આકર તે અત્યારનું ભીમમા–જેની પુરાતન રાજધાની વિદિશા (આજનું બેસનગર) હતી એમ નોંધી, બૃહત્સંહિતાના આકરવેણા-વર્તકમાંથી વેણા તે પંડિત ભગવાનલાલને મતે સાગર જિલ્લાનું એરણ (જેની નજીક વેણા નદી આજે પણ વહે છે) એમ ઉમેર્યું છે. આકર તે પૂર્વ માળવા અને અવન્તિ તે પશ્ચિમ માળવા એમ દર્શાવવા પૂર્વ અને પશ્ચિમ દિશાસૂચક પૂર્વાપર વિશેષણો પણ વપરાય છે.[૨૨] આકર અને અવન્તિ आकरावन्ति એવો સમાસ પ્રયોગ જ બહુશઃ મળે છે.[૨૩]

અવન્તિ જુદી જુદી દિશામાં–કયારેક પશ્ચિમમા તો કયારેક દક્ષિણમા આપવામા આવે છે અને અવન્તિ અપરાન્ત વિભાગમાં અને આવન્ત્ય વિન્ધ્ય પૃષ્ઠ પર ગણાવવામા આવે છે, એ બધા પરથી એ જ સૂચિત થાય છે કે અવન્તિ–આવન્ત્ય–દેશ વિન્ધ્યની પશ્ચિમે બંને પડખે ફેલાયલો હતો. જુદે જુદે વખતે, અથવા તો એકી સાથે તે અવન્તિ અને આવન્ત્યના નોખા નોખા નામથી ઓળખાતો. પશ્ચિમ માળવા તો અવન્તિ ખરો જ, જેની રાજધાની ઉજ્જયિની વિખ્યાત છે. ઉપરાન્ત વિન્ધ્યપૃષ્ઠ એટલે કે સાતપૂડા તરફના પડખાનો પ્રદેશ પણ અવન્તિ નામ ધરાવતો હશે એમ વિન્ધ્યપૃષ્ઠનિવાસીમા તેની ગણના થઈ હોવાથી સમજાય છે. હૈહયની પાચ શાખાઓમાની એકનુ નામ અવન્તિ છે એ હકીકત પણ માહિષ્મતી આસપાસમા અવન્તિ હોવાનુ સૂચવે છે. ગોવિંદસુત્ત તો ઉપર જોયુ તેમ માહિષ્મતીને અવન્તિની રાજધાની ગણાવે પણ છે. વનપર્વમા[૨૪] ' આ વિન્ધ્ય દેખાય, અવન્તિ અને ઋક્ષ પર્વત વટાવી દક્ષિણાપથના માર્ગો જાય છે ' એમ કહ્યુ છે તે પણ ઋક્ષ–સાતપૂડા–ને અવન્તિની સરહદ સ્પર્શતી હોવાનુ સૂચવે છે આ

---

૨૨ ઇએ ૭ પૃ૦ ૨૫૯, મોર્ગે ૧૬ પૃ૦ ૬૩૧.

૨૩ જુઓ નાશિકનો ગોતમીપુત્રનો લેખ ૨૬.

૨૪ મવ ૫૮.—

एत गच्छन्ति बहव पन्थानो दक्षिणापथम् ।
अवन्तिमृक्षवन्त च समतिक्रम्य पर्वतम् ॥ २०
एप विन्ध्यो महाशैल पयोष्णी च समुद्रगा । २१

૨૫ માર્ક પૃ૦ ૩૪૦, ૩૪૫.

ઉલ્લેખ અને સભાપર્વમાં આવન્ત્ય પછી નર્મદા તરફ સહદેવ જાય છે તે વર્ણન ઉપરથી જેમાં થઈને નર્મદા વહેતી એવા દેશ તરીકે પાર્જિટર[૨૫] અવન્તિને જુએ છે.

અલબત્ત રુદ્રદામનના ગિરનારશિલાલેખમાંના અનૂપનો અલગ ઉલ્લેખ હોઈ નર્મદાતટના પ્રદેશ સિવાયનો પ્રદેશ, ઉજ્જૈન આસપાસનો માળવા જ અવન્તિથી વિવક્ષિત છે. બી. સી. લૉ, અત્યારના માળવા, નિમાર, અને મધ્યપ્રાંતનો નજીકનો ભાગ તે અવન્તિ એમ કહે છે.[૨૬]

રહાપ્સ ડૅવિડ્સનું માનવું છે કે સાતમી-આઠમી સદી પછી અવન્તિને માળવા કહે છે.[૨૭]

જુઓ आवन्त, आवन्त्य, अवन्त्य, आवन्त्यमंडल.

अवन्ति–क्षेत्र

ઉજ્જૈન ફરતું ક્ષેત્ર. સ્કન્દનો પાચમો ખંડ તે આખો અવન્તીને અંગે છે અને આવન્ત્યખંડને નામે ઓળખાય છે. તેમાં પ્રથમ ભાગ 'અવન્તીક્ષેત્ર માહાત્મ્ય,' બીજો 'અવન્તીસ્થ ચતુરશીતિ લિંગ માહાત્મ્ય' અને ત્રીજો 'રેવાખંડ' નામે છે. પ્રથમ બે ભાગની વીગતો અવન્તી નગરી ફરતા ક્ષેત્રને લગતી હોઈ અત્રે વીગતવાર આપી છે —

જ્યાં મહાકાલ ભગવાન છે તે મહાકાલવનનું એક યોજન પર્યંતનું ક્ષેત્ર છે;[૧] શ્મશાન, ઊષર, ક્ષેત્ર, પીઠ અને વન–એ પાંચ ચીજો મહાકાલપુર સિવાય અન્ય કોઈ તીર્થમાં એકત્ર મળતી નથી.[૨]

ઉપરાંત નીચેના તીર્થો ત્યાં છે —

---

૨૬ જ્યોગ્રૅ પૃ૦ ૩૩
૨૭ બુદ્ધિસ્ટ ઇન્ડિયા પૃ૦ ૨૮

अवन्तिक्षेत्र

૧ સ્કન્દ ૫.૧.૭
૨ સ્કન્દ ૫.૧.—

स्मशानं ऊषर क्षेत्र पीठं तु वनमेव च ॥४१
पचैकत्र न लभ्यते महाकालपुरादृते ॥४२

કપાલમોક્ષણ તીર્થ,[૩] કલકલેશ્વર, કનહનાશન કુંડ,[૪] અપ્સરતીર્થ-અપ્સર કુંડ[૫] માહિષકુંડ[૬] કુટુંબિકેશ્વર,[૭] વિદ્યાધરતીર્થ,[૮] ગાગરી ગુહા,[૯] મ(ક)ર્કટેશ્વર,[૧૦] શીતલા,[૧૧] સ્વર્ગદ્વાર,[૧૨] રાજસ્થનતીર્થ ચતુસમુદ્રતીર્થની વચ્ચે રાજસ્થન આવેલુ છે સુદ્યુમ્ન રાજાની સુદર્શના નામની પત્નીને દાલ્ભ્ય મુનિએ એ ચતુસમુદ્રમા સ્નાન કરવાથી પુત્રપ્રાપ્તિ થશે એમ કહ્યું હતું સુદ્યુમ્ન શિવનુ આરાધન કરવા ગંધમાદન ગયો અને ત્યાથી શિવે કહેવાથી કુશસ્થલી (અવન્તી) ગયો ચતુસમુદ્રના આરાધનથી ચારે સમુદ્રો–ક્ષાર, ક્ષીર, દધિ અને ઈક્ષુ સમુદ્રો–ઉપસ્થિત થયા રાજાએ વરદા। માગતા સમુદ્રોએ કલ્પના અંત સુધી રાજસ્થન પાસે રહેવાનુ સ્વીકાર્યુ[૧૩] શકરવાપીતીર્થ,[૧૪] શંકરાદિત્ય,[૧૫] નીલગન્ધવતી,[૧૬] દશાશ્વમેધતીર્થ,[૧૭] એકાનશા[૧૮] હરસિદ્ધિ,[૧૯] વટયક્ષિણી[૨૦] પિશાચકતીર્થ,[૨૧] શિપ્રાગુફેશ્વર,[૨૨] અગસ્ત્યેશ્વર,[૨૩] ઢુંઢેશ્વર,[૨૪] ડમરુકેશ્વર,[૨૫] અનાદિકલ્પેશ્વર,[૨૬] સિદ્ધેશ્વર,[૨૭] વીરભદ્ર,[૨૮] ચંડિકા,[૨૯] સ્વર્ણજાનેશ્વર[૩૦] કર્કટકેશ્વર,[૩૧] કપાલેશ્વર,[૩૨] સ્વર્ગદ્વારતીર્થ[૩૩] (છેલ્લા ૧૪ તીર્થની 'ચતુર્દશતીર્થ'

---

૩ રેકઆઅ ૬
૪ ,, ૮ ૮ ૬
૫ ,, ૮,૨૭
૬ , ૬
૭ ,, ૧૦,૬૭ ૬
૮ , ૧૧
૯ ,, ૧૧ ૬
૧૦ ,, ૧૨ ૧
૧૧ , ૧૨ ૪
૧૨ ,, ૧૨ ૧૩
૧૩ , ૧૪
૧૪ ,, ૧૫ ૧
૧૫ ,, ૧૫ ૧૬
૧૬ , ૧૬
૧૭ ,, ૧૭
૧૮ ,, ૧૮.

૧૯ રકઆય ૧૯
૨૦ ,, ૨૦ ૧
૨૧ ,, ૨૦ ૨
૨૨ ,, ૨૦ ૫
૨૩ ,, ૨૦ ૬
૨૪ ,, ૨૦ ૭
૨૫ ,, ૨૦ ૯
૨૬ , ૨૦ ૧૦
૨૭ ,, ૨૦ ૧૨
૨૮ ,, ,,
૨૯ ,, ,,
૩૦ ,, ૨૦ ૧૩
૩૧ , ૨૦ ૧૪
૩૨ ,, ૨૦ ૧૬
૩૩ ,, ,,

તરીકે ગણના થઈ છે.) હનુમતકેશ્વર,[34] રુદ્રસર,[35] યમેશ્વર,[36] કોટ(ટી)શ્વર,[37] કપિ(પા)લેશ્વર,[38] પૈપલેશ્વર,[39] સ્વપ્નેશ્વર,[40] ઈશાન-તીર્થ,[41] સોમેશ્વર,[42] વૈશ્વાનરેશ્વર,[43] લકુલીશતીર્થ,[44] ગણેશ્વર,[45] અપ્યયિંતેશ્વર,[46] મહાકાલ,[47] પ્રાણીશ,[48] દંડપાણિ[49] પુષ્પદંત,[50] ગુહમહાકાલ,[51] દુર્વાસેશ્વર,[52] મહાદુર્ગા[53] કાલેશ્વર,[54] વિધીશ.[55] (અહીં મહાકાલેશ્વર યાત્રા માહાત્મ્ય.)[56] વાલ્મીકેશ્વર,[57] શુક્રે(કલે)શ્વર,[58] ભીમેશ્વર,[59] ગર્ગેશ્વર,[60] કામેશ્વર,[61] ચૂડામણીશ્વર,[62] ચંડીશ્વર.[63] (અહીં મહાકાલવન માહાત્મ્ય.)[64] પિંગલેશ,[65] કાયાવરોહણેશ્વર.[66] બિલ્વેશ,[67] ઉત્તરેશ્વર,[68] (અહીં પંચેશાની યાત્રા વિશે).[69] પછી કલ્પ સપ્ત મહિમા[70] આપતાં સાત કલ્પમાં જુદાં જુદાં નામ વાળી આ નગરીની પ્રદક્ષિણાનું ફળ કહ્યું છે. સાત નામ તે કુશસ્થલી, પદ્માવતી, સ્વર્ણશૃંગારિકા, અવન્તિની, અમરાવતી, ઉજ્જયિની અને વિશાલા. આ સાતેને 'દેવી'ઓ કહી છે. એટલે મહાકાલવનમાં આ

---

૩૪ સ્કંઆ ૨૧.૩;૨૩.૮
૩૫ ,, ૨૧.૨૦;૨૨.૪
૩૬ ,, ૨૨ ૧
૩૭ ,, ૨૨.૫;૨૩.૨
૩૮ ,, ૨૩.૭
૩૯ ,, ૨૩.૯
૪૦ ,, ૨૩.૧૦
૪૧ ,, ૨૩.૧૨
૪૨ ,, ,,
૪૩ ,, ૨૩.૧૩
૪૪ ,, ૨૩.૧૪
૪૫ , ૨૩ ૧૫
૪૬ ,, ૨૩.૧૬
૪૭ ,, ૨૩.૧૭
૪૮ ,, ૨૩.૧૮
૪૯ ,, ૨૩.૨૦
૫૦ ,, ૨૩.૨૧
૫૧ ,, ૨૩.૨૨
૫૨ સ્કંઆ ૨૩.૨૩
૫૩ ,, ૨૩.૨૪
૫૪ ,, ૨૩.૨૫
૫૫ ,, ૨૩.૨૬
૫૬ ,, ૨૩.૩૦-૪'
૫૭ ,, ૨૪.
૫૮ ,, ૨૫.૧
૫૯ ,, ૨૫.૨
૬૦ ,, ૨૫.૩
૬૧ ,, ૨૫.૬
૬૧ ,, ૨૫.૭
૬૩ ,, ૨૫.૮
૬૪ ,, ૨૬.૧
૬૫ ,, ૨૬.૬
૬૬ ,, ૨૬.૭
૬૭ ,, ,,
૬૮ ,, ૨૬.૮
૬૯ ,, ૨૬.૧૧-૨૭
૭૦ ,, ૨૬.૨૮.૩૪

નામની સાત દેવીઓનાં તીર્થ. એથી સૂચિત છે, જેમની પૂજાવિધિ અને પ્રદક્ષિણા કરવાથી મહત્ ફળ મળે એમ કહ્યું છે. અક્રૂરેશ્વર,[૭૧] બ્રહ્મોત્તર સ્થાન,[૭૨] મંદાકિની કુંડ,[૭૩] અંકપાદ;[૭૪] શંખિન, વિશ્વરૂપ, ગોવિંદ, ચક્રિણ અને પાંચમા અંકપાદ;[૭૫] શંખોદ્ધાર,[૭૬] કરીકુંડ,[૭૭] ચંદ્રાદિત્ય,[૭૮] કરભેશ,[૭૯] ગણેશ,[૮૦] કુસુમેશ,[૮૧] જયેશ્વર,[૮૨] શિવદ્વાર,[૮૩] માર્કંડેયેશ્વર,[૮૪] બ્રહ્માણી;[૮૫] બ્રહ્મસર, બ્રહ્મેશ્વર;[૮૬] યજ્ઞવાપી,[૮૭] પશુપતિ,[૮૮] રુદ્રપુર,[૮૯] રૂપકુંડ,[૯૦] અનંગકુંડ,[૯૧] અંગા-ગધકુંડ,[૯૨] ચક્રતીર્થ,[૯૩] સિદ્ધેશ્વર, [૯૪] સોમેશ્વરલિંગ,[૯૫] સોમતીર્થ-સોમવતીતીર્થ,[૯૬] અનરક તીર્થ,[૯૭] કેદારેશ્વર[૯૮] જટાશૃંગ, જટેશ્વર;[૯૯] ઇંદ્રતીર્થ, ઇંદ્રેશ્વર;[૧૦૦] કુંડેશ્વર;[૧૦૧] ગોપતીર્થ, ગોપેશ્વર;[૧૦૨] ચિપિટાતીર્થ,[૧૦૩] આનંદેશ્વર,[૧૦૪] રામેશ્વર;[૧૦૫] સૌભાગ્યતીર્થ, સૌભાગ્યેશ્વર;[૧૦૬] ઘતતીર્થ,[૧૦૭] યોગીશ્વરી,[૧૦૮] શંખાવર્ત;[૧૦૯], સુધો

---

૭૧ સ્કઆઅ ૨૬.૩૫
૭૨ ,, ૨૬.૫૭
૭૩ ,, ૨૬.૫૯-૧૨૦
૭૪ ,, ૨૭.
૭૫ ,, ૨૭. ૧૧૧
૭૬ ,, ૨૭.૧૧૨
૭૭ ,, ૨૭.૧૧૫;૨૮.૪૪
૭૮ ,, ૨૮.૨
૭૯ ,, ૨૮.૪
૮૦ ,, ૨૮.૨૧
૮૧ ,, ૨૮.૨૮
૮૨ ,, ૨૮.૨૯
૮૩ ,, ૨૮ ૩૦
૮૪ ,, ૨૮.૩૧
૮૫ ,, ૨૮.૩૩
૮૬ ,, ૨૮.૩૬
૮૭ ,, ૨૮.૩૭
૮૮ ,, ૨૮.૩૯
૮૯ ,, ૨૮.૪૦;૩૧ ૭૬; ૫૬.૫૧
૯૦ સ્કઆઅ ૨૮.૪૧
૯૧ ,, ૨૮.૪૨
૯૨ ,, ૨૮.૪૫
૯૩ ,, ૨૮.૪૬
૯૪ ,, ૨૮.૪૭
૯૫ ,, ૨૮.૪૯
૯૬ ,, ૨૮.૫૦-૨૦૨
૯૭ ,, ૨૯.;૩૦.
૯૮ ,, ૩૧ ૧
૯૯ ,, ૩૧.૪
૧૦૦ ,, ૩૧.૬
૧૦૧ ,, ૩૧.૭
૧૦૨ ,, ૩૧.૮
૧૦૩ ,, ૩૧.૯
૧૦૪ ,, ૩૧.૧૦
૧૦૫ ,, ૩૧.૧૧
૧૦૬ ,, ૩૧.૫૦
૧૦૭ ,, ૩૧.૫૧
૧૦૮ , ૩૧.૫૨
૧૦૯ ,, -૩૧.૫૩

(શુદ્ધો)દક, સુધે(શુધ્ધે)શ્વર,[110] કિંપુનક;[111] ધારાતીર્થ, કપિલધારા;[112] પતનેશ્વર,[113] દુર્ધર્ષ[114] સૂર્યસંસ્કૃત,[115] ગોપીન્દ્ર[116] ગંગાતીર્થ,[117] પુષ્પકરંડ,[118] ઉત્તરેશ્વર[119] ભૂતેશ્વર[120] અંબાલિકા,[121] ઘંટેશ્વર,[122] પુણ્યેશ્વર,[123] લં(લું)પેશ્વર,[124] સ્થવિરવિનાયક,[125] નવનદી,[126] કામોદક,[127] પ્રયાગેશ,[128] નગાદિત્ય,[129] કેશવાદિત્ય,[130] શક્તિભેદ,[131] ભદ્રવટ,[132] વટમાતાઓ, ચર્પટમાતાઓ,[133] પૌલમાતાઓ;[134] કોટિતીર્થ, કોટીશ્વર;[135] શક્તિધર,[136] સ્વર્ણક્ષુર,[137] બ્રહ્મવાણી,[138] વિષ્ણુવાણી,[139] અભયેશ્વર,[140] અગસ્ત્યેશ્વર,[141] મહાકાલ, શિવપદ,પાવક;[142] અભયેશ્વર,[143] અંગારેશ્વર,[144] વાગંધક,[145] નરદીપ,[146] શંખો (વ ગો)દ્ધારણ,[147] ઓંકાર,[148] શૂલેશ્વર–હાટકેશ્વર[149] ધૂતપાપ,[150]

---

- ૧૧૦ સ્કઆઅ ૩૧.૫૪
- ૧૧૧ ,, ૩૧.૫૫
- ૧૧૨ ,, ૩૧.૫૮
- ૧૧૩ ,, ૩૧.૬૨
- ૧૧૪ ,, ૩૧.૬૬
- ૧૧૫ ,, ૩૧.૬૭
- ૧૧૬ ,, ૩૧.૭૧
- ૧૧૭ ,, ૩૧.૭૫
- ૧૧૮ ,, ૩૧.૭૬
- ૧૧૯ ,, ૩૧.૭૭
- ૧૨૦ ,, ૩૧.૭૮
- ૧૨૧ ,, ૩૧.૮૦
- ૧૨૨ ,, ૩૧.૮૧
- ૧૨૩ ,, ૩૧.૮૩
- ૧૨૪ ,, ૩૧.૮૪
- ૧૨૫ ,, ૩૧.૮૬
- ૧૨૬ , ૩૧.૮૮
- ૧૨૭ , ૩૧.૮૬
- ૧૨૮ ,, ૩૧.૬૦
- ૧૨૯ ,, ૩૨.
- ૧૩૦ સ્કઆઅ ૩૩.
- ૧૩૧ ,, ૩૪.
- ૧૩૨ ,, ૩૪.૭૭.
- ૧૩૩ ,, ૩૪.૮૨;૩૬.૨; ૩૭.૨૪
- ૧૩૪ ,, ૩૪.૮૩
- ૧૩૫ ,, ૩૪.૬૧
- ૧૩૬ ,, ૩૪.૬૬
- ૧૩૭ ,, ૩૫.૧
- ૧૩૮ ,, ૩૫ ૨
- ૧૩૯ ,, ૩૫.૪
- ૧૪૦ ,, ૩૫.૫;૩૭.૩૧
- ૧૪૧ ,, ૩૫.૬
- ૧૪૨ ,, ૩૬.૧
- ૧૪૩ ,, ૩૬.૨
- ૧૪૪ ,, ૩૬.૩;૩૭.૪૨
- ૧૪૫ ,, ૩૬.૩૭
- ૧૪૬ ,, ૩૬,૪૩-૭૨
- ૧૪૭ ,, ૩૬.૭૪-૮૨
- ૧૪૮ ,, ૩૭.૧
- ૧૪૯ ,, ૩૭.૩-૪
- ૧૫૦ ,, ૩૭.૬-૧૨

સિદ્ધેશ્વર,[૧૫૧] કર્કટેશ્વર,[૧૫૨] ચામુંડા આદિ આરણ્ય માતાઓ,[૧૫૩] રત્નકુંડ, નીલગ્રીવ,[૧૫૪] પિશાચમોચન, નીલગંગા, કર્કરાજ,[૧૫૫] સુંદરકુંડ,[૧૫૬] પુષ્કર,[૧૫૭] ગયાતીર્થ,[૧૫૮] ગોમતીકુંડ, ધર્મસર, સંગમતીર્થ,[૧૫૯] ચ્યવનાશ્રમ,[૧૬૦] નાગાલય,[૧૬૧] પુરુષોત્તમસર,[૧૬૨] જગદ્નીતીર્થ,[૧૬૩] પાપનાશિનીતીર્થ,[૧૬૪] અમૃતોદ્ભવાતીર્થ નામથી કમા ૨૧ કુંડોને શિપ્રાના જલસિંચને અમૃતથી ભર્યા તે ઉપરથી,[૧૬૫] નીન (લીન) ગંગા,[૧૬૬] પિશાચમોચનેશ,[૧૬૭] નિ-ષ્ક્રાસિની,[૧૬૮] વિમલોદ,[૧૬૯] ક્ષાતાસંગમ,[૧૭૦] શનૈશ્ચરલિંગ-એ જ સ્થાવરેશ[૧૭૧] યજ્ઞકુંડ,[૧૭૨] ચ્યવનેશ્વર,[૧૭૩] પુરુષોત્તમગિરિ,[૧૭૪] બુદ્ધગયા,[૧૭૫] ફલ્ગુ[૧૭૬] આદિગયા,[૧૭૭] વિષ્ણુષોડશપદીતીર્થ,[૧૭૮] પ્રાચીમન્દ્રની,[૧૭૯] ગયાકોષ્ઠ, ગદાધરપદ, ષોડશીવેદિકા, અક્ષયવટ[૧૮૦] પ્રેતમુક્તિકરી શિના અષ્ટોદા, નિમ્નગા,[૧૮૧] જટેશ્વર, મહેશ્વર,[૧૮૨] ભાર્ગવ રામતીર્થ,[૧૮૩] કૌશિકી નદી,[૧૮૪] ગોમતીકુંડ,[૧૮૫] કંથડેશ્વર,[૧૮૬] ખ(સ્વ)ગર્તા

---

૧૫૧ સ્કઆચ ૩૭.૨૬
૧૫૨ ,, ૩૭ ૨૮
૧૫૩ ,, ૩૮ ૩૪-૩૭,૪૩ ૩૬
૧૫૪ ,, ૪૪ ૩૦
૧૫૫ ,, ૪૯.૩
૧૫૬ ,, ,, ,૫૨ ૪૯,૫૩
૧૫૭ ,, ૪૯ ૪,૪૯ ૬૭
૧૫૮ , ,,
૧૫૯ ,, ૪૯ ૪
૧૬૦ ,, ,, ,૫૬ ૬૧,૫૭, ૮૫ ૪૯
૧૬૧ ,, ૪૯ ૪
૧૬૨ ,, ૪૯ ૫,૫૨ ૬૭,૬૦
૧૬૩ ,, ૪૯ ૪૧
૧૬૪ ,, ૫૦
૧૬૫ ,, ૫૧
૧૬૬ ,, ૫૨ ૬૬,૫૪
૧૬૭ ,, ૫૩ ૫૬
૧૬૮ ,, ૫૫ ૨૮
૧૬૯ સ્કઆચ ૫૫ ૩૦
૧૭૦ ,, ૫૬ ૧
૧૭૧ ,, ૫૬ ૩,૫૩,૫૯ ૪
૧૭૨ ,, ૫૬ ૫૬
૧૭૨ ,, ૫૬ ૬૧
૧૭૪ ,, ૫૭ ૨૯
૧૭૫ ,, , , ૫૯ ૪
૧૭૬ , ,,
૧૭૭ ,, ૫૭ ૩૦,૫૯.૪
૧૭૮ ,, ,,
૧૭૯ ,, ૫૭ ૩૧
૧૮૦ ,, ૫૯ ૫
૧૮૧ ,, ૫૯ ૬
૧૮૨ , ૬૧ ૭
૧૮૩ ,, ૬૧ ૧૦
૧૮૪ ,, ૬૧ ૧૧
૧૮૫ ,, ૬૨.
૧૮૬ ,, ૬૩ ૧

સગમ, ગગેશ્વર,[187] વીર(વિશ્વે)શ્વર,[188] વામનકુડ,[189] કાલ-ભૈરવ,[190] નાગતીર્થ,[191] એલાપત્રકુડ, કબલકુડ, કર્કોટકકુડ, ધનજય-કુડ, વાસુકિકુડ, પન્નગકુડ, તક્ષકકુડ,[192] પદ્મકકુડ, અર્બુદકુડ,[193] રમાસર,[194] બલિઆશ્રમ,[195] નૃસિહતીર્થ,[196] ચતુર્મુખધર્ગલિગ[197] ભદ્રકાની,[198] ભૈરવ,[199] દેવપ્રયાગ,[200] આનદભૈરવ,[201] અખડ મર[202] અખડેશ્વર,[203] કર્કરાજ,[204] વિચૂમાર્ચિસ્તીર્થ,[205] રમ્યસર,[206] બિન્દુસર,[207] મન કામેશ્વર.[208]

અને ૪ નદીઓ ૮૪ ઈશ્વરો, ૮ ભૈરવો, ૧૧ રુદ્રો, ૧૨ આદિત્યો, ૬ વૈનાયકો, ૨૪ દેવીઓ અને ૧૦ વિષ્ણુઓ ગણાવેલ છે[209] આ પછી એજ અધ્યાય (રકઆઅ ૭૦)ના અતમા ૮૪ લિગોના નામ આપ્યા છે. પણ તે ૮૪ લિગો વિશે આવન્ત્યખડનો બીજો વિભાગ આખો રોકવામા આવ્યો છે, તે પ્રમાણે તે અહીં રજુ કર્યા છે પાકભેદે પ્રથમ વિભાગના ૭૦મા અધ્યાયને આધારે હશે તે નીચે પાદટીપમા આપ્યા છે —

[ નોધ તે તે લિગનુ વર્ણન તેજ આકના અધ્યાયમા છે ]

૧ અગસ્ત્યેશ્વર, ૨ ગુહેશ્વર, ૩ ઢુઢેશ્વર, ૪ ડમરુકેશ્વર, ૫ અનાદિ કલ્પેશ્વર, ૬ સ્વર્ણજાનેશ્વર, ૭ ત્રિવિષ્ટપેશ્વર, ૮ કપાલેશ્વર, ૯ સ્વર્ગ દ્વારેશ્વર, ૧૦ કર્કોટેશ્વર, ૧૧ સિદ્ધેશ્વર, ૧૨ લોકપાલેશ્વર, ૧૩ કામેશ્વર, ૧૪ કુટુમ્બેશ્વર, ૧૫ ઇન્દ્રદ્યુમ્નેશ્વર, ૧૬ ઈશાનેશ્વર, ૧૭ અપ્સરેશ્વર,

---

૧૮૭ રકઆઅ ૬૩ ૨
૧૮૮ ,, ૬૩ ૬, ૬૪ ૧
૧૮૯ ,, ૬૩ ૮
૧૯૦ ,, ૬૪ ૪
૧૯૧ , ૬૫ ૧
૧૯૨ ,, ૬૫ ૧૭
૧૯૩ , ૬૫ ૧૮
૧૯૪ ,, ૬૫ ૨૮
૧૯૫ ,, ૬૫ ૨૬
૧૯૬ ,, ૬૬
૧૯૭ ,, ૬૬ ૮
૧૯૮ ,, ૬૭ ૬
૧૯૯ રકઆઅ ૬૭ ૧૦
૨૦૦ ,, ૬૮.૧
૨૦૧ ,, ૬૮ ૧
૨૦૨ ,, ૬૮.૩૪
૨૦૩ ,, ૬૮ ૩૫
૨૦૪ ,, ૬૬ ૨
૨૦૫ ,, ૬૬ ૪
૨૦૬ ,, ૭૦ ૨
૨૦૭ ,, ૭૦ ૬
૨૦૮ ,, ૭૦ ૧૦
૨૦૯ ,, ૭૦ ૨૬ ૫૨

૧૮ કલ્કલેશ્વર, ૧૯ નાગચંડેશ્વર, ૨૦ પ્રતીહારેશ્વર, ૨૧ કુકુટેશ્વર, ૨૨ કર્કટેશ્વર, ૨૩ મેઘનાદેશ્વર, ૨૪ મહાલયેશ્વર [૨૧૦] ૨૫ મુક્તીશ્વર,[૨૧૧] ૨૬ સોમેશ્વર, ૨૭ અનરકેશ્વર, ૨૮ જટેશ્વર, ૨૯ રામેશ્વર, ૩૦ ચ્યવનેશ્વર, ૩૧ ખંડેશ્વર,[૨૧૨] ૩૨ પત્તનેશ્વર, ૩૩ આનંદેશ્વર, ૩૪ કંથડેશ્વર, ૩૫ ઇંદ્રેશ્વર, ૩૬ માર્કંડેયેશ્વર, ૩૭ શિવેશ્વર ૩૮ કુસુમેશ્વર, ૩૯ અક્રૂરેશ્વર, ૪૦ કુંડેશ્વર, ૪૧ લુંપેશ્વર, ૪૨ ગંગેશ્વર, ૪૩ અંગારકેશ્વર, ૪૪ ઉત્તરેશ્વર, ૪૫ ત્રિલોચનેશ્વર,[૨૧૩] ૪૬ વીરેશ્વર,[૨૧૪] ૪૭ નૂપુરેશ્વર,[૨૧૫] ૪૮ અભયેશ્વર,[૨૧૬] ૪૯ પૃથુકેશ્વર,[૨૧૭] ૫૦ સ્થાવરેશ્વર, ૫૧ શૂલેશ્વર, ૫૨ ઓંકારેશ્વર, ૫૩ વિશ્વેશ્વર, ૫૪ કંટેશ્વર,[૨૧૮] ૫૫ સિંહેશ્વર, ૫૬ રેવંતેશ્વર, ૫૭ ઘંટેશ્વર ૫૮ પ્રયાગેશ્વર ૫૯ સિદ્ધેશ્વર ૬૦ માતંગેશ્વર,[૨૧૯] ૬૧ સૌભાગ્યેશ્વર,[૨૨૦] ૬૨ રૂપેશ્વર,[૨૨૧] ૬૩ ધનુઃસાહસ્રેશ્વર, ૬૪ પશુપતીશ્વર,[૨૨૨] ૬૫ બ્રહ્મેશ્વર,[૨૨૩] ૬૬ જલ્પેશ્વર, ૬૭ કેદારેશ્વર, ૬૮ પિશાચેશ્વર, ૬૯ સંગમેશ્વર, ૭૦ દુર્ધર્ષેશ્વર [૨૨૪]

---

૨૧૦ મહાકાલેશ્વર ૨૧૧ મુક્તેશ્વર ૨૧૨ અખંડેશ્વર

૨૧૩ અવંતીની હપ્ર પ્રમાણે 'નામદારપુરા'માં આ મહાદેવ છે ( વેંકટેશ્વર આવૃત્તિ )

૨૧૪ અવંતીની હપ્ર પ્રમાણે 'દાન સર્વેશ્વર નામના ગૃહસ્થના ઘરની દક્ષિણે આ સ્થાન છે.' ( વે આ )

૨૧૫ અવંતીની હપ્ર પ્રમાણે 'ડાવરી માંહે આ સ્થળ છે (વે આ)

૨૧૬ „ „ 'ખડીકનાકામાંહે દાહણી દરવાજે' આ સ્થળ છે (વે આ)

૨૧૭ „ 'દેવપ્રયાગ ઉપર' આ સ્થળ છે (વે આ)

૨૧૮ કંટકેશ્વર

૨૧૯ માતંગેશ્વર „ વ્રજભાણની ગલીમાંહે' આ સ્થળ છે ( વે આ )

૨૨૦ અવંતીની હપ્ર પ્રમાણે 'સામનોરના ઘર પાસે' આ સ્થળ છે ( વે આ )

૨૨૧ „ „ 'જનાર્દનજીને પીછે' આ સ્થળ છે (વ આ)

૨૨૨ „ „ 'જ્યાનસાપુરા માંહે આ સ્થળ છે (વ આ)

૨૨૩ „ „ 'દાન દરવાજે ગૌતમના ઘર પાસે' આ સ્થળ છે ( વે આ )

૨૨૪ „ „ 'ગંધર્વતીર્થપર' આ સ્થળ છે ( વે આ)

૭૧ પ્રયાગેશ્વર, ૭૨ ચંદ્રાદિત્યેશ્વર,[225] ૭૩ કરભેશ્વર, ૭૪ રાજસ્થલેશ્વર,[226] ૭૫ વડલેશ્વર,[227] ૭૬ અરુણેશ્વર, ૭૭ પુષ્પદંતેશ્વર, ૭૮ અવિમુક્તેશ્વર,[228] ૭૯ હનુમત્કેશ્વર,[229] ૮૦ સ્વપ્નેશ્વર, ૮૧ પિંગલેશ્વર, ૮૨ કાયાવરોહણેશ્વર, ૮૩ બિલ્વેશ્વર, ૮૪ ઉત્તરેશ્વર.[230]

અવન્તીક્ષેત્ર માહાત્મ્ય ( અધ્યાય ૭૦ )ને અંતે ૮૪ લિંગો ગણાવતાં તેમાં ઉપરનામાંથી ૪૩, ૪૫, અને ૪૭ આપ્યાં નથી અને બીજાં અનેક ગણાવ્યાં છે. તે નીચે મુજબ છે: નીલકંઠેશ્વર,[231] મનઃકામેશ્વર;[232] દુર્વાસેશ્વર, ખર્પરેશ્વર;[233] પાતાલેશ્વર, ગુપ્તેશ્વર, કપિલેશ્વર, યોગયોગેશ્વર;[234] ભીમેશ્વર, અગ્નીશ્વર, દેવેશ્વર;[235] દ્વાદશાર્કેશ્વર, દશાશ્વમેધિકેશ્વર, ગદાધરેશ્વર, વૈજનાથેશ્વર;[236] સોમનાથેશ્વર, ઘુશ્મેશ્વર, ભીમશંકર;[237] ઉગ્રરેશ્વર, કેશવાર્કેશ્વર, શક્તિભેદેશ્વર;[238] વાલ્મીકેશ્વર, જ્વાલેશ્વર;[239] વિઘ્નહસ્તેશ્વર, ચંચલેશ્વર, પુરુષોત્તમેશ્વર,[240]; કર્ણેશ્વર, કોટેશ્વર, વિમલેશ્વર, ચંદ્રેશ્વર;[241] બિંદુકેશ્વર, વાલુકેશ્વર, બૃહસ્પતીશ્વર, અસંખ્યાતેશ્વર,[242] નગાદિત્યેશ્વર, મંગલેશ્વર, બુધેશ્વર, બૃહસ્પતીશ્વર, શુક્રેશ્વર, રાહુતીર્થ, કેતુતીર્થ.[243]

---

૨૨૫ ચંડાદિત્યેશ્વર.

૨૨૬ અવંતીની હપ્ર પ્રમાણે: 'રનછોરરાયની ગલી માહે' સ્થળ છે.(વં.આ.)

૨૨૭ ,, ,, 'સિદ્ધવટમાહે' આ સ્થળ છે. ,,

૨૨૮ ,, ,, 'માલફલામાહે' આ સ્થળ છે. ,,

૨૨૯ હનુમંતેશ્વર અવંતીની હપ્ર પ્રમાણે 'ગઢપરિ' આ સ્થળ છે. ,,

૨૩૦ પાઠભેદ દુર્દશેશ્વર ( અધ્યાય. ૮૧.૨૧-૨ ) કથામાં દર્દુરની વાત છે એથી 'દર્દુરેશ્વર'નુ 'દુર્દશેશ્વર' એવું પાઠાંતર થઈ ગયું હોવાની પણ સંભાવના વિચારવા જેવી છે. એને અધ્યાય ૭૦.૮૭ થી ટેકો મળે છે दर्दुरेश्वरस्तत प्रोक्तो द्वारे चोत्तरसंज्ञिके। પાદટીપમાં दर्दुरेश्वरने સ્થાને उत्तरेश्वर આપે છે એટલે એક જ સ્થળ અભિપ્રેત છે.

૨૩૧ અધ્યાય ૭૦.૭૧
૨૩૨ ,, ૭૦.૭૨
૨૩૩ ,, ૭૦.૭૩
૨૩૪ ,, ૭૦.૭૪
૨૩૫ ,, ૭૦.૭૫
૨૩૬ ,, ૭૦.૭૬
૨૩૭ ,, ૭૦.૭૭
૨૩૮ અધ્યાય ૭૦.૭૮
૨૩૯ ,, ૭૦.૭૯
૨૪૦ ,, ૭૦.૮૦
૨૪૧ ,, ૭૦.૮૨
૨૪૨ ,, ૭૦.૮૩
૨૪૩ ,, ૭૦.૯૨-૯૪

अवन्तिका

ઉજ્જૈન શહેર. તેનાં જુદા જુદા કલ્પમાં સાત નામ ગણાવવામાં આવ્યાં છે:[1] પ્રથમ કલ્પમાં સ્વર્ણશૃંગા, બીજામાં કુશસ્થલી, ત્રીજામાં અવંતિકા, ચોથામાં અમરાવતી, પાંચમામાં ચૂડામણી, છઠ્ઠામાં પદ્માવતી અને સાતમામાં ઉજ્જયિની. જુદાં જુદાં નામ કેમ પડયાં તેને વિશે નામવાર એકેક અધ્યાય આપ્યો છે; તેમાં ચૂડામણિ વિશે અધ્યાય પૂરે છે, જ્યારે ઉજ્જૈનનાં ત્રણ વધુ નામ–કુમુદ્વતી અને પ્રતિકલ્પા–વિશે એકેક અધ્યાય વધારામાં મળે છે.

અવંત્યભિધાન કથાવર્ણન–અધ્યાયમાં[2] સં. अव्–પાલન કરવું ઉપરથી 'અવન્તી' શબ્દ ઘટાવવામાં આવ્યો છે. દૈત્ય-સૈન્યથી પરાજિત દેવો બ્રહ્માને શરણે જાય છે. અશરીરિણી વાચા એમને કુશસ્થલી તીર્થ સેવવા આદેશે છે. દેવતીર્થ આદિનું પાલન કરવાનું દેવોએ, એ સ્થળ છોડતાં, કહ્યું ત્યારથી અવંતી નામ પડયું[3].

દશકુમારચરિત[4] અવંતિકાપુર આપે છે.

જુઓ ઉજ્જયિની.

---

अवन्तिका

1 સ્કન્દ આવ ૨૬.—

श्रृणु व्यास यथा पुरी दिव्या कुशस्थली ।
नामतः कर्मतः श्रेष्ठा सप्तकल्पानुवासिनी ॥ ५
प्राक्कल्पे स्वर्णश्रृंगाख्या द्वितीये तु कुशस्थली ।
तृतीयेऽवंतिका प्रोक्ता चतुर्थे त्वमरावती ॥ ६
विख्याता पंचमे कल्पे पुरी चूडामणीति च ।
षष्ठे पद्मावती ज्ञेया सप्तमे चोज्जयिनी पुरी ॥ ७

જુઓ અવન્તી.

2 સ્કન્દ આવ ૪૨.

3 સ્કન્દ આવ ૪૨.—

देवतीर्थौषधीबीजभूताना चैव पालनम् ॥ ४१
कल्पे कल्पे च यस्यां वै तेनावंती पुरी स्मृता ।
अद्यप्रभृति पुरी ह्येषा नाम्नावंती कुशस्थली ॥ ४२

4 પૂર્વ પીઠિકા ચતુર્થ ઉલ્લાસ (અંતે).

अवन्तिनी

ઉજ્જેન શહેર[1] જુઓ उज्जयिनी.

अवन्ती

[૧] ઉજ્જેન શહેર.[1] જુઓ अवन्ति [૧], अवन्तिका, उज्जयिनी.

[૨] તે નામની નદી, પારિયાત્રમાંથી નીકળતી.[2] બ્રહ્મનું[3] द्रवन्ती તે અવન્તીનું રૂપાન્તર લાગે છે. જુઓ अवन्ति [૨].

[૩] અવન્તિ દેશ[4]. જુઓ अवन્તિ [૩].

[૪]—ક્ષેત્ર, અવન્તી–ઉજ્જેન–શહેર ફરતી જગા.જુઓ अवन्ति-क्षेत्र.

अवन्ती શબ્દ પૌરાણિકોએ 'अव्‌–પાલન કરવુ'માંથી સિદ્ધ કર્યો છે. ( જુઓ अवन्तिका. ) अव्‌માંથી વર્તમાન કૃદન્તનું अवन्ती રૂપ પણ મળે. પણ પાણિનિના સમયમાં પ્રચલિત શબ્દ अवन्ति લાગે છે, अवन्ती રૂપ તેમણે ખાસ નિયમ આપી સાધ્યું છે. એકવાર अवन्ति રૂપ મળ્યું એટલે હ્રસ્વ ઇકારાન્ત સ્ત્રીલિંગી શબ્દો દીર્ઘ ઈકારાન્ત રૂપ પણ પામે છે એ અનુસાર अवन्ती રૂપ પણ મળ્યું. પણ પાછળથી પૌરાણિકોએ તો अव्‌માંથી સાધારણ ક્રમમાં જ મળેલો માનીને अवन्ती–શબ્દનો ઉપયોગ કર્યો છે. સ્કન્દનો આવન્ત્યખંડ ચાલુ अवन्ती જ પ્રયોજે છે. પણ દેશનામમાં પુરાણો अवन्ति–अवन्तय સામાન્ય રીતે આપે છે. अवन्तयः, अवन्त्यः, आवन्ता', आवन्त्याः, વગેરે પૌરાણિક રૂપોની વિવિધતા અને પાણિનિ अवन्ति આપે છે એ જોતાં, એ બધાં જ સંસ્કૃતાભાસી રૂપોમાં મૂળ કોઈ દેશ્ય શબ્દ લપાયેલો હોવાની સંભાવના વિચારવા જેવી છે. તે રૂપોમાં તો अवन्ति સૌથી વધુ પ્રચલિત લાગે છે.

---

अवन्तिनी

૧ સ્કઆવ ૩૨.૩૧...अवन्तिनीं पुरीम् ।

अवन्ती

૧ બ્ર ૨૫.૨૪ अवन्ती नाम नगरी । જુઓ अवन्तिका ૩; શક્તિ ૪૨.૧૪

૨ જુઓ पारियात्र ૨, ૪, ૬.

૩ જુઓ पारियात्र ૭.

૪ જુઓ अवन्ति ૩.

अवन्त्य

અવન્તિદેશ[૧]. જુઓ અવન્તિ. [૩]

आनन्दपुर

વડનગર, જૂનું આનર્તપુર. તે જ પ્રાચીન ચમત્કારપુર. ત્યાં (ચમત્કારપુરમાં) આનન્દેશ્વરરૂપે શિવ ખ્યાતિ પામ્યા તેથી તેનું નામ આનંદપુર પડ્યું.[૧]

આનંદપુર તે ડૉ. ફ્લીટને મતે ખેડા જિલ્લાનું આણંદ અને બર્જેસને મતે કાઠિયાવાડમાં વળા(વલભી)ની વાયવ્યે પચાસ માઈલ પરનું આનંદપુર; પણ સ્ટિવન્સન, વિવિયેન દ સેંટ-માર્ટેન, ડૉ. બ્યૂલર અને ડૉ. રા૦ ભાંડારકરનો મત અર્વાચીન વડનગરના પક્ષમાં છે.[૨] બૉમ્બે ગૅઝેટિયર[૩] પણ કહે છે કે વડનગરનું આ ખરું નામ હોય, અથવા તો પછી જૂના આનર્તપુર નામ ઉપરથી તે આનંદનું પુર છે એમ દર્શાવવા ઉપજાવી કાઢેલું નામ હોય. આને ઉપરના પૌરાણિક નામનિર્વાચનથી ટેકો મળે છે, કેમકે (एतत्पुरं) ચમત્કારપુર તે જ આનર્તપુર છે.[૪] આનર્તપુર અને આનંદપુર તે એક જ છે એ વલભી રાજાઓનાં દાનપત્રોથી નક્કી થાય છે. શર્કરાક્ષિગોત્રના કેશવમિત્રના પુત્ર નારાયણમિત્રને બે દાનપત્રો મળ્યા છે તેમાં ધરસેન ચોથાનું (વ.

---

अवन्त्य

૧ માર્ક૦ પૃ૦ ૩૪૦. પાર્જિટર आवन्त्याः પાઠ સૂચવે છે.

आनन्दपुर

૧ સ્કંના ૪૦.—
आनन्दितेन भवता प्रार्थितोऽहं यतो मुने ।
*आनन्देश्वरसंज्ञस्तु ख्यातिं यास्यामि भूतले ॥ ५०*
एतत्पुरं च मे नाम्ना आनन्दाख्यं भविष्यति ॥ ५१
કૂર્મ ૩૫.૧૫ आनन्दपुरमुत्तमम् ।

૨ એટા પૃ૦ ૧૪.

૩ બૉગે ૧ પૃ૦ ૬.

૪ જુઓ आनर्तपुर.

સં. ૩૩૦) તેને आनर्तपुरविनिर्गत० કહે છે,[૫] અને ખરગ્રહ બીજાનું (વ. સં. ૩૩૭) आनन्दपुरविनिर्गत० કહે છે.[૬] એ ઉપરથી વલભી-સમયમાં એક જ શહેર માટે આનર્તપુર અને આનન્દપુર નામ વપરાતાં એ સ્પષ્ટ સમજાય છે. શ્રી. અ. સ. અલ્તેકર યોગ્ય ધ્યાન ખેંચે છે કે પાછલાં દાનપત્રો (શિલાદિત્ય બીજો-વ. સં. ૩૫૨, ખરગ્રહ બીજો-વ. સં. ૩૩૭, શિલાદિત્ય છઠ્ઠો-વ. સં. ૪૪૭, ૪૦ ના )માં આનંદપુર નામ જ મળે છે અને માત્ર આગલાં દાનપત્રો જ આનર્તપુર આપે છે એ સૂચક છે.[૭]

આનંદપુર-કે આનર્તપુર-થી નિર્દેશાયેલું નગર તે આજનું વડનગર છે. એને યુવાન શુવાંગના વર્ણનથી ટેકો મળે છે. તે કહે છે કે: 'વલભીથી આશરે ૭૦૦ લી વાયવ્યમાં જતાં *A-nan-t'o-pu-lo* (આનંદપુર) આવે છે. પ્રદેશનો ઘેરાવો આશરે ૨૦૦૦ લી છે, પાટનગરનો આશરે ૨૦ લી છે. વસ્તી ઘીચ છે. સ્થાન સમૃદ્ધ છે. તેનો કોઈ રાજા નથી માળવા સાથે તે જોડાયેલું છે.'[૮] વાયવ્યમાં તો કાઠિયાવાડનું આનંદપુર આવે પણ અંતર આપ્યું છે તે એને લાગુ પડતું નથી. તે વલભીથી ૭૦૦ લી એટલે કે ૧૪૦ માઇલ નહિ પણ પચાસેક માઈલ દૂર છે. વળી તેને ફરતા પ્રદેશનો વિસ્તાર પણ જો ૨૦૦૦ લી જેટલો હોય તો તે વલભીની લગોલગ જઈ પહોંચે. આનંદપુરમાં કલ્પસૂત્ર ધ્રુવસેનને પુત્રશોકમાં આશ્વાસન આપવા વંચાયું તેવા જૈન ઉલ્લેખ પરથી તે વલભી પાસેનું આનંદપુર એમ કહેવું પણ બરોબર નથી, કેમકે શ્રી. અલ્તેકર સૂચવે છે તેમ ધર્મપ્રિય રાજાની ખ્યાતિ વડનગર(આનંદપુર) સુધી પહોચી હોય એમાં કાંઈજ આશ્ચર્ય નથી.[૯] ઉપરાંત આ સંદર્ભમા એ હકીકત ઉમેરવા જેવી છે કે કલ્પસૂત્ર તો તેના જિનચરિતની પુષ્પિકા જોતાં 'મહાવીર નિર્વાણથી ૯૮૦ મા વર્ષમાં' લખાયું છે,[૧૦] પણ કલ્પસૂત્રની વાચના ધનેશ્વરસૂરિએ સં.

૫ ગુએ ૧ લેખ ૭૨.
૬ „ „ ૭૬.
૭ એટા પૃ૦ ૧૪.
૮ વૉ ૨ પૃ૦ ૨૪૭.
૯ એટા પૃ૦ ૧૫.
૧૦ જૈસા પૃ૦ ૧૪૬.

૫૧૦માં આનંદપુરમાં ધ્રુવસેનનો શોક સમાવવા માટે કરી એમ ધનેશ્વરસૂરિના 'શત્રુંજયમાહાત્મ્ય' (સં. ૪૭૭?)માં કહ્યું છે. પણ તેમાં જ કુમારપાલનો વૃત્તાંત આવતો હોઈ, શત્રુંજયમાહાત્મ્યમાંનો ઉલ્લેખ બહુ જૂનો લેખાતો નથી.[૧૧]

યુવાન શુવાંગનું આનંદપુર તે વલભીથી તેનું અંતર આપ્યું છે તે જોતાં વડનગર જ છે. દિશા વાયવ્યને બદલે ઈશાન જોઈએ.

જુઓ आनर्तपुर.

## आनर्त

[૧] ઉત્તર ગુજરાત અને સૌરાષ્ટ્ર મળીને થતો પ્રદેશ જેની રાજધાની પ્રાચીન કુશસ્થલી અથવા દ્વારકા.

મહાભારત, ભાગવત, વાયુ અને મત્સ્યમાં દ્વારકા સુધીનો પ્રદેશ તે આનર્ત એવા ઉલ્લેખો છે: કૃષ્ણ યુધિષ્ઠિરને કહે છે કે દ્યૂત વખતે હું આનર્તમાં હતો, નહિ તો તમને વારત.[૧] સાલ્વ દ્વારકા ઉપર ચડી આવે છે ત્યારે હે આનર્તો, કૃષ્ણ ક્યાં ગયો છે?—એમ પૂછે છે.[૨] સુભદ્રાહરણના પ્રસંગમાં ત્યાંના લડવૈયાઓને ફગાયેલા સંબોધનમાં આનર્તનો ઉલ્લેખ છે.[૩] સુભદ્રાને લઈને હસ્તિનાપુર જતાં અર્જુન ગિરનાર અને અર્બુદ વચ્ચે આનર્તરાષ્ટ્ર વટાવે છે એવું અને આનર્ત વાવો અને કમળોભરેલાં તળાવોવાળો પ્રદેશ છે એવું વર્ણન છે.[૪] જ્યાં કૃષ્ણ હતા તે પ્રદેશ આનર્ત એવો ભાગવતમાં ઉલ્લેખ છે.[૫] સમુદ્ર અંદર સ્થાપેલી કુશસ્થલીમાં રહી જેને ભોગવી શકાય એવા પ્રદેશને ભાગવત આનર્તાદિ કહે છે.[૬] ભાગવત એક ઠેકાણે કુશસ્થલીને આનર્તપુરી પણ કહે છે.[૭]

---

૧૧ જેસા પૃ० ૧૪૬.

आनर्त

૧ મન ૧૪.૧૪

૨ ,, ૧૫.૬, ૧૮, ૧૬.૧૪. ઉપરાંત મન ૧૮૦.૨૫

૩ મઆ (કુંભકોણમ્ આવૃત્તિ) ૨૪૪.૫; ૨૪૬.૧૬

૪ ,, ૨૪૫.૨૬

૫ ભાઙ ૬૭.૮

૬ ભાન ૩.૨૮ सोन्त समुद्रे नगरीं विनिर्माय कुशस्थलीम् ।
आस्थितोऽभुङ्क्त विषयानानर्त्तादीनरिन्दम ॥

૭ ભાપ્ર ૧૪.૨૫

વાયુ પ્રમાણે પણ કુશસ્થલી જેની રાજધાની તે પ્રદેશ 'આનર્ત'.[૮] મત્સ્ય પણ કુશસ્થલીનગરવાળા પ્રદેશને આનર્ત કહે છે.[૯]
[૨] ઉત્તર ગુજરાત માત્ર; આનર્તપુર-હાલનું વડનગર-જેની રાજધાની હતું તે પ્રદેશ.

ભુવનકોશવર્ણનમાં આનર્તનો સૌરાષ્ટ્રથી નોખો સ્વતંત્ર ઉલ્લેખ મળે છે. મત્સ્ય,[૧૦] બ્રહ્માંડ[૧૧] અને વાયુ[૧૨] કચ્છ, સૌરાષ્ટ્ર, અર્બુદ ઉપરાંત આનર્તની અપરાન્તની અંતર્ગત થયેલા પ્રદેશોમાં ગણના કરે છે. કર્ણ-પર્વમાં ભીમને સારથી વિશોક યુદ્ધભૂમિ પરના લડવૈયાઓમાં આનર્તો ઉપરાંત સુરાષ્ટ્રોને પણ ગણાવે છે.[૧૩]

आनर्तनैर्ऋता· એવા જોડકા ઉલ્લેખો પણ મળે છે.[૧૪]
[૩] ઉત્તરનો કોઈ પ્રદેશ. અર્જુન ઉત્તર દિશામાં દિગ્વિજય કરવા જાય છે અને જે દેશો જીતે છે તેમાં પ્રથમ નામ आनर्तनું છે.[૧૫] आनर्तનાં પાઠાંતરોમાં अनर्त, अनर्ता, अनार्ता મળે છે તે નોંધપાત્ર છે.

ઉત્તરનો આ આનર્ત કયો ? એ જાતનો ઉલ્લેખ પણ કદાચ આ એક જ છે. આનર્ત જાતિ પ્રથમ ઉત્તરમાં વસતી હોય અને પછી નૈઋત્ય દિશા તરફ ખસી હોય એ સંભવ વિચારવા જેવો છે. સર૦ अपरान्त પણ નૈઋત્ય તેમજ વાયવ્ય દિશામાં એમ બે છે તે હકીકત.

પાણિનિ ( ૪.૨.૧૨૭ धूमादि ગણ ) આનર્તવાસીને લગતું એ અર્થમાં आनर्तक આપે છે.

ક્ષત્રપ રુદ્રદામનના ગિરનાર-શિલાલેખ (ઇ. સ. ૧૫૦)માં આનર્ત

૮ વાપૂ ૮૬.૨૪
૯ મ ૧૨.૨૨
૧૦ જુઓ अपरान्त ૨.
૧૧ „ ૩.
૧૨ „ ૫.
૧૩ મક ૮૦.૧૭
૧૪ મભી ૬.૫૧; પસ્ત્ર ૬.૪૬
૧૫ મસ ૨૩.૧૪

અને સુરાષ્ટ્રના નોખા ઉલ્લેખ છે,[૧૬] જે પુરાણોના ભુવનકોશ વર્ણનને–ઉપર [૨]ને–અનુમોદન આપે છે.

ડૉ૦આનંદશંકર ધ્રુવ બૉમ્બે ગૅઝેટિયર અનુસાર 'આપણો ગુજરાત પ્રાન્ત આનર્ત, સૌરાષ્ટ્ર અને લાટ એ ત્રણ પ્રદેશ મળીને થએલો છે' એમ કહી આનર્તની સરહદ આપે છેઃ 'એ ઉત્તરે આબુ, પશ્ચિમે કાઠિયાવાડ, પૂર્વે માળવા અને દક્ષિણે મહી અને ખંભાત અને લગભગ નર્મદાના કાંઠા સુધી પહોંચે છે. એનાં મુખ્ય પ્રાચીન નગરોઃ વડનગર, ચાંપાનેર, અણહિલવાડ પાટણ, કર્ણાવતી (હાલનું અમદાવાદ) અને ખંભાત.'[૧૭]

આનર્તનું નામ મનુના પુત્ર શર્યાતિના પુત્ર આનર્તનો દેશ તે આનર્ત એ રીતે પૌરાણિકોએ ઘટાવ્યું છે.[૧૮] ડૉ. આનંદશંકર ધ્રુવનું "ધારવું છે કે अनृत ઉપરથી આનર્ત શબ્દ થયો છે, અને ऋत કહેતાં બ્રાહ્મણોનો મન્ત્રધર્મ તેને ન પાળનાર દસ્યુઓ–અનાર્યો–જ્યાં વસે છે તે આનર્ત."[૧૯] आनर्तनैर्ऋताः એવા જોડકા ઉલ્લેખો પણ મળે છે. નૈર્ઋત=(૧) દક્ષિણ–પશ્ચિમ દિશા, (૨) રાક્ષસો. પાછનો અર્થ નિઃ+ऋतમાંથી સ્પષ્ટ છે તો આનર્ત પણ अन्+ऋतમાંથી શા માટે નહિ ?–આમ આચાર્યશ્રીના તર્કને ઘટાવી શકાય. આ ઉપરાંત ત્રીજી રીતે પણ આનર્ત નામ ઘટાવવાની શક્યતા છે. મહાભારતાદિમાં 'આનર્ત'ના જે ઉલ્લેખો છે તે જોતાં આનર્તને સંસ્કૃત नृत् ધાતુ સાથે તો કાંઈ સંબંધ નહિ હોય એવો પ્રશ્ન સહજ ઊઠે એવો છે.

કોઈ પણ એક ધંધો કરનાર વસ્તીવિભાગ ઉપરથી આખા પ્રદેશને નામ મળ્યું સૂચવવુ એ જોખમભરેલું છે, તેમ છતાં અહીં नृत्

---

૧૬ ઇએ. ૭ પૃ૦ ૨૬૦—

[11]...पूर्व्वापराकरावन्त्यनूपनीवृदानर्त-
सुराष्ट्रश्व(भ्र) मरुकच्छ(सि)न्धु सौवीर-
कुकुरापरांतनिषादादीनां समग्राणाम्...।

[18]...आनर्तसुराष्ट्राणाम् . . . ।

૧૭ સાહિત્યવિચાર પૃ૦ ૫૨૫.

૧૮ ᳚ ૧૦.૩૧-૨

૧૯ દિગ્દર્શન પૃ૦ ૪૧.

ઉપરથી આનર્ત એવો તર્ક, તેના પક્ષમાં મળેલી સામગ્રી, ઉપરથી વિદ્વાનો આગળ વિચારવા માટે રજૂ કર્યો છે. ખાસ કરીને એટલા માટે કે આજે પણ વિસનગર–વડનગર(પ્રાચીન આનર્તપુર)–ઈડર એ પ્રદેશમાં 'દોઢિયા તાલ'ની વિશિષ્ટ નૃત્યભંગી સાચવતી, સંગીતકુશલ, નટકલાનિપુણ 'નાયક' જ્ઞાતિ વસે છે.

મહાભારત–વનપર્વમાં[20] કૃષ્ણ કહે છે કે સાલ્વના હુમલાનો સાવધાનીથી સામનો કરવા માટે વૃષ્ણિઅન્ધક વગેરે સુરાપાન કરવાનું છોડી દઈ હોશિયાર થઈને રહ્યા અને નટનર્તકગાયક આનર્તોને નગર બહાર મોકલી દીધા. એ ઉપરથી યાદવોથી ભિન્ન એવા મૂળ દેશવાસીઓ આનર્તો તે નટો નર્તકો કે ગાયકો તરીકે જાણીતા હોવાનું સંભવે છે. આદિપર્વમાં[21] પણ તીર્થયાત્રા કરતાં અર્જુન પ્રભાસ આવે છે ને કૃષ્ણ એને સામે જઈ લઈ આવે છે ત્યારે દ્વારકા પહોંચતાં પહેલાં બંને જણ રાત રૈવતક પર્વત પર આસાયેશમાં ગાળે છે. ત્યાં વાસુદેવની સાથે અર્જુને નટનર્તકોને જોયા એવું વર્ણન છે. હરિવંશમાં[22] વજ્રનાભવધ વૃત્તાન્તમાં વજ્રપુરના વજ્રનાભના યજ્ઞમાં ભદ્ર નામનો એક નટ સારા નાટયથી મહર્ષિઓને પ્રસન્ન કરી ઇચ્છા પ્રમાણે ફરવાનું વરદાન મેળવી લે છે અને પછી વજ્રનાભની પુત્રી પ્રભાવતીને પરણી લાવવા દ્વારકાથી પ્રદ્યુમ્ન આદિ યાદવો, નટવીર ભદ્રને મળેલા વરદાનનો અને ભદ્રના દ્વારકાનિવાસનો લાભ લઈ, નટવેશે વજ્રપુરમા પ્રવેશે છે એ પરથી પણ તે પ્રદેશમાં નટનર્તકોનો પ્રચાર સારો સમજાય છે.

બૃહત્સંહિતા (૧૬.૧૫–૧૬)માં સિંધુ અને સરસ્વતીના પ્રદેશ અને સૌરાષ્ટ્રના પ્રદેશમાં નટનર્તકોનુ પ્રાધાન્ય વર્ણવાયું છે એ હકીકત ખાસ ધ્યાનમાં લેવા જેવી છે જો કે આગળ શ્લોક ૨૦–૨૨મા ફરી સૌરાષ્ટ્ર, અર્બુદ, વગેરે જોડે જ્યા સ્પષ્ટ નામોલ્લેખ સાથે આનર્તનું વર્ણન છે ત્યાં ઉપરની વસ્તુ કહેવાઈ નથી, પણ અ. ૧૪.૧૭ ઉપરથી દેખાશે કે ગ્રંથકાર સિંધુ, સૌવીર, સૌરાષ્ટ્ર, આનર્ત વ૦ને નૈઋત્ય દિશાના દેશોમા એક સાથે જ ગણાવે છે, ઉપરાન્ત તેના સમયમાં દેશવિભાગોની સંખ્યા વધેલી છે ને કંઈ ઘટેલું છે;

૨૦ મવ ૧૫.૧૨–૨

૨૧ મઆ ૨૧૦.૧૦

૨૨ હવ. ૬.૧,૨

દા. ત. સૌરાષ્ટ્ર અને રૈવતકના નોખાનોખા ઉલ્લેખ છે. તાત્પર્ય કે તેની પહેલાંના સમયના અસ્પષ્ટ સીમાવાળા અને કંઈક વિસ્તૃત એવા સમગ્ર આનર્તને અ. ૧૬.૧૧નું નટનર્તકવાળું ઉપરનું વર્ણન લાગુ પડી શકે. વિજિયાનગરમ્ સંસ્કૃત સિરિઝની મહામહોપાધ્યાય સુધાકર દ્વિવેદીએ સંપાદિત આવૃત્તિમાં પ્રથમ ભાગ પૃ૦ ૨૯૦ ઉપર ભટ્ટોત્પલની વિવૃત્તિમાં પરાશરમાંથી અવતરણ છે તેમાં રૈવતક પછી 'નર્તક'છે તે ०रैवतकानर्त्तक०ને બદલે છાપભૂલથી ०रैवतकनर्त्तक० ન છપાયું હોય તો, આપણને नर्त्तक એવું સ્પષ્ટ 'नृत्' સાથે સંબંધ ધરાવતું નામ મળે છે.

મહાભારત–સભાપર્વ–માં[૨૩] મરુ આદિ સાથે ચોક્કસ દેશવિશેષના નામ તરીકે नटनर्तकाः મળે છે. તે પંક્તિઓ બહુ પ્રાચીન જણાતી નથી કેમકે તેમાં ગુર્જરનો પણ ઉલ્લેખ છે. नटनर्तकનો દેશનામ તરીકે ઉલ્લેખ જૂનો છે કે પાછળનો છે તે કરતાં તેવો ઉલ્લેખ મળે છે એ વાતનું જ મહત્ત્વ વિશેષ છે. વધુ આશ્ચર્યની વાત તો એ છે કે नटनर्तकाःનું મહાભારતની સંશોધિત આવૃત્તિ[૨૪] नटनायकाः પાઠાન્તર નોંધે છે. એ વીગતને आनर्त( नर्तक )ના નાયકજ્ઞાતિ સાથેના ઉપર નિર્દેશેલ સંબંધ ઉપર પ્રકાશ પાડનારી લેખી શકાય.

આ नर्त्तक તે જ नट्टउ–नाट–लाट તો નહિ ?

ડૉ. ધ્રુવના વ્યાખ્યાન[૨૫]માંનું "વળી હું ભૂલતો ન હોઉં તો એક સ્થળે નૃત્ય–આનન્દ–સમૃદ્ધિનો દેશ તે 'આનર્ત' એમ પુરાણ નામનિર્વચન સૂચવે છે" એ કથન, પોતે आनृत ઉપરથી 'આનર્ત' ઘટાવ્યું છતાં नृत् સાથે પણ આનર્તને સંબંધ હોય એવો સંભવ એમની જાણ બહાર નથી એમ બતાવે છે.

नृत् ઉપરથી ભાષાશાસ્ત્રની દૃષ્ટિએ 'આનર્ત'[૨૫] કેવી રીતે થાય એ જોવાનું રહે છે. आनृत्यन्ति अत्र એ રીતે आङ्पूर्वक 'नृत्' ધાતુને हलश्च એ સૂત્રથી घञ् પ્રત્યય લાગતાં અનુબન્ધલોપગુણે आनर्त

૨૩ મસ ૪૮.૨૦ પાદટીપ ૪૭૫* માંથી

मरुकाः कारिका दर्दा भौमेया नटनर्तका. ।
कर्णाटाः कांस्यकुट्टाश्च पद्मजाला. सुतीवराः ।
बर्बरा यवनाश्चैव गुर्जराभीरकास्तथा ।

૨૪ મસ ૪૮.૨૦ પછીની પાદટીપ પૃ૦ ૨૪૦.

૨૫ દિગ્દર્શન પૃ૦ ૪૦.

એવુ પદ સિદ્ધ થઈ શકે છે ઉપરાત મેદિનીકોપ પણ આનર્ત શબ્દ દેશવિશેષ તેમજ નૃત્યશાલા-નૃત્યસ્થાન માટે આપે છેઃ

आनर्तो देशभेदेऽपि नृत्यस्थाने जने रणे ।

ઉપરાંત आनर्तो नृत्यशालायाम् जले जनपदान्तरे ।

મોનિયેર વિલિયમ્સ આ-નૃત્ નીચેજ આનર્ત શબ્દ આપે છે એ હકીકત પણ ઓછા ટેકારૂપ ન કહેવાય.

આમ, ભાષાદષ્ટિએ આનર્તને નૃત્માથી સિદ્ધ કરવાની શક્યતા, મેદિનીકોષનો તે માટે આધાર, બૃહત્સંહિતાનુ તે વિસ્તારમા નટનર્તકના પ્રાધાન્ય અંગેનું સ્પષ્ટ કથન, મહાભાગ્તાદિમા આનર્તના ઉલ્લેખ સાથે 'નટનર્તકગાયકો'ના વારવાર ઉલ્લેખ, આજે પણ આનર્તપુર (વડનગર) આસપાસ નટકલામા સહજ નૈપુણ્ય ધરાવતા રૂપધરો નાયકોની જ્ઞાતિનુ અસ્તિત્વ,-આ બધુ એકસાથે વિચારતા આનર્તને નૃત્માથી ઘટાવવાની શક્યતા બળવત્તર બને છે

મોટા ભાગના પુરાણોમાં આનર્તનો ઉલ્લેખ નથી એમ શ્રી અ સ. અલ્તેકર[૨૬] કહે છે અને તે માટે કારણ આપે છે કે, 'એ નામનું સ્વતંત્ર રાષ્ટ્ર ન હતું. એક બાજુ તેનો સૌરાષ્ટ્રમા સમાસ થઈ જતો અને બીજી બાજુથી અવન્તિમાં આનર્ત સૌરાષ્ટ્ર કે માળવાની નીચે જ રહેતુ. આથી કુદરતી રીતે પુરાણોમા આનર્તનો ઉલ્લેખ વારવાર મળતો નથી' ઉપર ભિન્નભિન્ન પુરાણોમાના ઉલ્લેખો નોંધ્યા છે જ. તે ઉપરાત છૂટાછવાયા ઉલ્લેખો પણ સખ્યાબંધ મળી શકે એમ છે એટલે પુરાણોમા આનર્તના ઉલ્લેખોના અભાવ કે અલ્પ સખ્યતાની માન્યતા ઠીક નથી તેના કારણોનુ યાથાર્થ્ય તપાસવાની પછી ભાગ્યેજ જરૂર હોય આનર્તમાથી 'લાટ' નામ થયુ એવો શ્રી અલ્તેકરનો તર્ક નોંધપાત્ર છે, જો કે ઉપર સૂચવ્યુ તેમ, નર્તકમાથી લાટની સભાવના વિશેષ છે જુઓ લાટ

જુઓ अनर्त आनर्तपुर, आनर्तपुरी, आनार्त, आनर्तमडल

आनर्तपुर

હાલનું વડનગર જૂનુ ચમત્કારપુર, નગર આનર્તાધિપતિ પોતાની કન્યા રૈવતીને આવીને પરણી જવા દશાર્ણાધિપતિને નોતરે છે[૧] તે આવે

૨૬ એેટા પૃ૦ ૬.

आनर्तपुर

૧ સ્કના ૧૬૬.

છે તે દરમ્યાન ત્યાંના એક બ્રાહ્મણના પ્રાયશ્ચિત્તાર્થે રત્નવતીને દોષ અડે એવું બને છે, એ ઘટનામાં પુરનું નામ 'ચમત્કારપુર' આપવામાં આવ્યું છે.[૨] તે નગરમાં આવીને વાત જાણી વિરક્તિ પામી દશાર્ણાધિપતિ સ્વસ્થાને જવા પાછો ફરે છે.[૩] ચમત્કારપુર હાટકેશ્વરક્ષેત્રમાં આવેલું છે, જ્યાં આનર્તેશ્વર[૪] છે. આનંદેશ્વર[૫] ઉપરથી આનંદપુર નામ નગરને મળ્યું, તેમ આ આનર્તેશ્વર ઉપરથી આનર્તપુર નામ શક્ય છે. આ વર્ણનો ઉપરથી ચમત્કારપુર એ જ આનર્તપુર ઠરે છે. ચમત્કારપુર તે જ નાગરોનું 'નગર.' આ નાગરોના ગામમાં રાજ્યાભિષેક પૂર્વે દરેક આનર્તાધિપતિ ભક્તિપૂર્વક જતો.[૬] એ પુરની માહિતી માટે જુઓ હાટકેશ્વરક્ષેત્ર.

બોમ્બે ગેઝેટિયર[૭] કહે છે કે—

'દંતકથા પ્રમાણે ચારે યુગોમાં વડનગરના જુદાં જુદા ચાર નામ હતાંઃ સત્યયુગમાં ચમત્કારપુર, ત્રેતામાં આનર્તપુર, દ્વાપરમાં આનંદપુર અને કલિયુગમાં વૃદ્ધનગર અથવા વડનગર. આમાં પ્રથમ નામ તો કલ્પિત છે. એવા વિચિત્ર નામે આ નગર ઓળખાયું હોય એવું લાગતું નથી.' પણ પુરાણમાં ચમત્કારપુર નામ વારંવાર પ્રયુક્ત થયું છે. જુઓ आनन्दपुर, चमत्कारपुर, नगर, हाटकेश्वरक्षेत्र.

## आनर्तपुरी

કુશસ્થલી, પ્રાચીન દ્વારકા.[૧] જુઓ कुशस्थली.

---

૨ સ્કના ૧૬૭.૧૧૬ ईदशा ब्राह्मणा सर्वे चमत्कारपुरोद्भवाः ॥

૩ સ્કના ૧૬૮.૧–૨

૪ સ્કના ૬૫.૨

૫ જુઓ आनन्दपुर १.

૬ સ્કના ૨૧૧.૪
आनर्त्ताधिपतिर्योऽत्र कश्चिद्राज्येऽभिषिच्यते ।
स पूर्वं गच्छति ग्रामं नागराणां प्रभक्तितः ॥

૭ બોગે ૧ પૃ૦ ૬.

आनर्तपुरी

૧ ભાપ્ર ૧૪.૨૫ कच्चिदानर्तपुर्यां नः ... ।

ઇલિયટ[15] તાપીથી દેવગઢ સુધીનો પશ્ચિમ કાંઠો આભીર હોવાનું કહે છે. સ્ટોક્નો[16] મત એવો છે કે સુરત આસપાસનો પ્રદેશ તે આભીર

તારાતન્ત્ર[17] પ્રમાણે તાપી દક્ષિણથી કોકણ સુધીનો પ્રદેશ તે આભીર લાસેન આભીર તે બાઈબલનું Ophir એમ કહે છે,[18] પણ તે બરોબર નથી શૂર્પારકને પણ ઑફિર ગણવામા આવ્યુ છે ઑફિર અરબસ્તાનના કોઈ સ્થાન માટે વપરાયાનું હવે મનાય છે[19]

આભીર શબ્દ દેશનામ તરીકે રહ્યો નથી, પણ 'આહીર' જાતિમા ટકી રહ્યો છે

જુઓ अभीर.

आवन्त

[1]અવન્તી દેશ જુઓ अवन्ति [૩]

વાત્સ્યાયન કામસૂત્ર ( ૨ ૫ ૨૩ ) आवन्तिक આપે છે

आवन्त्य

[1]અવન્તી દેશ જુઓ अवन्ति [૩]

आवन्त्यमंडल

ઉજ્જેન આસપાસનો પ્રદેશ[1] आवन्त्यविषय પણ મળે છે[2] જુઓ अवन्ति [૩]

---

૧૫ સપ્લીમેન્ટલ ગ્લોસરી ૧ પૃ૦ ૨-૩.

૧૬ પેર્ગિ પૃ૦ ૩૯, ૧૭૫

૧૭ વૉર્ડનું 'હિસ્ટરી, લિટરેચર ઍન્ડ રિલિજ્યન ઑફ ધી હિન્દુઝ' ૧ પૃ૦ ૫૫૯.

૧૮ જ્યોડિ 'આભીર'.

૧૯ પેર્ગિ પૃ૦ ૧૭૫

आवन्त

૧ જુઓ अवन्ति ૭

आवन्त्य

૧ જુઓ अपरान्त ૪, अवन्ति ૬

आवन्त्यमंडल

૧ સ્કન્દ આવ ૨૭ ૫૨

૨ „ ૨૮ ૩૭

उज्जन्त

ઉજ્જયન્તનું પાઠાન્તર.[૧] જુઓ उज्जयन्त

उज्जयन्त

સૌરાષ્ટ્રનો ગિરનાર પર્વત. મહાભારત–વનપર્વમાં[૧] સૌરાષ્ટ્રનાં તીર્થોમાં તેની ગણના થઈ છે. વાયુ, બ્રહ્માંડ અને વામન પુષ્પગિરિ અને રૈવત સાથે ઉજ્જયંત[૨] પર્વતનું નામ પણ ગણાવે છે. ઉપરાંત વાયુ 'ઉજ્જંત'[૩] નામ પણ આપે છે સ્કન્દવસ્ત્રાપથક્ષેત્રમાં ઉજ્જયન્ત ઉપ-રાંત 'ઉદયન્ત'[૪] પણ આપે છે. માર્કંડેય પુષ્પ-રૈવતક સાથે ઉજ્જયંત નહિ પણ 'દુર્જયન્ત'[૫] અને બ્રહ્મ 'વૈજયન્ત'[૬] આપે છે વરાહ એવાજ સંદર્ભમાં 'જયન્ત'[૭] આપે છે. મહાભારત આદિપર્વમાં સુભદ્રાહરણ પ્રસંગે અર્જુન રૈવતક છોડી, 'ઉજ્જયિની' શિખર વટાવી, આનર્તનાં વાવ સરોવર વ૦ પાસે પસાર થઈ, અમ્બુદ ( અર્બુદ ) થઈ

---

उज्जन्त

૧ જુઓ उज्जयन्त ૩.

उज्जयन्त

૧ મવ ૮૬.—

उज्जयन्तश्च शिखरी क्षिप्रं सिद्धिकरो महान् ॥ १८

तत्र देवर्षिवर्येण नारदेनानुकीर्तितः ।

पुराणः श्रूयते श्लोकस्तं निबोध युधिष्ठिर ॥ १९

पुण्ये गिरौ सुराष्ट्रेषु मृगपक्षिनिषेविते ।

उज्जयन्ते स्म तप्ताङ्गो नाकपृष्ठे महीयते ॥ २०

૨ વાપૂ ૪૫.૯૨, બ્રપૂબ્ર ૧૬.૨૨

पुष्पगिर्युज्जयन्तौ च शैलो रैवतकस्तथा ।

વા ૧૩.૧૮ उज्जयन्तः पुष्पगिरिरर्बुदो रैवतस्तथा ।

૩ વાપૂ ૭૭.૫૨

उज्जन्तः पर्वतः पुण्यो यस्मिन्योगेश्वरालयः ।

૪ જુઓ रैवत ૨૫,૨૧,૨૨,૨૩

૫ મા ૫૪.૧૪

पुण्यो गिरिर्दुर्जयन्तो रैवतोऽर्बुद एव च ।

૬ બ્ર ૨૫.૨૭ पुण्यगिरिर्वैजयन्तो रैवतोऽर्बुद एव च ।

૭ વ ૮૫ ૩

ઇન્દ્રપ્રસ્થ ગયાનું વર્ણન છે. પણ કુમ્ભકોણમ્ આવૃત્તિનો[8] આ પાઠ ભાણ્ડારકર ઇન્સ્ટીટ્યૂટની આવૃત્તિએ[ʷ] ૨૬ ફગાવ્યો છે. પરિશિષ્ટમાં (૧) મુંબઇ સરકારના મત્રક, (૨) મહાભારતની દાક્ષિણાત્ય આવૃત્તિ અને (૩) તાન્જોર આવૃત્તિ પ્રમાણે 'મુજાવત' પાઠ આપ્યો છે.

નોંધ ૧: મુજવંતનો ઋગ્વેદ (૧૦:૩૪ ૧)મા ઉલ્લેખ છે પણ તે તો ઉત્તર દિશાનો પર્વત છે સર૦ વનપર્વનો ૫ ગ્રનદ પાસે ગિરિવ્રજ[10] દ્વારકાથી અગાઉ પહોચતા પહેલા વચ્ચે 'મુજાવત' કરતા ઉર્જયન્-'ઉજ્જયિની' શિખર આવે એ વધારે બંધબેસતુ છે

નોંધ ૨: વનપર્વમા[11] 'ઉયન્ત' પર્વત આપ્યો છે તે સદર્ભ ઉપરથી, વારાણસી ગોમતીગ ગાસગમ-પછી આવતો હોઈ, ઉત્તર કે મધ્ય દેશમા લાગે છે

ગિરનારના રુદ્રદામનના[12] અને સ્કન્દગુપ્તના[13] શિલાલેખો ગિરનાર માટે ऊर्जयत् પ્રયોજે છે. કનિંગહામ સૂચવે છે કે उर्जयन, उर्जयत અને जयन्त गिरि એ બધાને उज्जयन्तना જ રૂપો ગણવાં જોઇએ યુવાનશુવાંગનું उज्जन्त પણ उज्जयन्तनुं પાલીરૂપ છે.[14]

યુવાન શુવાગ[15] વલભી તાબાના સુરઠ-Su-la-ch'a-પ્રાંતની રાજધાની વલભીથી ૫૦૦ લી-૮૩ માઇલ પશ્ચિમે Yuh-shan-to અથવા Yhu-shen-to પર્વતની તળેટીએ આવ્યાનું કહે છે. વોટર્સ ચીની શબ્દમાથી उज्जिन्त રૂપ ઘટાવે છે તે, નીચે આપેલા વિવિધતીર્થકલ્પના એવા પ્રાકૃત રૂપ સાથે સરખાવતા, કનિંગહામે સૂચવેલા उज्जन्त કરતા વધારે પસદ કરવા જેવુ છે ઉપર વાયુ

૮ મઆ (કુંભ૦) ૨૪૫—अतीत्य त रैवतक . . . । ૨૭
पुरोद्यानमतिक्रम्य विशाल च गिरिव्रजम् ॥ २८
सानुमुज्जयिनीं चैव .. । २९

૯ મઆ પૃ૦ ૯૬૫ (ફકરો ૧૧૫, પક્તિ ૩૨) सानु मुजावत चैव...।

૧૦ મવ ૮૦ ૧૦૨

૧૧ મવ ૮૨ ૮૧.. उद्यन्त पर्वत गीतनादितम् ।

૧૨ ગુઐ ૧ લેખ ૬મા પક્તિ ૫

૧૩ ,, ૧ લેખ ૧૫મા શ્લોક ૧૬

૧૪ એન્ચ્યો પૃ૦ ૩૭૨.

૧૫ વો ૨ પૃ૦ ૨૪૯

उज्जन्त આપે છે એ કહ્યુ જ છે, પણ પાલી–પ્રાકૃત ૩૫ વૉટર્સની સૂચનાને વધુ અનુકૂળ છે.

ઉજ્જયન્તને ઔરંગાબાદ પાસેના અજંતા (અજયન્તિ) સાથે સંબંધ નથી એમ પાર્જિટર કહે છે[૧૬]

'ઉજ્જયન્ત' અને 'રૈવત' તે જૂદા જૂદા પર્વતો કે એકજ પર્વત-હાલના ગિરનાર–ના બંને પર્યાયો છે?—એ પ્રશ્ન વિચારવાનો રહે છે.

ગિરનાર માટે પુરાણો उज्जयन्त, उज्जन्त, उदयन्त, उज्जयिनी, दुर्जयन्त, वैजयन्त–એવાં નામો આપે છે તે શિલાલેખોના ऊर्जयत्‌ને મળતાં છે. પુરાણોએ પર્વતનું નામ જિ–जय्‌માંથી કે उत्‌ + इ–अय्‌માંથી સિદ્ધ કરવા પ્રયત્ન કર્યા છે, તો શિલાલેખમા 'ऊर्ज्‌=બળ'માંથી નામ ઘટાવ્યું છે. બધા જ કોઇ મૂળ વપરાશના શબ્દને ઘટાવવાના પ્રયત્નો હોવાનો સંભવ છે, ખાસ કરીને પુરાણોનાં પાઠાન્તરોની વિવિધતા જોતાં. એકમાથી બીજું સંસ્કૃતીકરણ કે બીજામાંથી પહેલું પ્રાકૃતીકરણ છે એમ કહેવાનો બહુ અર્થ નથી. અહીં એક સૂચન ઉમેરવા જેવું છે. ઋગ્વેદ (૨:૧૩.૮)મા ऊर्जयन्ती શબ્દ ગઢ કે કિલ્લા માટે ઉપયુક્ત થયો છે એમ લડવીગનું માનવું છે[૧૭] (-કીથ અને મેકડોનલ તે આખી ઋચા દુર્બોધ ગણે છે) તેમા જો કાંઈ તથ્ય દેખાય તો આર્યેતરોના કોઇ ગિરિદુર્ગના નામને ऊर्ज्‌માથી ઘટાવવાનો પ્રયત્ન ઋક્‌કાલ જેટલો જૂનો ઠરે. વંશબ્રાહ્મણ એક ગુરુનુ નામ ऊर्जयत्‌ આપે છે, તે પણ અર્બુદગિરિ અને અર્બુદકાદ્રવેયની ઋષિની યાદ આપે છે.

પુરાણો ઉજ્જયન્ત ઉપરાંત રૈવત આપે છે અને રૈવતને સમુદ્રતટે આવેલી દ્વારકાના દ્વારભૂષણ[૧૮] તરીકે ઓળખાવ્યો છે એ જોતા રૈવત ગિરનાર સિવાયનો સમુદ્રતટ પાસેનો કોઇ પર્વત ઠરે. આની વિશેષ સ્પષ્ટતા માટે જૂઓ द्वारका, रैवत, वस्त्रापथक्षेत्र.

રુદ્રદામનના લેખમા માત્ર ऊर्जयत्‌ આપ્યો છે, પણ સ્કન્દગુપ્તના

---

૧૬ માર્ક પૃ૦ ૨૮૮.
૧૭ વેઇ ૧ પૃ૦ ૧૦૫.
૧૮ જુઓ द्वारका ૨૫.

લેખમા ऊर्जयत અને रैवतक બંનેના[૧૯] ઉલ્લેખ છે, એટલે કે બંનેની એકતા સ્થપાઇ છે

દસમી સદી સુધીમા પર્વતને ગિરનાર નામ મળી ગયુ લાગે છે રાજશેખર પશ્ચિમના પર્વતોમાં गिरिनगर આપે છે.[૨૦]

જૈન લેખકો ઉજ્જયન્ત અને રૈવત બંને નામ ગિરનાર માટે આપે છે વિવિધતીર્થકલ્પ પ્રચલિત गिरनार[૨૧] નામ આપે છે અને તેના રૈવતક, ઉજ્જયન્ત[૨૨]—પ્રાકૃત रेवय[૨૩], उज्जित-[૨૪] એવાં નામ છે એમ કહે છે. કીર્તિકૌમુદી[૨૫] પણ રૈવતનુ બીજુ નામ ઉજ્જયન્ત છે એમ કહે છે. પણ પુરાણકારોનુ વલણ મુખ્યત્વે એ પ્રકારનુ રહ્યું છે કે રૂઢિના બળ આગળ નમતું આપી વસ્ત્રાપથક્ષેત્રમાં તેમને રૈવત સ્વીકારવો પડયો ત્યારે પણ તેમણે ખુદ ગિરનારને નહિ પણ જેને પડખે દામોદરકુંડ છે તે પશ્ચિમના ગિરિને રૈવત નામ આપ્યુ,[૨૬] અર્થાત્ ઉજ્જયન્ત અને રૈવતની એકતા સ્વીકારવા કરતા જૂદો જ તોડ કાઢયો. (દામાકુંડ પાસેના વિષ્ણુ મંદિર પાછળનો કુંડ આજે પણ 'રૈવતી કુંડ' કહેવાય છે ) ટૂંકામા, પુરાણો રૈવત તો સમુદ્રતટે એ વાત ભૂલી શક્તા નથી, અને ગિરનાર–ઉજ્જયન્ત–ને રૈવત નામ આપતા ખચકાય છે

આ સંદર્ભમા શિલાલેખોના અવલોકનમાથી એક વાત તરી આવે

---

૧૯ જુએ ૧ લેખ ૧૫ શ્લોક ૧૬
इमाञ्च या रैवतकाद्रिनिर्गता पलाशिनीय सिकताविलासिना ।
• महोदधेरूर्जयता प्रियप्सुना ॥
૨૦ કામી પૃ૦ ૯૪
૨૧ વિતીક ૫ —
૨૨ વિતીક ૩ ૧
नामभि श्रीरैवतकोज्जयन्तादि प्रथामितम् ।
श्रीनेमिपावित स्तौमि गिरिनार गिरीश्वरम् ॥
૨૩ વિતીક ૨.૧
૨૪ ,, ૪૧
૨૫ કીર્તિકૌમુદી ૧ ૩૭ ૮ रैवतकं जगाम ॥ तमुज्जयन्तापरसञ्ज्ञमद्रिम...।
૨૬ જુઓ રૈવત ૨૩,૨૪,૨૫

છે એ ખાસ નોંધ માગી લે છે. તળ ગિરનારના તેર શિલાલેખોમાંથી સ્કન્દગુપ્તનો લેખ જ ઊર્જયત્ ઉપરાંત 'રૈવતક' નામ પ્રયોજે છે. રુદ્રદામનનો લેખ ઊર્જયત્ આપે છે. બાકીના અગિયારમાથી એક વિ. સં. ૧૨૧૫નો,[27] એક વિ.સં. ૧૨૫૬નો,[28] ૭ વિ. સં. ૧૨૮૮ ના[29] અને ત્રણ[30] અનુક્રમે વિ. સ. ૧૩૩૩, ૧૩૩૫, ૧૩૩૯ ના –બધા જ માત્ર उज्जयन्त નામ આપે છે. ગુજરાતના શિલાલેખોમાં ગિરનારના સ્કન્દગુપ્તના લેખ ઉપરાંત વિ સં. ૧૨૮૭નો[31] આબુનો 'રૈવતક,' વિ. સ. ૧૩૨૦નો[32] કાટેલા (પોરબંદર)નો 'રૈવતાચલ' અને વંથળીનો[33] વિ. સં. ૧૩૪૬નો 'રેવંતા' આપે છે, તે ત્રણે ગિરનાર સિવાયના સ્થળોએ થયેલા ઉલ્લેખો છે. ગિરનારના શિલાલેખો છેક તેરમી–ચૌદમી સદીમાં રૈવત નહિ પણ उज्जयन्त નામ પ્રયોજે છે એ ઘટના સૂચક લેખાય. તે શિલાલેખો ऊर्जयत् વાપરવા કરતાં उज्जयन्त રૂપ તરફ પક્ષપાત દાખવે છે એ હકીકત પણ ગિરનારના પ્રાચીન નામના એ રૂપ સાથેના સંબંધ ઉપર પ્રકાશ પાડનારી ગણાય.

જુઓ उज्जन्त, उज्जयिनी [૨], उदयन्त, जयन्त, दुर्जयन्त, द्वारका, वैजयन्त, रैवत, रैवतक, वस्त्रापथक्षेत्र.

उज्जयिनी

[૧] અવન્તિકાનગરી સાતમા કલ્પમાં આ નામે ઓળખાઇ.[1] ઉજ્જયિન્યભિધાનકથન અધ્યાય[2]માં આ નામ કેમ પડ્યું તેની કથા છે:

૨૭ ગુઍ ૨ લેખ ૧૪૯.
૨૮ ,, ૩ લેખ ૧૫૭ ઈ.
૨૯ ,, ૩ લેખ ૨૦૭ થી ૨૧૨.
૩૦ ,, ૩ લેખ ૨૫૧ અ–બ–ક.
૩૧ ,, ૨ લેખ ૧૬૮.
૩૨ ,, ૩ લેખ ૨૧૬ અ.
૩૩ ,, ૩ લેખ ૨૨૨ અ.

उज्जयिनी

૧ જુઓ अवन्तिका ૧.
૨ સ્કઆઅ ૪૩.

ત્રિપુર નામનો દૈત્ય બ્રહ્માને પ્રસન્ન કરી દેવ દાનવ ગંધર્વ પિશાચ નાગ રાક્ષસ–એ સૌથી પોતે અવધ્ય રહે એવું વરદાન મેળવે છે અને પછી દેવોને રંજાડવા માંડે છે. તેઓ બ્રહ્મા પાસે ગયા, જે તેમને અવંતીપુરી વિશે પાર્વતીસહવર્તમાન શિવ વિરાજતા હતા ત્યાં લઈ જાય છે અને સ્તુતિ કરે છે. શિવ તેમને એ ક્ષેત્રમાં રહી ઉપાસના કરવા આદેશે છે. તેઓ મહિષવાહિની ચામુંડાને બલિથી સંતૃપ્ત કરે છે. દેવી શિવને મહાપાશુપત શસ્ત્ર આપે છે. દેવોનું નેતૃત્વ લઈ શિવ ત્રિપુર તરફ ધસે છે. એકજ શરથી તેનો ઘાત કરે છે. દાનવને જિત્યો માટે તે નગરી ઉજ્જયિની કહેવાઈ.[3] આરંભમાં કહ્યું છે કે ઉજ્જયિની નામ સાતમા કલ્પમાં પડ્યું, પણ એક પછી એક નામ કેમ પડ્યાં તેના જુદા જુદા અધ્યાયો આવે છે તેમાં ઉજ્જયિની અંગેનો અધ્યાય ચોથો આવે છે એટલો ક્રમભેદ છે.

નોંધ ૧ : આ નગરી તે કો૦ પણ એક મોટા વિજય ઉપરથી સ્થપાયેલી–અથવા વધારે સંભવિત એ છે કે નામ પામેલી—નગરી લાગે છે.

ટોલેમીનું Ozênê તે જ ઉજ્જેન.

જુઓ अवन्ति [१], अनन्तिका, अवन्तिनी, अवन्ती [१], कुसुद्वती, कुशस्थली, चूडामणी, पद्मावती, प्रतिकल्पा, विशाला.

[૨] ગિરનાર પર્વત. 'ઉજ્જયન્ત'નું પાઠાન્તર.[4] જુઓ उज्जयन्त.

उत्तरनर्मद

નર્મદાની ઉત્તરનો–ઉપરનો પ્રદેશ, અપરાન્ત વિભાગમાંનો એક[1] જુઓ आन्तरनर्मद.

उदयन्त

ગિરનાર પર્વત. ઉજ્જયન્તનું પાઠાન્તર.[1] જુઓ उज्जयन्त.

---

૩ સ્કન્દ૦ આ૦ ૪૨. उज्जितो दानवो यस्मात् त्रैलोक्ये स्थापितं यशः ।
तस्मात् सर्वैः सुरश्रेष्ठैऋषिभि सनकादिभि ॥ ५३
कृतं नाम ह्यवन्त्या वा उज्जयिनी पापनाशिनी ॥ ५४

૪ જુઓ उज्जयन्त ८.

૫ ટો ૩૮.

[illegible]र्मद

[illegible] જુઓ अपरान्त ४.

[illegible]न्त

[illegible] જુઓ रैवत २५.

उमापुर

[१] १ओझा ઉમાદેવીનુ સ્થાન, હાટકેશ્વર ક્ષેત્ર (વડનગર) પાસે છે વાગ ધાપાગ દૃષ્ટિએ ધ્યા માથી 'ઝા' મળે છે (સધ્યા-સઝા-સાજ, વન્ધ્યા-વઝા ઉપાધ્યાય-ઓઝા, વ૦) તે જોતા उमाध्यात કે એને મળતા શબ્દમાથી ઊઝા નામ મળ્યુ હોવાનો સભવ છે

ऋक्ष

પર્વત, સાત કુલ પર્વતોમાનો એક[१] સાતપૂડો

વિલ્સન પ્રમાણે ઋક્ષ તે ગોડવન પર્વત[२] પાર્જીટર કહે છે કે વિન્ધ્ય અને ઋક્ષમાથી નીકળતી નદીઓ જોતા ઋક્ષ તે સાતપૂડા પર્વત અને વગડની વચ્ચે અને છોટા નાગપુરની દક્ષિણે લગભગ પશ્ચિમ *બગાળમા પહોચતી ગિરિમાળા* છે[३] ડૉ બી સી લૉ[४] કહે છે કે આજનો વિન્ધ્ય તે નર્મદાના ઉત્તર તીરે તીરે છે અને તે જ પ્રાચીન ઋક્ષવત્ છે તે મત ટૉલેમીને અનુસરી બાધેલો લાગે છે અને બરોબર નથી

જુઓ ऋक्षवत्

ऋक्षवत्

પર્વત[१] તે જ ઋક્ષ-સાતપૂડો

ટૉલેમીનો Ouxenton[२] તે ઋક્ષવત ડૉ બી સી લૉ કહે છે કે

---

उमापुर

१ આ નામ પુરાણોમાથી નહિ પણ વેંકટેશ્વર પ્રેસના સ્કન્દના નાગરખડ પૃ૦ ૨ની પાદટીપમા નોધાયલુ હોઈ અહી આપ્યુ છે

ऋक्ष

१ જુઓ विन्ध्य १

२ વિલ્સનનુ વિષ્ણુ પુરાણ, અશ ૨ અધ્યાય ૩ ઉપર નોંધ માર્ક પૃ૦ ૨૮૬ પાદટીપ

३ માર્ક પૃ૦ ૨૮૬ પાદટીપ

४ માઇ પૃ૦ ૧૯

ऋक्षवान्

१ જુઓ अवन्ति २४

२ ટૉ પૃ૦ ૭૬, ૭૮, ૮૦.

એથી ટૉલેમીને હાલના વિન્ધ્યનો નર્મદાની ઉત્તરનો ભાગ જ ઉદ્દિષ્ટ છે અને Ouindon-વિન્ધ્યથી તેને વિન્ધ્યનો નર્મદા તાપીનાં મૂળ જેમાં છે તે ભાગ અભિપ્રેત છે. રાય ચૌધરી[૪] કહે છે કે ટૉલેમીનાં સૂચનો તત્ત્વતઃ સાચાં છે. ડૉ૦ લૉ કહે છે કે આજનો વિન્ધ્ય તે નર્મદાના ઉત્તર તીરે તીરે છે અને તે જ પ્રાચીન ઋક્ષવત્ છે.[૫] પણ પ્રાચીન ઋક્ષ કે ઋક્ષવત્ તે સાતપુડા ગિરિમાળા એ પાર્જિટરનો મત વધુ શ્રદ્ધેય છે.[૬] ડૉ૦ લૉ ટૉલેમીને અનુસરી આ મત ઉપર આવ્યા લાગે છે. ઉપરાંત સાતપુડા-નર્મદાની દક્ષિણનો પર્વત-તે તો અર્વાચીન ભૂગોલવિદોએ ઉત્તરભારતની દક્ષિણ હદ તરીકે ગણાવ્યો છે અને તે રીતે એ તો પ્રાચીન 'પારિયાત્ર' ઠરે એમ એ કહે છે.[૭] એટલે સાતપૂડા અને ઋક્ષની એકતા તેમને વસતી નથી. પારિયાત્રનું વિવેચન કરતાં તેઓ તેને બૌધાયન પ્રમાણે આર્યાવર્તની દક્ષિણ સીમા ગણાવી, ભોપાલની પશ્ચિમનો વિન્ધ્ય અને અરવલી મળીને પારિયાત્ર થાય એવો પાર્જિટરનો અભિપ્રાય ટાંકે છે અને તે સ્વીકાર્ય હોય એમ ત્યાં જ એમનું વિવેચન અટકે છે;[૮] તો પછી ફરી સાતપુડા તે પારિયાત્ર અને તેથી ઋક્ષ તે સાતપુડા નહિ એવા ગુંચવાડામાં પડવાનું એમને શું કારણ છે તે સમજાતું નથી.

તે તે પર્વતમાંથી નીકળતી નદીઓ જોતાં, ગુજરાતના પૂર્વ અને ઈશાનને વીંટળાઈને પડેલો વિન્ધ્યનો ભાગ અને અરવલી એ મળીને પ્રાચીન પારિયાત્ર અને ૬૦ ગુજરાત અને વરાડ-છોટા નાગપુરમાં પસાર થતી ગિરિમાળા તે પ્રાચીન ઋક્ષ કે ઋક્ષવત્ અને આ પારિયાત્ર અને ઋક્ષ તે બંને પ્રાચીન વિન્ધ્યની બે પાંખો. ડૉ૦ લૉને આ અભિપ્રાય માન્ય છે.[૯]

---

૩ માઈ પૃ૦ ૧૭.
૪ ,, ; સ્ટડીઝ ઈન ઈન્ડિયન ઍન્ટિક્વીટીઝ પૃ૦ ૧૨૪-૮.
૫ માઈ પૃ૦ ૧૯.
૬ જુઓ ઋક્ષ ૩.
૭ માઈ પૃ૦ ૧૯.
૮ ,, ,,
૯ રીઈ પૃ૦ ૪૧.

कच्छ

[૧] દરિયાકાંઠાનો પ્રદેશ. આ સામાન્ય અર્થમાં ઘણાખરા પૌરાણિક ઉલ્લેખો તો સમજવા જોઈએ,–જેવું ' અપરાન્ત ' અને ' અનૂપ ' વિશે છે. જેમકે कच्छ, भरुकच्छ, गोपालकच्छ.

[૨] હાલનો કચ્છ પ્રદેશ. મહાભારત[૧] કચ્છ આપે છે. બ્રહ્માંડ[૨] અપરાન્તના દેશોમાં કચ્છને ગણાવે છે અને સાથે તેજ શ્લોકમાં कच्छिपा· પણ આપે છે. પદ્મ[૩] काच्छाः આવે છે. મત્સ્ય[૪] काच्छीक, તો વાયુ[૫] कच्छीया· આપે છે. માર્કંડેય[૬] कास्मीराः આપે છે, પણ તે બ્રહ્માંડના कच्छिपाःની પેઠે ભિન્ન પાઠ જ છે. ( જુઓ अपरान्त નોંધ ૨ ) સ્કન્દ[૭] कच्छमंडल નામ આપે છે અને તેનાં ૧૪૪૦ ગામ છે એમ નોંધે છે, જે સત્યની સમીપ હોવાનો સંભવ છે. બાકી તે જ ખંડમાં બીજા દેશોનાં ગામ લાખે ને કરોડે ગણાવ્યાં છે. સંભવ છે કે સ્કન્દના તે અંશનો લેખક કચ્છાદિ પશ્ચિમ ભારતીય દેશવિભાગોથી પરિચિત હોય.

**નોંધ ૧ :** ૧૪૪૦ ગામ સાથે સરખાવો બીજા એવા સંખ્યાંકો દા. ત. ઈડર રાજ્યને ' ચૌદસો ચુંવાળ ' (૧૪૪૪) કહે છે, તેમાં એટલાં ગામ છે એ ગણતરીએ,–જો કે હાલ તો તેમાં ચારસોએક ગામ ઘટયા છે.

ભવિષ્યપુરાણ સિંધ, કચ્છ અને ભુજ એ દેશોનો એક રાજવંશ સાથે સંબંધ નોંધે છે. સિન્ધુ નદીતટે રાજ્ય કરનાર સિંધુવર્મા જેના પરથી તે પ્રદેશ સિંધુદેશ કહેવાયો, તેના પુત્ર સિંધુદ્વીપનો પુત્ર શ્રીપતિ કચ્છદેશમાંથી રાણી પામતાં કચ્છ જઈ પુલિન્દ યવનને જીતી દેશ વસાવે છે, જે સિંધુના તીર ઉપર શ્રીપતિદેશ નામે ઓળખાયો. તેના પુત્ર ભુજવર્માએ શબર–ભિલ્લોને હરાવી રાષ્ટ્ર નિર્મ્યો તે ભુજદેશ તરીકે પ્રસિદ્ધ થયો.

---

कच्छ

૧ ભભી ૧૦.૫૫ कच्छा गोपालकच्छाश्च ... ।

૨ જુઓ अपरान्त ૩.

૩ પસ્વ ૬.૫૧ काच्छा गोपालकच्छाश्च ... ॥

૪ જુઓ अपरान्त ૨.

૫ ,, ૫.

૬ ,, ૪.

૭ સ્કમાકૌ ૩૯.૧૪૫
चतुर्दशशतं द्वे च विंशतिः कच्छमंडलम् ।

... આ વર્ણન ઉપરથી કચ્છની સીમા સિંધુ નદીના કિનારા સુધી ગણવી જોઈએ અને ક્યારેક તેનું નામ શ્રીપતિ-દેશ હતું એમ માનવાનું પ્રાપ્ત થાય.

[૩] યુવાન શુવાંગના આધારે શ્રી. દે હાલનું બેટ તે 'કચ્છ' નામે ઓળખાતું એમ કહે છે, પણ તે બરોબર નથી.[૯] જુઓ ખેટક.

[૪] માર્કંડેયમાં[૧૦] કાંચી-તામ્રપર્ણી સાથે ગણાવેલ કચ્છ તે હાલનું કોચીન છે એમ પાર્જિટર કહે છે તે યોગ્ય જ છે.[૧૧] ગોપાલકચ્છનો અયોધ્યા અને હિમાલયના ઉલ્લેખોની વચ્ચે સભાપર્વમાં પૂર્વ દિગ્વિજયમાં ઉલ્લેખ થયો છે.[૧૨] તે જો ગંગા જેવી નદીના કોઈ તટ-પ્રદેશનો ન હોય તો પૂર્વ સમુદ્ર ઉપરના કોઈ પ્રદેશનો હોઈ શકે. कच्छ કે ०कच्छ સામાન્ય [૧] અર્થમાં પુરાણોમાં વપરાય છે તે આવાં દૃષ્ટાન્તોથી સ્પષ્ટ થાય છે.

આભીર અને અરબસ્તાનના કિનારા પરના ઓફિર ઉપરથી પ્રાચીન સમયમાં હિંદ, ઇરાનનો અખાત, આફ્રિકા વ૦ને સંબંધ હતો

૮ ભપ્રચ ૩.—

. . . सिंधुवर्मा सुतोऽभवत् ॥ २५
सिंधुकूले कृतं राज्यं . . . ।
सिंधुदेशस्ततो नाम्ना प्रसिद्धोऽभूद्महीतले ॥ २६
सिंधुद्वीपस्तस्य सुतः . . . ॥ २७
श्रीपतिस्तस्य तनयो गौतमान्वयसंभवाम् ।
काश्यपीं महिषीं प्राप्य कच्छदेशमुपाययौ ॥ २८
पुलिन्दान्यवनान् जित्वा तत्र देशमकारयत् ।
देशो वै श्रीपतिनाम्ना सिंधुकूले बभूव ह ॥ २९
पितुस्तुल्यं कृतं राज्यं भुजवर्मा ततोऽभवत् ।
जित्वा स शबरान् भिल्लांस्तत्र राष्ट्रमकारयत् ॥ ३०
भुजदेशस्ततो जातः प्रसिद्धोऽभूद्महीतले । ३१

૯ જુઓ ખેટક ૩.

૧૦ મા ૫૪.૩૪

૧૧ માર્કં પૃ૦ ૩૭૧ પાદટીપ.

૧૨ મસ ૨૭.૩

એમ સૂચવતાં સ્કોફ[૧૩] બીજા ઉદાહરણ તરીકે કચ્છ, પુઝિસ્તાન= કેસાઈટ અને 'કુશ' એ બધા નોખાનોખા પથરાયેલા પ્રદેશના પરસ્પર સામ્યનું સૂચન કરે છે તે રસપ્રદ છે, હકીકતે ટકી શકે ભાગ્યે જ.

જુઓ कच्छप, कच्छमंडल, कच्छिप, कच्छीय, काच्छ, काच्छीक, कार्श्मीर, श्रीपतिदेश.

## कच्छप

[૧]કચ્છ દેશ. સર૦ कच्छिप.[૨] જુઓ कच्छ.

## कच्छमंडल

[૧]કચ્છદેશ. જુઓ कच्छ.

## कच्छिप

[૧]કચ્છ દેશ. સર૦ कच्छप. જુઓ कच्छ.

## कच्छीय

[૧]કચ્છ દેશ. રાજશેખર कच्छीय આપે છે.[૨] જુઓ कच्छ.

---

૧૩ પેરિ પૃ૦ ૧૭૫.

कच्छप

૧ ભપ્રતૃ ૨૭.૨ अये कच्छपदेशीय...।
,, ,, .૧૭ स वै ,, ॥
સર૦ભપ્રચ ૩.૨૮ काच्छपीं महिषीं प्राप्य कच्छदेशमुपाययौ

૨ જુઓ अपरान्त ૩.

कच्छमंडल

૧ જુઓ कच्छ ૭.

कच्छिप

૧ જુઓ कच्छ ૨.

कच्छीय

૧ જુઓ कच्छ ૫.
૨ કામી પૃ૦ ૯૪.

कपडवाणक

કપડવંજ ગામ.[1] જુઓ कर्पट.

कपड्वणज

કપડવંજ ગામ.[1] જુઓ कर्पट.

करणाटक

કર્ણાટકનું પાઠાન્તર.[1] જુઓ कर्णाट.

कर्णाट

કર્ણાટક પ્રદેશ, તે નામની જાતિ ઉપરથી.[1] સ્કન્દમાં એક કથા છેઃ[2]— પ્રાચીન સત્યમંદિર–હાલના મોઢેરા આગળ માતંગી રૂપિણી શ્રીમાતાએ લોકોને હેરાન કરનાર કર્ણાટ દૈત્યને માર્યો તે દૈત્ય યક્ષ્મરૂપે–ક્ષયરૂપે– સત્યમંદિરને છોડીને દક્ષિણ દિશામાં ઉત્તમ એવા સમુદ્રને કિનારે ગયો. ત્યાં વિશાળ દેહ ધારણ કરીને પોતાના નામથી તે ઉત્તમ દેશની સ્થાપના કરી. જ્યાં સર્વ વસ્તુઓ અને ધનધાન્ય બહોળા પ્રમાણમાં હતાં, તેવા કર્ણાટદેશમાં પ્રસરીને એ લાંબો વખત રહ્યો.

---

कपडवाणक

સ્કન્ધ ૩૬.૨૭

कपड्वणज

૧ સ્કન્ધ ૩૬.૧૨૩

करणाटक

૧ ભપ્રદિ ૧૮

कर्णाट

૧ મસ ૪૮.૨૦ (પછી ૪૭૫*મા પંક્તિ ૩), મમ ૨૭.૫ પાદટીપ

૨ સ્કન્ધ ૧૮.—

. . . सत्यमंदिरमुत्सृजन् ।
गतोऽसौ याम्यदिग्भाग उदधेस्तीर उत्तमे ॥ ७५
विपुल देहमासाद्य कर्णाट स नराधिप ।
स्वनाम्ना चैव त देश स्थापयामास चोत्तमम ॥ ७६
यस्मिश्च सर्ववस्तूनि धनधान्यानि भूरिश ।
कर्णाटदेशे स राजन् परिव्याप्य चिर स्थित ॥ ७७

સ્કન્દમાં કર્ણાટનાં સવાલાખ ગામ ગણાવ્યાં છે.[૩] માર્કંડેય[૪] અને પદ્મ[૫] ઉલ્લેખ કરે છે.

તારાતન્ત્ર પ્રમાણે કર્ણાટ તે મહારાષ્ટ્ર. કર્ણાટ તે વિજયાનગરમ્ એમ ઇમ્પીરીયલ ગેઝેટીયર ઓફ ઇન્ડિયા (વૉ૦ ૪) કહે છે. મૈસુર રાજ્યને પણ કર્ણાટક કહેતા.[૬]

કર્ણાટક ગુજરાતમા ગણાવી શકાય નહિ અને તેથી તેની અહીં ચર્ચા કરવાને અવકાશ ન રહે, પણ ઉપરની કથા-જે કુમારપાલના સમયથી પહેલાંની નથી-એવું સૂચન પૂરું પાડે છે કે ઉત્તર ગુજરાતને કર્ણાટકના હલ્લાનો સામનો કરવો પડેલો અથવા તો મોઢેરાથી સુખે કે દુઃખે એકાદ વસાહત દક્ષિણમાં ગયેલી.

કર્ણાટક જોડે ગુજરાતને સંબંધ તો રહ્યા જ કરતો. પ્રસિદ્ધ સોલંકી રાજા સિદ્ધરાજ જયસિંહની માતા મયણલ્લા કર્ણાટકની જ હતી.

જુઓ करणाटक, कर्णाटक, कार्णाट

कर्णाटक

કર્ણાટક, દાક્ષિણાત્ય-દક્ષિણાપથના-પ્રદેશોમાંનો એક.[૧] બહુવચનનો ઉપયોગ જાતિવાચક શબ્દ ઉપરથી દેશનામ થયું સૂચવે છે. જુઓ कर्णाट.

कर्पट

મ.લવ પામેનો પ્રદેશ. મહાભારત સભાપર્વમાં પશ્ચિમ દિગ્વિજયમાં આ નામ માલવ, વ૦ સાથે આપેલું છે.[૧]

---

૩ સ્કમાકો ૩૯ —

तोमराश्चापि कर्णाटो युगलश्च त्रयस्त्विमे ॥ १५२

सपादलक्ष ग्रामाणां प्रत्येकं परीकीर्तित. । १५३

૪ જુઓ महाराष्ट्र २.

૫ પઉ ૧૬૩.૫૧ कर्णाटे वृद्धिमागता।

૬ જરો ૧૯૧૨ પૃ૦ ૪૮૨.

कर्णाटक

૧ મભી (કુંભ૦) ૬.૫૯ कर्णाटका महिपका. ... ।

પરન ૬.૫૪ कर्णाटका माहिषका ...

कर्पट

૧ મભ ૨૯.૬ निर्वीत्रिगर्तानिम्बष्ठान्मालवान्पञ्च कर्पटान् ॥

માલવની સાથે તેનું નામ છે અને દેશો પશ્ચિમ દિશાના મરુ, પુષ્કર વચ્ચેના છે એ ઉપરથી કર્પટ તે ગુજરાતની ઉત્તરે કે ઈશાને સંભવી શકે. પછી તે નામ હાલના કપડવંજ આસપાસના પ્રદેશ માટે વપરાવા માંડ્યું હોય. સ્કન્દમાં 'કપડવાણક'–'કપડ્વણજ' એવાં નામો સાથે કર્પટ[2] નોંધાયેલું છે.

મધ્યકાલમાં કર્પટવાણિજ્ય ઇ. સ. ૮૬૭ના દાનપત્રમાં ૮૪ ગામના પરગણા તરીકે ઓળખાવાયું છે.[3] તે નામવાળાં તામ્રપત્રો કપડવંજમાંથી જ મળી આવ્યાં છે. હાલના કપડવંજમાં આઠેક સૈકા જેટલાં જૂનાં ઘર ઊભાં છે અને નજીકમાં વધુ પુરાણા નગરના અવશેષ પડેલા છે. કપડવંજ ગુજરાતના પ્રાચીન–મધ્યકાલીન વેપારી ધોરી રસ્તાપર આવેલું છે.[4] સંભવ છે કે મહાભારતકાલીન કર્પટોની આ તરફ વસાહત હોય.

જુઓ कपडवाणक અને कपड्वणज.

### काच्छ

[1]કચ્છદેશ. જુઓ कच्छ.

### काच्छीक

[1]કચ્છદેશ. જુઓ कच्छ.

### कारमीर

કચ્છ સૂચવતા કોઈ રૂપ ( काच्छीया., काच्छीकाः જેવા )નો ભ્રષ્ટ પાઠ[1]. જુઓ अपरान्त નોંધ ૨. જુઓ कच्छ.

---

૨ સ્કપ્રાધ ૩૫.૩૬
૩ એઇ ૧ પૃ૦ ૫૫.
૪ એટા પૃ૦ ૧૭.

काच्छ

૧ જુઓ कच्छ ૩.

काच्छीक

૧ જુઓ कच्छ ૪.

कारमीर

૧ જુઓ अपरान्त ૪.

कान्यकुब्ज

[૧] કનોજ શહેર[૧] ત્યા આમ રાજા રાજ્ય કરતો.[૨]

[૨] પ્રદેશ ૨૦૨૬ તેમા ૩૬ લાખ ગામ હોવાનુ કહે છે [૩]

કનોજ આસપાસનો દેશ કાન્યકુબ્જ કહેવાયાનો જાણ્યામા આ એક જ ઉલ્લેખ છે

कार्णाट

કર્ણાટનું પાઠાન્તર[૧] જુઓ कर्णाट

कावेरी

નદી, પારિયાત્રમાથી નીકળતી નદીઓમાની એક[૧] નર્મદાને મળે છે,[૨] કાવેરી નર્મદા સગમ[૩]

कुकुर

[૧] દક્ષિણનો દેશ[૧]

[૨] ઉત્તર-વાયવ્ય તરફનો દેશ ભીષ્મપર્વ (કુભ૦)[૨] ઉત્તગમા પણ ગણાવે છે

સભાપર્વમા સળગ ત્રણ શ્લોકોમા પહેલામા (પાઠાન્તર સ્વીકારતા) कुकुरा, બીજામા कौकुरा कोकुरा અને ત્રીજામા कुक्कुरा નો ઉલ્લેખ છે તે બધા જ ઉત્તર-વાયવ્યના દેશોમા ગણાવવામા આવ્યા છે[૩]

---

कान्यकुब्ज

१ મવ ૧૧૭ ૧૭ गगाया कन्यकुब्ज वै । મત્ર ૮૫ ૧૭ પાદટીપ, ૧૧૫ ૬ પાદટીપ

૨ સ્કન્ધાધ ૩૬ ૧૨

૩ સ્કમાકો ૩૬,૧૨૬ षट्त्रिंशल्लक्षमान तु कान्यकुब्ज प्रकीर्तितम् ॥

कार्णाट

१ મસ ૪૮.૨૦ પછી ૪૭૫*મા પક્તિ ૩ના कर्णाटनुं પાદટીપમા નોધાયેલુ પાઠાન્તર.

कावेरी

१ જુઓ पारियात्र ૨, કુઉ ૪૦ ૪૦

૨ જુઓ नर्मदा ૨૬

૩ „ „ મ૧૮૬

कुकुर

१ મભી ૧૦ ૫૮ कुकुरान्दमारिषा ॥ (કુભ૦ ૬ ૬૦)

૨ મભી (કુભ૦) ૬ ૪૨ जठरा कुकुराश्चैव...॥

દશાર્હ અન્ધક, વગેરે યાદવ જાતિઓમાંની એક જાતિનું નામ[4] કુકુર છે તે કોઈ પ્રદેશ માટે પણ વપરાતું હશે.

રુદ્રદામન્‌ના શિલાલેખમા કુકુર પ્રદેશ ગણાવ્યો છે.[5] ડૉ૦ ભગવાનલાલ ઇન્દ્રજી આ દેશ કયો તે કહી શક્યા નથી.[6] ડૉ. રા. ભાડારકર કુકુર તે યુવાન શુવાગનું Kiu-che-lo એમ કહે છે, પણ આ તો ગુજ્જરનું ચીનીરૂપ છે એમ ડૉ. બ્યૂલર કહે છે.[7] શિલાલેખમાં સિંધુ, સૌવીર, કુકુર, એ ક્રમ જોતા ગુજરાતની ઉત્તરે આ દેશ હોવો સંભવે છે. મહાભારતના ઉલ્લેખોનો એ સંભાવનાને પૂરો ટેકો મળી શકે એમ છે બોમ્બે ગેઝેટિયર કહે છે કે કદાચ તે પૂર્વ રાજપુતાનાનો ભાગ હોય[8]

**કુમુદ્વતી**

ઉજ્જયિનીનું એક નામ. પહેલા પદ્માવતી નામ હતું, પણ નદીઓમા, સરોવરો, વાવકૂવા વગેરેમા પ્રફુલ્લ કુમુદો જામેલાં હોવાથી તેનું નામ કુમુદ્વતી[1] પડ્યું એવુ કુમુદ્વતીપ્રભાવકથન અધ્યાય[2]માં લોમશ કહે છે. જુઓ उज्जयिनी.

---

૩ મસ ૪૮.—

पारदाः बाह्लिकैः सह ॥ १२
काश्मीरा कुन्दमानाश्च [कुकुराश्चैव] पौरका हंसकायना ।
शिबिर्निगर्तयौधेया राजन्या मद्रकेकया ॥ १३
अम्बष्ठा कौकुरास्ताक्ष्या वस्त्रपा पह्लवैः सह ।
वसातय समौलेया सह क्षुद्रकमालवै ॥ १४
शौण्डिका कुक्कुराश्चैव शकाश्चैव विशांपते । १६
મવ ૪૮.૧૪મા कौकुरा પાઠ પણ છે, મસ પૃ૦ ૪૭૨.

૪ મવ ૧૦૮ ૩૧ दशार्हयोधा कुकुरान्धकाश्च ।

૫ જુઓ आनर्त ૧૬.

૬ ઇએ ૭ પૃ૦ ૨૫૯.

૭ ,, ,, ૨૬૩.

૮ બોગે ,, ૩૬ પાદટીપ ૭.

कुमुद्वती

૧ સ્કઆઅ ૪૬.૩૦
यस्मात्सर्वेषु कालेषु प्रफुल्ला च कुमुद्वती ।
तस्मात्पद्मावती ह्येषा जाता कुमुद्वती पुरी ॥

૨ સ્કઆઅ ૪૫.

## કુશસ્થલી

### [૧] પ્રાચીન દ્વારકા.

મહાભારત પશ્ચિમ દિશામાં સમુદ્રતટે રૈવત પર્વત પાસે કુશસ્થલી હતી ત્યાં દ્વારકા વસ્યાનું કહે છે.[૧] હરિવંશ કુશસ્થલીને સ્થાને દ્વારકા વસી[૨] તે રૈવતની હતી,[૩] પાસે રૈવત પુરદ્વારભૂષણ[૪] રૂપ હતો અને બધી બાજુએ સમુદ્ર હતો[૫] એમ કહે છે. વિષ્ણુપુરાણ નોંધે છે કે રૈવતની કુશસ્થલીને ઠેકાણે દ્વારકા વસી અને હાલ ત્યાં બલરામ છે;[૬] બ્રહ્મલોક-માંથી કકુદ્મી રૈવત પાછો ફરે તે પહેલા પુણ્યજન રાક્ષસોએ કુશસ્થલીનો નાશ કર્યો[૭] હોઈ તે આવીને જુએ છે તો કુશસ્થલી બદલાઈ ગઈ છે;[૮] રૈવતનો પિતા રેવત (આનર્તનો પુત્ર) આનર્ત દેશ ભોગવતો અને કુશ-

---

કુશસ્થલી

૧ જુઓ द्वारका ૮, ૯.

૨ જુઓ द्वारका ૨૨.

૩ હરિ ૫૫.૭
देव यास्यामि नगरीं रैवतस्य कुशस्थलीम् ।
रैवतं च गिरिं रम्यं नन्दनप्रतिमं वनम् ॥

૪ જુઓ द्वारका ૨૫.

૫ હરિ ૫૫.–
वासार्थमीक्षितु भूमिं तव देव कुशस्थलीम् ॥ १०१
सर्वतोदधिमध्यस्थाममेद्या त्रिदशैरपि ॥ १०३

૬ વિષ્ણુ ૧.૬૧
कुशस्थली या तव भूप रम्या
पुरी पुराऽभूदमरावतीव ।
सा द्वारका सम्प्रति तत्र चास्ते
स केशवांशो बलदेवनामा ॥

૭ વિષ્ણુ ૨.૧
यावच्च ब्रह्मलोकात् ककुद्मी रैवतो नाभ्येति तावत् पुण्यजनसंज्ञा
राक्षसास्तामस्य पुरीं कुशस्थलीं निजघ्नुः ।

૮ વિષ્ણુ ૧-૯૪ कुशस्थलीं तां च पुरीमुपेत्य दृष्ट्वान्यरूपाम्... ।
ઉપરાંત હરિ ૧૧.૪, ભ ૫.૩૭

સ્થલીમાં વસતો.[૯] સ્કન્દ કુશસ્થલી પશ્ચિમ સમુદ્ર તીરે છે અને કુશે તે સ્થાપેલી અને ત્યાં ગોમતી વહે છે એમ કહે છે.[૧૦] મત્સ્ય પણ કુશસ્થલીને આનર્તની નગરી અને તે જ દ્વારવતી એમ કહે છે.[૧૧] વાયુપુરાણ કહે છે કે આનાર્તનો પુત્ર રૈવત ને એનો દેશ આનાર્ત તથા નગરી કુશસ્થલી,[૧૩] અને રૈવત બ્રહ્મલોકમાંથી પોતાની પુત્રી જોડે પાછો આવે છે ત્યારે જુએ છે તો નગરીમાં યાદવો આવી ગયા છે અને એનું નામ દ્વારવતી થયું છે[૧૪] ભાગવત પ્રમાણે આનર્તના પુત્ર રેવતે સમુદ્રમાં કુશસ્થલીનું નિર્માણ કર્યું.[૧૫]

[ ૨ ] ઉજ્જયિની.

કુશસ્થલી તે જ વિશાલા કે ઉજ્જયિની.[૧૬]

ઉજ્જયિનીનું દ્વિતીય કલ્પમાં આ નામ હતું.[૧૭] સ્કન્દના કુશસ્થલી નામહેતુકથાવર્ણન અધ્યાયમાં[૧૮] પરસ્પર વિશ્વમાં યુદ્ધો ફાટી નીકળતાં બ્રહ્મા વિષ્ણુનું ધ્યાનસ્તવન કરે છે અને વિષ્ણુ કુશઘાસથી બિછાવેલી ઊંચી ભૂમિ ઉપર બેસે છે તે પ્રસંગે અને જણ્ તે સ્થળનું કુશસ્થલી

---

૯ વિષ્ણુ ૧.૬૪-૫
आनर्तस्यापि रेवतनामा पुत्रो जज्ञे योऽसावानर्तविषयं बुभुजे पुरीं च कुशस्थलीमध्युवास ।

૧૦ સ્કપ્રદ્વા ૨.—
पश्चिमस्य समुद्रस्य तीरमाश्रित्य तिष्ठति ।
कुशस्थलीति या पूर्व कुशेन स्थापिता पुरी ॥ ३
वहते गोमती यत्र सागरेण समन्ततः ।
द्वारावतीति सा विप्रा आनर्तेषु प्रकीर्तिता ॥ ४

૧૧ મ ૧૨.૨૦ आनर्तो नाम देशोऽभूनगरी च कुशस्थली ।

૧૨ મ ૬૯.૯ पुरीं द्वारवतीं नाम सांप्रतं या कुशस्थली ।

૧૩ વાપુ ૮૬.૨૪ आनार्तो विषयो यस्य पुरी चापि कुशस्थली ।

૧૪ વાપુ ૮૬ ૨૭
आजगाम युवा चैव स्वां पुरीं यादवैर्वृताम् ।
कृतां द्वारवतीं नाम बहुद्वारां मनोरमाम् ॥

૧૫ જુઓ આનર્ત ૬.

૧૬ જુઓ અવન્તિકા ૧.

૧૭ જુઓ અવન્તિકા ૧.

૧૮ સ્કઆઅ ૪૧.

નામ પાડે છે એવું વર્ણન છે.[૧૯]

અવંતીદેશની કુશસ્થલી તે દ્વારકાથી ભિન્ન છે એનો પુરાવો સ્કન્દમાં જ છે; કૃષ્ણના બોલાવ્યા નારદ દ્વારકા જઈ ઇન્દ્રના શબ્દો કૃષ્ણને કહે છે કે હે કૃષ્ણ તમે કુશસ્થલી આવો.[૨૦] તેમાં જ બ્રહ્મા વડે કુશ–દર્ભ–થી છવાયેલી માટે કુશસ્થલી એવી વ્યુત્પત્તિ આપી છે.[૨૧]

[ ૩ ] તે જ कुशावती ?

પદ્મપુરાણમાં કુશ કુશાવતીમાં ગાદીએ બેઠાનું કહ્યું છે[૨૨] અને રામાયણમાં રામે વિન્ધ્યપર્વતના પાદપ્રદેશમાં કુશની રાજધાની કુશાવતીમાં કર્યાનું વર્ણન છે.[૨૩]

પાર્જીટર કુશે સ્થાપેલી કુશસ્થલી દ્વારકાથી ભિન્ન એવી વિન્ધ્યના પૂર્વ ભાગમાં દક્ષિણ કોસલમાં આવેલી માને છે.[૨૪] શ્રી. દે એને વડોદરા રાજ્યમાં આવેલ ડભોઈ–પ્રાચીન દર્ભાવતી માને છે,[૨૫] પણ તે માટે 'કુશ=દર્ભ' સિવાય કોઈ કારણ નથી. રઘુવંશ (૧૫.૯૭)માં

---

૧૯ સ્કઆઅ ૪૧.—

ततः स्थलीमुचतरामवाप्य पितामह. केशवमाह चादरात् ॥ २७
निषीद देवेश कुशस्थल यदा तदाश्रितो माधवमासरूपवान् ॥ २८
कुशस्थलीं सस्थित एव देव इत्य विधात्रा पुरुषोत्तमः स्तुतः ।
स्थलीं कुशैरास्तरितामुपाविशत्कुशस्थलीं देवमुनीन्द्रसेविताम् ॥ २९
समततो योजनसत्ययावृतां ततो विधाता पुरुषोत्तमस्तथा ।
कुशस्थलीति प्रथित जगत्त्रये प्रचक्रतुर्नाम च तावुभावपि ॥ ३०

૨૦ સ્કઆઅ ૩૦.—

नारदो द्वारकायां तु कृष्णस्याह्वानकारणात् ।
देवराजस्य तद्वाक्य सरहस्य च केशवम् ॥ ३७
श्रावयामास विप्रेन्द्र एहि कृष्ण कुशस्थलीम् ॥ ३८

૨૧ સ્કઆઅ ૪૨.૩૨ स्तीर्णा कुशैर्यतो धात्रा कुशस्थली तत स्मृता ।

૨૨ પઉ ૨૪૪.૫૬ कुशवत्या कुश त च द्वारवत्यां लवं तथा ।

૨૩ રાઉ ૧૦૮.૪

कुशस्य नगरी रम्या विन्ध्यपर्वतरोधसि ।
कुशावतीति नाम्ना सा कृता रामेण धीमता ॥

૨૪ એઇ પૃ૦ ૨૭૯.

૨૫ ન્મોડિ ' કુશસ્થલી. '

પદ્મ પ્રમાણે લવકુશની રાજધાનીઓનું વર્ણન છે, પણ સ્થળનિર્ણય માટે વિશેષ માહિતી નથી. શ્રી. દે લાહોરથી નૈર્ઋત્યમાં બત્રીસ માઈલ ઉપર આવેલા પંજાબના કાશુરને માટે પણ કુશાવતી નામ વપરાયાની નોંધ કરે છે.[૨૬] બુદ્ધ ભગવાનનું મૃત્યુ થયું તે જગા પણ કુશાવતી કહેવાય છે.[૨૭]

ઉપર પાછળથી જ્યાં દ્વારકા સ્થપાયું ત્યાં કુશે કુશસ્થલી સ્થાપી હતી એવું જે વર્ણન છે તે રામાયણે કુશાવતીના કરેલા વર્ણનથી જુદું પડે છે, એટલું જ નહિ કુશાવતીઓ પણ એક કરતાં વધુ દેખાય છે,–જેમ કુશસ્થલી, ઉપર જોયું તેમ બે છે. ઉજ્જયિની કુશસ્થલી કહેવાતી, તેમ તેની પાસે કુશાવતી હોવાનું નોંધાયું છે. પણ મૃચ્છકટિક(૧૦.૫૧)માં ઉજ્જયિનીના રાજા પાલકને માર્યા પછી આભીરવંશના રાજા આર્યકે ચારુદત્તને કુશાવતી આપ્યાનું કહ્યું છે. કુશસ્થલ પણ હેમકોશમાં કનોજ માટે મળે છે.

આ બધા ઉપરથી એવું સમજાય છે કે આપણા દેશમાં રામપુર સીતાપુર વગેરે સરખાં નામનાં અનેક સ્થળો છે તેમ કુશસ્થલી કે કુશાવતીનું પણ છે.

કુશ યજ્ઞ માટે મહત્ત્વનું પવિત્ર ઘાસ હોઈ તેના ઉપરથી પણ ધાર્મિક સંબંધને લીધે જ્યાં કુશ સુલભ છે તેવા પવિત્ર સ્થળ માટે કુશાદિ સ્થળનામોનો પ્રચાર સંભવિત છે.

દ્વારકાને ઠેકાણે કુશસ્થલી (પછી તે રામપુત્ર કુશે સ્થાપી હો વા ન હો) હતી અને ઉજ્જયિની કુશસ્થલી કહેવાતું તે નિર્વિવાદ સમજાય છે.

જુઓ द्वारका अवन्तिका

## कुशावती

નદી, દ્વારકાક્ષેત્રમાં પાંચ નદીઓનું મળી પંચનદ તીર્થ બને છે તેમાંની એક.[૧]

---

૨૬ જ્યોડિ 'કુશસ્થલી'.

૨૭ મહાપરિનિબ્બાનસુત્ત સેબૂ ૧૧ પૃ૦ ૧૦૦ અને જાતક કથાઓમાં 'કુશજાતક'.

कुशावती

૧ જુઓ पञ्चनद ૧.

कूष्माण्डेश्वर

તીર્થ છે, જ્યા કોલ્લાદેવી છે. પ્રાચીન કોલ્લાપુરનુ તો આ બીજુ નામ નહિ હોય ? જુઓ कोल्ला

कृतस्मर

પર્વત, પ્રભાસક્ષેત્રમા સાગરને છેડે, બ્રહ્માંડના માનદંડ જેવો મહાશૈલ[1] હાથમા વડવાનલ ધારણ કરીને આવતી સરસ્વતીને તે રોકીને ઊભો. પર્વતને માથે સરસ્વતીને એક પુરુષ દેખાયો તે બોલ્યો, 'હે સુવ્રતે અહી માર્ગ નથી, બીજે ક્યાક જા દેવના આદેશથી આવેલીને મને તારે રોકવી જોઈએ નહિ એમ સરસ્વતીએ કહેતા તે બોલ્યો 'હુ કૃતસ્મર પર્વત છુ, મને ને ન ઓળખ્યો ? તને સ્પર્શવાથી દોષ નથી, કેમકે તુ કુમારી છે તને હુ વરુ છુ તુ મારી ભાર્યા થા' સરસ્વતી બોલી 'માતા પિતા બેઠા છે, તેથી હુ સ્વયંવરા છુ નહિ તારી ભાર્યા થઈશ હમણા માર્ગ દે' ત્યારે ગિરિ બોલ્યો, 'ભેજે તને પરણીશ ભદ્રે, તારુ કોણ રક્ષણ કરનાર છે ?' દેવી બોલી 'હા, તુ જ મારુ શરણ છે. હે મહાબલ, તારે મને પરણવી જ હોય તો મને નાહ્યા વિનાનીને પરણીશ નહિ' ત્યારે પર્વતે અભિમાનથી બધી મગરૂરીવાળા પોતાના વૈભવ વર્ણવ્યા. સરસ્વતી બોલી, 'મને એકલીને રડતીને તારે પરણવી હોય તો હુ સ્નાન કરુ એટલી વાર મારા હાથમાના આ વાડવને ઝાલ જેવો કૃતસ્મર એ ઝાલવા ગયો, તેવો જ ભસ્મત્વને પામ્યો ત્યારથી તેના પાષાણો મૃદુતા પામ્યા અને ઘરો તથા દેવકુલો (દેવળો) બાધવાના કામમા શિલ્પીઓ તે વાપરે છે[2]

માર્કંડેયમા[3] રૈવત, અર્બુદ ઋષ્ય-શૃંગ આદિ સાથે કૃતસ્મર ગણા-

---

कूष्माण्डेश्वर

१ स्कप्रप्र ३५ —

कूष्माण्डेश्वरसत्र तु तीर्थं त्रैलोक्यविश्रुतम् ॥ ८६
कोल्लादेवी स्थिता तत्र सर्वपापभयापहा ॥ ८७

कृतस्मर

१ स्कप्रप्र ३३ ६४ ७

२ स्कप्रप्र ३३.६८-९०

३ मा ५४.१४

વેલ છે, તેનું ચોક્કસ સ્થાન આપેલું નથી પણ તે દક્ષિણાપથનો લાગે છે. ગાન્ધારનો કારમાર ગિરિ તે હશે ?–એમ પાર્જીટર પ્રશ્ન કરે છે. સ્કન્દ પ્રભાસક્ષેત્રમાં કૃતસ્મર આપે છે પણ પ્રભાસક્ષેત્રમાં આજે કોઈ એવો ગિરિ કે નાનો ડુંગર પણ નથી. પણ શિલ્પીઓએ તેના તમામ પથરા કામમાં લીધાથી નાબુદ થયાની સંભાવના તેને અંગેની કથામાંથી ઊડી શકે એમ છે. ઈશાવાસ્ય ઉપનિષદના 'क्रतो स्मर कृतं स्मर क्रतो स्मर कृतं स्मर ॥ १७' સાથે આ પર્વતના નામનો સંબંધ હશે ? સર૦ મહાભારતમાં जातिस्मर તીર્થનામ મળે છે તે.[5]

## कोकण

કોંકણ દેશ.[1] વામન એક પર્વતનું નામ कोकणक[2] આપે છે. જુઓ कोंकण.

## कोङ्कण

કોંકણ દેશ, દાક્ષિણાત્ય–દક્ષિણાપથના–પ્રદેશોમાંનો એક.[1]
બ્રહ્માંડના कोङ्कणा ને ઠેકાણે વાયુ[2] नैर्णिका. આપે છે. પદ્મનું[3] कोकणाः પણ આ જ હશે. માર્કંડેય દક્ષિણમાં ગણાવવા ઉપરાંત ઉત્તરમાં[4] પણ कोंकणा. ગણાવે છે. ત્યાં પાર્જીટરની આવૃત્તિમાં कोचकणाः પાઠ છે, જેને બદલે તે कोकनदाः કે कोकरकाः પાઠો સૂચવે છે.[5] ઉત્તરમાં कोंकणाः નો સંભવ ઓછો.

---

૪ માર્ક૰ પુ૦ ૨૮૮.
૫ મવ ૮૨.૧૧૦

कोकण

૧ પદ્મ ૬.૫૫ कोकणा मणिवालकाः ।
૨ વા ૧૩.૧૯ ..कोकणकः शतशोऽन्येपि पर्वताः ।

कोङ्कण

૧ મભી ૧૦.૫૮ कोङ्कणा मालवाणकाः ॥ બ્રપૂબ્ર ૧૬.૫૬ कोंकणाः कतलाश्चान्ध्राः... । મભી (કુંભ૦) ૬.૬૮; મા ૫૫.૨૧
૨ વાપૂ ૪૬.૧૨૭
૩ कोकण ૧.
૪ મા ૫૫.૩૫
૫ માર્ક૰ પુ૦ ૩૭૨.

આજે 'કોંકણ' પ્રદેશ નામ તરીકે વપરાય છે ગુજરાતની દક્ષિણ સરહદ કોકણને અડે છે અને સુરતના નાગરો અમદાવાદના તેમના નાગરબંધુઓમાં કોંકણી વિશેષણ પામ્યા છે[6] વિશેષણ તો માત્ર પ્રાદેશિક સીમાને માગણે છે પણ પ્રાચીન દેશનામો મુખ્યત જાતિ નામો ઉપરથી છે આજે પણ કોકણ–'કુકણા'–[7] જાતિની આદિવાસી પ્રજા મુંબઈ જીલ્લાઓમાં–સુરત, થાણા પશ્ચિમખાનદેશ, નાશિક, વાસદા, વ૦ મા ય ડ્નાખેમ ઉપર મ બ્યાની વસે છે પુરાણમાં लघुकोङ्कण મળે છે તે તો આ નહિ હોય ?

જુઓ काक्ण, काङ्कण, लघुकोङ्कण

## कोरिलापुर

નર્મદાતીરે છે ત્યા નર્મદાતટના દોઢ કોટિ ગુપ્ત તીર્થ છે[1]

## कोल्ला

દેવી છે જે કુષ્માડેશ્વર તીર્થમા છે[1]

એ સ્થળ તે પ્રાચીન કોલ્હાપુર હોવાનો સભવ વિચારવા પાત્ર છે મહાભારત શૂર્પારકની દક્ષિણે कोल्लगिरि[2] આપે છે તે તો દક્ષિણના કોલ્હાપુરના અન્વયમા વિચારવાનો છે રાજશેખર[3] નાસિક્ય, કોકણ, કોલ્લગિરિ એવા ક્રમમા દક્ષિણાપથના દેશો ગણાવે છે શ્રી ચીમનનાન દનાવ[4] કોલ્લગિરિ તે કૂર્ગ (કોનગિરિ કોડગુ) એમ કહે છે

---

૬ ભોગે ૧ પૃ૦ ૫

૭ ગુમ ત્રૈ ૭ પૃ૦ ૧૬૪–૧૭૦ 'સાગરીગા કુકણા'–લેખક શ્રી ઠાકોરભાઈ ભાણાભાઈ નાયક

कोरिलापुर

૧ રકઆરે ૨,૧૪૭ सार्धकोटा च ताथाना स्थिता वै कोरिलापुर ॥

कोल्ला

૧ જુઓ कूष्माडेश्वर ૧

૨ મસ ૨૮૪૫

૩ કામી પૃ૦ ૮૩

૪ ,, પૃ૦ ૨૮૭

સ્કન્દમાં કાશી પ્રયાગ સાથે कोलागिरि ગણાવેલ છે તે ઉત્તરમાં હોવા સંભવ છે.[५]

कौङ्कण

કોંકણ દેશ. સ્કન્દ તેમાં નેવું (?) હજાર ગામ હોવાનું કહે છે.[१] રાજશેખર 'કૌંકણ' આપે છે.[२] જુઓ कौंकण.

क्षिप्रा

[૧] સિપ્રા નદી, પારિયાત્રમાંથી નીકળતી નદીઓમાંની એક.[१] જુઓ शिप्रा.
[૨] સિપ્રા સિવાયની બીજી કોઈ દક્ષિણની નદી, વિન્ધ્યપાદમાંથી નીકળતી નદીઓમાંની એક.[२]

खेटक

ખેડા, વેત્રવતી (વાત્રક) કાંઠેનું નગર.[१]
યુવાનશ્યુવાંગ[२] ખેટક માટે K'i-t'a (અથવા-ch'a) આપે છે તે ઉપરથી શ્રી. દે જે એમ તર્ક કરે છે કે ખેટકનું પ્રાચીન નામ 'કચ્છ' હશે તે બરોબર નથી.[३] યુવાન શુઆંગ ઉપરથી સ્ટેનિસ્લાસ જ્યુલિયેન અને વિવિયેન દ સેઈન્ટ-માર્ટિન Khach-કચ્છની કોઈ જગ્યાનું નામ

---

૫ સ્કઆઅ ૧.૩૩ कोलागिरिस्तथा काशी प्रयागममरेश्वरम् ॥

कौङ्कण

१ સ્કમાકૌ ૩૯.૧૪૩
पट्त्रिंशत्सहस्राणि ग्रामाणि कौंकणे विदुः।
चतुर्दशशतं द्वे च विंशती लघुकौंकणम् ॥
२ કામી પૃ० ૯૩.

क्षिप्रा

१ જુઓ पारियात्र ૫,૬.
२ જુઓ विन्ध्य ૩.

खेटक

१ પઉ ૧૩૩.૧૬ खेटकं नगरं दिव्यं स्वर्गरूपं तु वानघे ॥
२ વૉ ૨ પૃ० ૨૪૫.
३ જ્યૉડિ 'કચ્છ'.

ઉપજાવે છે[૪] પણ યુઆનશુઆંગ તો જગાઓના એકમેકથી અંતર પણ આપે છે અને Ki-cha તે ખેડા સાથે જ બંધબેસતું આવે છે. આ ઉપરથી શ્રી દેએ ખેડાનું નામ કચ્છ હશે એવું અનુમાન કર્યું લાગે છે પણ તે ઠીક નથી કનીંગહામ બરોબર સ્ફુટ કરે છે કે ઉપરના ફ્રેંચ વિદ્વાનોએ જ અન્યત્ર યોગ્ય રીતે ચીની ઉચ્ચાર 'ચા' ને ઠેકાણે અહીં નો 'ટા' મૂકયો છે તે રીતે આનું પણ 'ખે-ટા' જ રૂપ મળે[૫] એટલે યુઆન શુઆંગે આપેલા નામને ખોટી રીતે વાચીને તેનો 'કચ્છ' ઉચ્ચાર કરી ખેડાનું નામ કચ્છ હશે એમ અનુમાન કરવું યોગ્ય નથી ઉપર કનીંગહામનો મત આપ્યો છે તે ઉપરાંત વલભીના દાનપત્રોમાં[૬] પણ ખેટક અને ખેટકાહાર અનેકવાર આવે છે એ ધ્યાનમાં રાખવાનું છે લગભગ યુઆનશુઆંગના જ સમયનું ધરસેન ચોથાનું (વ સ ૩૩૦) દાનપત્ર સ્પષ્ટ खेटक,નામ આપે છે[૭]

ખેટક ફરતા પ્રદેશનો વિસ્તાર યુઆન શુઆંગે ૩૦૦૦ લી-૬૦૦ માઈલ આપ્યો છે[૮] કનીંગહામ ખેટકમંડલને પશ્ચિમમાં સાબરમતીને અને ઈશાનમાં મહીને સ્પર્શતો અને દક્ષિણમાં વડોદરાને અડતો પ્રદેશ લેખે છે[૯] વલભી સમયથી બહુ દૂર નહિ એવા દશકુમારચરિતમાં ખેટકપુરથી એ જણ વલભી જાય છે એવો ઉલ્લેખ છે[૧૦]

ખેટકના સંબંધમાં ઉલ્લેખાયેલા દાનપત્રોના બીજા ગામો-અશિલાપલિકા (અસનાલી), વટ્ટસોમાલિકા (વટવ'ની) વિશ્વપલ્લી (વાસોન) કર્પટવાણિજ્ય (કપડવંજ) તે આજના ખેડાની આસપાસમાં જ છે એટલે વલભી અને યુઆન શુઆંગનું ખેટક તે કાઠિયાવાડનું કોઈ ખેડા હશે એવા તર્કને પણ સ્થાન રહેતું નથી

ખેડા નામ ઠેરઠેર મળે છે સંસ્કૃતમાં खेटक અને अखेटक શબ્દો શિકાર અને દાનના અર્થમાં મળે છે પછી ગ્રહણ

૪ એન્ટ્યો ૧ પૃ૦ ૫ ૪
૫ ,, ,,
૬ ગુઅ ૧ લેખ ૭૩,૮૫
૭ ,, ,, ૭૩
૮ વૉ ૨ પૃ૦ ૨૪૫
૯ એન્ટ્યો ૧ પૃ૦ ૫૬૫
૧૦ ઉચ્છ્વાસ ૬ નિમ્બવતીની કથા

માટેની જંગલની ચોકી( outpost )ને અને એ રીતે વસેલ ગામને ખેટક નામ મળ્યું હોય. મૉનિયેર વિલિયમ્સ' 'ખેટક'નો ખેતી કરનારાઓની વસ્તીવાળું ગામ એનો અર્થ પણ આપે છે. મરાઠીમાં તો ગામડા માટે ખેડેગાંવ શબ્દ જ છે. ગુજરાતીમાં પણ 'ઉજ્જડ ખેડાં ફરી વસે' જેવામાં ખેડાં=ગામડાં છે. આ શબ્દ માટે દ્રવિડ ભાષાઓમાં તપાસ કરવી જોઈએ. વામનમાં ખેટકાઃ ઉત્તરમાં આપેલ છે. તેવી કોઈ જાતિએ ખેટક નામ આપ્યું હશે? ખેટક પાસેનું 'કપડવંજ' કર્પટની છાપ ધરાવે છે એમ કહ્યું જ છે, એના અનુસંધાનમા ખેટકો સંબંધી ખેડા એ સંભાવના વિચારવી જોઈએ. ખેડા ઉપરાંત ગુજરાતમાં ખેડબ્રહ્મા–બ્રહ્માની ખેડ પણ છે.

## ગયત્રાડ

મહાદૈત્ય ગયને જ્યા દેવીએ નપુંસક કર્યો તે સ્થળ ત્યાં ગયાત્રાડ દેવીનું સ્થળ પણ છે.[1]

આ ગામ તેજ હાલનું ગતરાડ હોવાનો સંભવ છે.

નોંધ : મધ્યકાલીન ગુજરાતી સાહિત્યમા એક નરતો મોહરો છે જેમા ગતરાડ નો ઉલ્લેખ છે

શામળભટનો દીકરો બાડો ને બતરાડ,
ધામણવાડે મોકલ્યા જઈ પહોચ્યા ગતરાડ.

## ગુર્જર

ગુર્જરદેશ,[1] ગુજરાત.

---

૧૧ એટા પૃ૦ ૧૯–૨૦

૧૨ વા ૧૩ ૩૮ पञ्चाश्च सखेटका ।

૧૩ જુઓ ब्रह्मखेटक

ગયત્રાડ

૧ સ્કમાકૌ ૬૬ –

गयो नाम महादैत्यो भवता विप्रकृत्तदा ॥ ११६
प्रस्थाने लोहदण्डावी करिष्ये त नपुसकम् ।
गयत्राडेति मा तत्र पूजयिष्यति मानवाः ॥ ११७
ग्राम चापि गयत्राड तत्र ख्यात भविष्यति ।
गयत्राडे गयत्राडा येऽर्चयिष्यति मानवाः ॥ ११८

બાણભટ્ટ શ્રીહર્ષના પિતા પ્રભાકરવર્ધનને ગુર્જરપ્રજાગરઃ કહે છે તેમાં ગુર્જરનો ઉલ્લેખ મળે છે.[૨] યુવાનશુવાંગ ku-che-lo (ગુજ્જર) આપે છે.[૩] અલ્બરુની જુર્જ (ગુર્જ) આપે છે.[૪] પણ આ બધા ઉલ્લેખો રાજપુતાનામાંના ગુર્જર-ભિન્નમાલ જેની રાજધાની હતી તે દેશ-ના છે. સભાપર્વનો ઉલ્લેખ ઉત્તર-વાયવ્ય પંજાબ તરફ ગુર્જર સૂચવે છે.

## गुर्जरात्र

ગુર્જરાત ઉપરથી સંસ્કૃતીકરણ ૭૦; હજાર ગામ જેમાં છે એ રીતે તે પ્રદેશ જાણીતો છે એમ સ્કન્દ કહે છે.[૧]

ગુર્જર લોકોનું ગન્ય આબુ પાસે ભિન્નમાલ( રાજધાની )ની ફરતું હતું. યુવાન શુવાંગ Ku-che-lo ( ગુર્જર )નો વિસ્તાર ૪૦૦ માઇલનો આપે છે અને Pi-lo-mo-lo (ભિન્નમાલ) તેની રાજધાની આપે છે.[૨] જૂના ઉત્કીર્ણ લેખો गुर्जर કે गूर्जरनो ઉલ્લેખ કરે છે તે આ રાજપુતાનાના ગુર્જર દેશ અંગેના છે.[૩]

એ જ પ્રદેશ માટે પછીથી गुर्जरत्रा[૪], गूर्जरात,[૫] ઉલ્લેખો મળે છે. *

---

गुर्जर

૧ મસ ૪૮ ૨૦ (પછી ૪૭૫*) बर्बरा यवनाश्चैव गुर्जराभीरकास्तथा।
ભપ્રત્રિ ૩૧.૭૧ गुर्जरे नृपतिश्चासीत् ।
ભપ્રચ ૨૩.૧૧૧ गुर्जरे देशदारुणे।
પઉ ૧૯૩.૫૨ गुर्जरे जीर्णतां गता ॥

૨ હર્ષચરિત-૪ થો ઉલ્લાસ.

૩ જુઓ ગુકુર ૪.

૪ સખાઉ સંપાદિત અલ્બરૂની (પ્રકરણ ૧૮)ની અરબી આવૃત્તિ પૃ૦ ૯૯ (-સદ્દગત નરસિંહરાવ દિવેટિયાથી ઉલ્લિખિત ગુલે ૨ પૃ૦ ૧૯૬) ગાફ-પેશ-ઝે-રે-અલિફ-તે (ગુજ્જાત) આપે છે.

गुर्जरात्र

૧ સ્કમાકૌ ૩૯.૧૪૧ ग्रामसप्ततिसाहस्रो गुर्जरात्रः प्रकीर्तितः ।

૨ વો ૨ પૃ૦૨૪૯.

૩ જુઓ એટા પૃ૦ ૬ પાદટીપ ૩૫,૩૬.

૪ એઇ ૫ પૃ૦ ૨૧૦, ૨૧૧.

૫ કાસૂ ૫.૧.૨૦ ઉપરની જયમંગલા ટીકા.

તે બધા જ, તે પ્રદેશ માટે 'ગુજરાત' નામ રૂઢ થયેલુ તેના સસ્કૃતી કરણો છે પ્રાકૃત गुज्जरत्ता નામ પણ મળે છે[૬]

પછીથી, 'ગુજરાત' નામ રાજપુતાનાના ઉપર કહેલા પ્રદેશ માટે નહિ પણ આજે આપણે જે પ્રદેશ માટે વાપરીએ છીએ તેને માટે વપરાવા માંડ્યુ પ્રસ્તુત પૌરાણિક ઉલ્લેખ બહુ જૂનો નથી, કેમકે તેની સાથે મેવાડ (અને નહિ કે સસ્કૃતીકરણ મેદપાટ)નો ઉલ્લેખ છે, તેમ છતા આ ગુર્જરત્રાની સીમા આજના ગુજરાતની ઉદ્દિષ્ટ લાગતી નથી, કેમકે કચ્છ, સૌરાષ્ટ્ર, લાટ વ૦ ના તેમની આમસખ્યા સાથે જુદા ઉલ્લેખો છે ગર્ગસહિતાનુ[૭] गुर्जराट તે પણ ગુજરાતનુ સંસ્કૃતીકરણ છે, જો કે તેની સીમા પણ જૂના કે આજના ગુજરાતની તે કહેવુ મુશ્કેલ છે

આમ ગુજરાતના જે અનેક સસ્કૃત કે પ્રાકૃતનો આભાસ આપતા નામો મળે છે-गुर्जरत्रा गुज्जरत्ता, गुर्जरात, गुर्जराट, गुर्जरात्र તેમા સ્કન્દપુરાણનુ गुर्जरत्र આભાસ ઉપજાવવા માટેનું એક સારુ સસ્કૃતીકરણ છે પણ તે કે ઉપરનામાથી બીજુ એક ગુજરાત'નુ સાચુ પુરોગામી રૂપ હોવા વિશે પૂરી શકા છે ડૉ૦ દે ભાડારકર गुर्जरत्रा માથી ગુજરાત રૂપ વ્યુત્પન્ન કરે છે પણ શ્રી ન સિહરાવ દિવેટિયા તેના કરતાં તેના પ્રાકૃતરૂપ गुज्जरत्ताने 'ગુજરાત'થી નિકટતર રૂપ માને છે શ્રી દિવેટિયા (સ્ત્રીલિગી બહુવચન વ૦ માટે) અ બીભાષામા આત પ્રત્યય છે (જાહિર-જાહિરાત, ઠાકોર-ઠકરાત, વ૦) તે ઉપરથી ગુર્જરનુ બહુવચન 'ગુજરાત થવાની શકયતા હોઈ એવુ 'ગુજરાત' નામ ગુજરો લઈ આવેલા જે પાછળથી પાછે પગને પ્રાકૃત गुज्जरत्ता અને તેમાથી સસ્કૃત गुर्जरत्रा રૂપમા પરિવર્તન પામ્યુ એવા અભિપ્રાય ઉપર અને આવ્યા છે[૮] તેને શ્રી કેશવરામ કા શાસ્ત્રી અનુમોદન આપે છે અને બીનોની વસ્તી અથવા વતન-માટે 'બીનાત' વપરાય છે -વગેરેનુ દૃષ્ટાત આપી ગુર્જર શબ્દ ઉપર આરબી સ્ત્રીલિગી બહુવચન

૬ ગુને ૨ પૃ૦ ૧૯૬
૭ ગસસ ૭ ૧ ૨
૮ જબો ૨૧ પૃ૦ ૪૨૬
૮ ગુને ૨ પૃ૦ ૧૯૯-૨૦૧

અલ્પના સંસ્કારથી ગુજરાત' શબ્દ સિદ્ધ થયો હશે એ સંભાવનાને બળવત્તર બનાવે છે.[૧૦]

ડૉ૦ ભગવાનલાલ ઇન્દ્રજી[૧૧] ગુર્જર–રાત્રમાંથી ગુજરાત સાધે છે પણ વાગ્વ્યાપાર દૃષ્ટિએ એમાંથી ગુજરાત વ્યુત્પન્ન થવું દુર્ઘટ છે. ગુર્જર–રટ્ટમાથી ગુજરત એમ પણ સૂચવાયુ છે.[૧૨] એવા જોડકા તરીકે ગુર્જર–લાટ પણ લક્ષમા લેવા જેવુ છે.

## गुर्जरी

[૧]તે નામની માતાનુ સ્થળ, હાટકેશ્વરક્ષેત્રમાં. જુઓ ગુર્જરાત્ર.

## गोमती

[૧] નદી, દ્વારકા પાસે.[૧] ગોમતીને પૂર્વગંગા કહી છે [૨] દ્વારકા–ગોમતીનું માહાત્મ્ય[૩]. જ્યાથી સુદર્શનચક્ર જલ ભેદી નીકળ્યું તે ચક્રતીર્થથી ગોમતી નદી વહે છે.[૪] વિષ્ણુના મંદિર પાસે થઈ વહે છે.[૫] પશ્ચિમ સમુદ્રને તીરે રામપુત્ર કુશે સ્થાપેલી પુરી કુશાવતી પાસે સાગરને પડખે વહે છે.[૬] દ્વારકા આગળ શ્રીહરિના પગ પખાળીને સમુદ્રમાં પ્રવેશે છે.[૭] મરીચિ પ્રજાપતિએ આરાધન કરીને એને બોલાવી હતી; કુશાવતી, લક્ષ્મણા,

૧૦ 'આરામ' તા ૨૫-૧૨-૧૯૪૩, પૃ૦ ૨-૪.

૧૧ બોગે ૧ પૃ૦ ૮૫.

૧૨ ભાભા ૯ (૨) પૃ૦ ૧ પાદટીપ–મુનિશ્રી જિનવિજયજીના મત તરીકે સૂચિત.

गुर्जरी

૧ સ્કના ૨૫૪.૪૨

गोमती

૧ સ્કપ્રદ્વા ૨.૩-૪

૨ સ્કપ્રદ્વા ૫. ૪૯ पूर्वगंगेति या श्रुता ॥

૩ સ્કપ્રદ્વા ૬ : ૭

૪ સ્કપ્રદ્વા ૫.૪૭

૫ સ્કધાપ ૩૧ ૧૫ गोमतीजलकल्लोलर्मज्जयत् कृष्णमंदिरम् ।

૬ જુઓ कुशस्थली ૧૦.

૭ સ્કપ્રદ્વા ૫ ૪૭ प्रक्षाल्य सा हरे पादौ प्रविष्टा रत्नालयम् ।

ચંદ્રભાગા, જાંબવતી અને ગોમતી મળીને પંચનદ તીર્થ થાય છે.[૮]
[૨] આબુ ઉપર ગોમુખી.[૯]

[૩] માર્કંડેય,[૧૦] બ્રહ્માંડ,[૧૧] પદ્મ,[૧૨] વ૦ હિમાલયમાંથી નીકળતી ગોમતી આપે છે તે કદાચ કાશી પાસે ડાબેથી ગંગાને મળતી[૧૩] ગૂમતી હોય. [૪] ઋગ્વેદ (૧૦ : ૭૫.૬)ની गो-मती તે કદાચ હાલની સિન્ધુની પશ્ચિમની એક શાખા ગોમલ હોય.[૧૪]

## गौर्जर

[૧]ગુજરાત. જુઓ गुर्जरात्र.

## चन्द्रभागा

[૧] નદી, સાબરમતીને અમદાવાદની પશ્ચિમે દૂધેશ્વર (અને હાલના હરિજન આશ્રમ) પાસે મળનારી નદી.[૧] તેનું માહાત્મ્ય, તેને તટે ચન્દ્રેશ્વર દેવને કારણે.[૨]

[૨] દ્વારકા પાસેની નદી.[૩]
ઉપરાંત [૩] હિમાલયમાંથી નીકળેલી નદીઓમાંની એકનું નામ પણ ચંદ્રભાગા છે.[૪]

---

૮ જુઓ पञ्चनद ૧.
૯ જુઓ अर्बुदक्षेत्र ૮.
૧૦ મા ૫૪.૧૭
૧૧ બ્રપૂબ્ર ૧૬.૨૬
૧૨ પસ્વ ૬ ૧૪
૧૩ મવ ૮૨.૭૦
૧૪ મુર સંસ્કૃત ટેક્સ્ટસ ૨ પૃ૦ ૩૫૭.

गौर्जर
૧ ભપ્રતિ ૨.૧૨ गौर्जरं च महाराष्ट्रम्....॥

चन्द्रभागा
૧ પઉ ૧૫૫.૩
૨ „ ૧૫૬ ૪
૩ જુઓ पञ्चनद ૧.
૪ બ્રપૂબ્ર ૧૬.૨૫; કૂપૂ ૪૭.૨૮

चमत्कारपुर

હાલનું વડનગર. તેનું સત્યયુગનું નામ.

વંથળીના વિ. સં. ૧૩૪૬ના શિલાલેખમાંના श्रीमच्चमत्कारपुरद्विज- —શબ્દો ઉપરથી તે સમયમાં ચમત્કારપુર નામના સ્થળનો પુરાવો મળે છે. આનર્તપુર–આનંદપુર–વડનગર તે ચૌદમીસદી સુધી ચમત્કારપુર નામે ઓળખાતું હશે? કે સૌરાષ્ટ્રના જ કોઈક સ્થળનું આ સંસ્કૃતીકૃત નામ હશે? એ સમયે ચમત્કારપુર નામ મળે છે એ હકીકત પણ પૂરતી રસપ્રદ છે.

જુઓ आनर्तपुर, हाटकेश्वरक्षेत्र.

चमत्कारपुरक्षेत्र

તેજ હાટકેશ્વરક્ષેત્ર, વડનગરની આસપાસનું. પહેલા તે હાટકેશ્વરક્ષેત્ર નામે ઓળખાતું, તે ચોમેર ફરતું પાંચ કોશ છે.[1] ચમત્કાર રાજાએ બ્રાહ્મણો માટે કર્યું તેથી તેનું આ નામ પડ્યું.[2]

જુઓ हाटकेश्वरक्षेत्र.

चम्पकनगर

ચાંપાનેર.[1] ત્યાંનો વિદારુણ નામે દુષ્ટ રાજા કુષ્ઠરોગી હતો તે વેત્રવતી (વાત્રક) નદી કાંઠે અચાનક આવી ચડતાં સ્નાનથી રોગમુક્ત થાય છે.

વાત્રક નજીકનું આ નગર ચાંપાનેર સંભવે છે.

:चूडामणी

ઉજ્જયિનીનું પાંચમા કલ્પમાં આ નામ હતું.[1]

---

चमत्कारपुर

१ જુઓ हाटकेश्वर १५,९८

चमत्कारपुरक्षेत्र

१ જુઓ हाटकेश्वर १.

२ સ્કંના १६.६

चम्पकनगर

१ ५३ १३३ ५ चम्पके नगरे चैव . . ।

चूडामणी

१ જુઓ अवन्तिक्षे १.

जयन्त

ઉજ્જયન્તનું પાઠાન્તર.[1] બીજાં પુરાણો જ્યાં पुष्पगिर्युज्जयन्तौ[2] આપે છે ત્યાં વરાહ कृष्णगिरिजयन्त આપે છે એ રસપ્રદ છે.

કનિંગહામ 'જયન્ત'નો ઉલ્લેખ કરે છે.[3]

જુઓ उज्जयन्त.

तलस्वामी

તુલસીશ્યામ[1] (?). જુઓ प्रभासक्षेत्र.

तापी

નદી, વિન્ધ્યમાંથી નીકળતી નદીઓમાંની એક.[1] છાયાએ તાપી અને શનૈશ્ચર એ જોડકાને જન્મ આપ્યો હતો.[2]

મહાદેવગિરિની પશ્ચિમે મુલ્તાઈના માલપ્રદેશમાં તાપીનું મૂળ છે. મધ્યપ્રાંત અને વાયવ્ય વરાડની તે કુદરતી સીમારેખા બની રહે છે. બુરહાનપુરમાં પસાર થઇ મુંબઇ ઈલાકામાં આવી સુરત આગળ સમુદ્રને મળે છે.[3]

શતપથબ્રાહ્મણની 'સદાનીરા'ની કોઇ ગંડક સાથે તો કોઈ તાપી સાથે એકતા માને છે.[4]

સ્કન્દપુરાણાન્તર્ગત તાપી માહાત્મ્ય છે. પણ તે મારા જોવામાં આવ્યું નથી. તેનો ગુજરાતી પદ્યાનુવાદ કામરેજનિવાસી વૈદ્ય સદાશિવ-

---

जयन्त

१ व ८५ ३ ... कृष्णगिरिजयन्तैरावत...इत्येते क्षुद्रपर्वताः ।

૨ જુઓ उज्जयन्त २.

૩ „ १४.

तलस्वामी

૧ સ્કપ્રપ્ર ૩૩૦.૨-૩

तापी

૧ મ ૧૧૪.૨૭, કૂપૂ ૪૭.૩૪, વાપૂ ૪૬.૧૦૨, બ્રપૂબ્ર ૧૬.૩૨, મા ૫૪.૨૪

૨ સ્કબ્રાબ્ર ૫૬.૫૦.

૩ રીઇ પૃ૦ ૪૨.

૪ „ પૃ૦ ૨૮.

છુવા વા ગર્ગેએ સ. ૧૯૮૦મા પ્રસિદ્ધ કર્યો છે તેમાં પ્રત્યેક અધ્યાય-ના આરંભ તેમજ અતમા થોડા થોડા શ્લોક ઉધ્ધૃત કર્યા છે તાપીનુ માહાત્મ્ય અને તાપીતટના તીર્થોની સૂચિ શ્રી ગર્ગેકૃત 'તાપી પુરાણું' યાને 'શ્રી તાપી માહાત્મ્ય'ને આધારે અહી સક્ષેપમાં આપ્યાછે.

ઉત્પત્તિ : આષાઢ સુદ ૭ ને રવીવારે તાપી નદી ઉત્પન્ન થઈ, ને દિવસ જન્નસપ્તમી કહેવાય છે[૫]

માહાત્મ્ય 'ત્રણુ તાપને ટાળે માટે, તાપી નામ એ સત્યરે,' તેના ૧૮ નામ લેખાય છે.[૬] ગગાદિ નદીઓ ન હતી તે પહેલાની તે નદી નીકળી છે[૭] ગગા ગયાદિ તીર્થોમા સ્નાનદાનથી જે ફળ છે તે સૂર્યદેહા-તાપીનો પ્રભાવ સાભળવા માત્રથી છે.[૮] કહેવાય છે કે 'ગગાપાને, ગોદાસ્નાને, રેવાદર્શને, તાપીસ્મરણે'

તીર્થો રામક્ષેત્ર[૯] ઉચ્ચશ્રવેશ્વર, ઉષ્ણુકેશ્વર, ગોદાનદીસગમ.[૧૦] સનંદનેશ્વર, મૃક ડેશ્વર[૧૧] ઉચ્ચૈશ્વર.[૧૨] રથાલેશ્વર[૧૩] પ્રકાશતીર્થ.[૧૪] ગૌતમેશ્વર અક્ષરમાલા.[૧૫] કર કેશ્વર[૧૬] ખંજનેશ્વર.[૧૭] નિર્ધુતપ્રાચી.[૧૮] ભીમેશ્વર.[૧૯] શિવતીર્થ, ચડિકા[૨૦] કશ્યપી સંગમ, પાપધૌત.[૨૧] અક્ષરેશ્વર.[૨૨] સામાર્ક[૨૩] પ્રેતશિલા[૨૪] ગગેશ્વર.[૨૫] અર્જુનેશ્વર[૨૬] વાસવેશ્વર, ચક્રેશ્વર[૨૭] ધારેશ્વર.[૨૮] અગ્નિકેશ્વર.[૨૯] મહિષેશ્વર.[૩૦] આમર્દકેશ્વર[૩૧] કપિ

---

૫ તા ૧૪
૬ ,, ૨.
૭ ,, ૩.૫
૮ ,, ૧.૬૨
૯ ,, ૩.
૧૦ ,, ૫.
૧૧ ,, ૬.
૧૨ ,, ૭.
૧૩ ,, ૮.
૧૪ ,, ૯.
૧૫ ,, ૧૦
૧૬ ,, ૧૧.
૧૭ ,, ૧૨.
૧૮ ,, ૧૩.
૧૯ તા ૧૫
૨૦ ,, ૧૬
૨૧ , ૧૭.૧૯
૨૨ ,, ૧૮.
૨૩ ,, ૨૦
૨૪ ,, ૨૧.
૨૫ ,, ૨૨.
૨૬ ,, ૨૩.
૨૭ ,, ૨૪.
૨૮ ,, ૨૫
૨૯ ,, ૨૬.
૩૦ ,, ૨૭.
૩૧ ,, ૨૮.

લેશ્વર, પાતાલશિવ[૩૨] બધિરેશ્વર.[૩૩] વ્યાઘ્રેશ્વર, અત્યેશ્વર ભીમેશ્વર.[૩૪] ગમેશ્વર, મુકતેશ્વર, રામકુંડ, મુક્તતીર્થ.[૩૫] અશ્વેશ્વર, ભૂતકોટીશ્વર, વીર હામંગમ[૩૬] પિપ્પલપ્રસ્થ[૩૭] બહુધાન્યક્ષેત્ર, ગૌતમેશ્વર, ગૌતમી[૩૮] ઉલ્કેશ્વર.[૩૯] નલિનેશ્વર, નારદેશ્વર, નાગદીગંગા[૪૦] રત્નેશ્વર રત્નાવલી સંગમ[૪૧] વરુણેશ્વર[૪૨] ભીમેશ્વર.[૪૩] શંખતીર્થ.[૪૪] કશ્યપેશ્વર.[૪૫] મોક્ષેશ્વર[૪૬] ભૈરવી[૪૭] ભૈરવક્ષેત્ર, નિર્ધુતપાપેશ્વર[૪૮] ઋણમોચનતીર્થ[૪૯] કપાલેશ્વર[૫૦] કામાપુરી એ ચંદ્રેશ્વર—'આ તીર્થો કામરેજ ગામે બધાંએ ઓવારો છે ત્યા છે'[૫૧] અમૃતેશ્વર—'કોટ પાસે ધોબીઘાટપર પાણીમા ડૂબેલ છે ત્યા છે'[૫૨] ફલતીર્થ.[૫૩] ગૌરીતીર્થ.[૫૪] ચંદ્રપ્રભાસ[૫૫] કોટીશ્વર[૫૬] એકવીરાદેવી.[૫૭] ભવમોચન[૫૮] હરિહરક્ષેત્ર, રાજશિલા[૫૯] ખોલત્રડે–અસ્યનટ[૬૦] અમરીશેશ્વર[૬૧] અશ્વિનીતીર્થ.[૬૨] કાન્તારેશ્વર, ભરતેશ્વર[૬૩] ગુપ્તેશ્વર.[૬૪] વારીતાપીક્ષેત્ર (વરીઆવ), વિઘ્નેશ્વર, સુવર્ણેશ્વર, લોભેશ્વર, નારદેશ્વર, તપતેશ્વર[૬૫] કુરુક્ષેત્ર (જહાંગીરપરા). કુરુવેશ્વર.[૬૬] સેના

---

૩૨ તા ૨૯
૩૩ ,, ૩૦
૩૪ ,, ૩૧.
૩૫ ,, ૩૨.
૩૬ ,, ૩૩
૩૭ ,, ૩૪
૩૮ ,, ૩૫.
૩૯ ,, ૩૬
૪૦ ,, ૩૭.
૪૧ ,, ૪૦
૪૨ ,, ૪૧
૪૩ ,, ૪૨.
૪૪ ,, ૪૩
૪૫ ,, ૪૪.
૪૬ ,, ૪૫
૪૭ ,, ૪૬.
૪૮ ,, ૫૦
૪૯ ,, ૫૧.
૫૦ તા ૫૨
૫૧ ,, ૫૨.
૫૨ ,, ૫૩
૫૩ ,, ૫૪
૫૪ ,, ૫૫.
૫૫ ,, ૫૬.
૫૬ ,, ૫૭
૫૭ ,, ૫૮
૫૮ ,, ૫૯.
૫૯ ,, ૬૦
૬૦ ,, ૬૧
૬૧ ,, ૬૨
૬૨ ,, ૬૩
૬૩ ,, ૬૪.
૬૪ ,, ૬૫
૬૫ ,, ૬૬
૬૬ ,, ૬૭.

સંગમ, રામેશ્વર ગમકુંડ : 'આ તીર્થ ઓલપાડમાં છે.'[૬૭] ઉરપનનક્ષેત્ર (ઓલપાડ), વન્હિતીર્થ.[૬૮] સિધ્ધેશ્વર.[૬૯] અટગ્યેશ્વર.[૭૦] ગમેશ્વર (રામધેના)[૭૧] સોમેશ્વર[૭૨] તનેશ્વર[૭૩] નાગેશ્વર, જરત્કારેશ્વર, મોરાકૂપ, તાપીસાગરસંગમ.[૭૪]

ટોલેમી Nanagouna આપે છે તે નાનાગુણા–'વિવિધ ગુણવાળી'–તાપી હોવી જોઇએ એમ મેકક્રિન્ડલ કહે છે[૭૫] કેમ્પબેલ સૂચવે છે કે ટોલેમીએ નાના ધાટને ભૂલથી નદી તરીકે ગણી લીધો ન હોય.[૭૬]

दुर्जयन्त

ઉજ્જયન્તનો ભ્રષ્ટ પાઠ[૧] જુઓ उज्जयन्त.

द्वारका

સૌરાષ્ટ્રમાં એક નગરી, પ્રાચીન આનર્તની રાજધાની.

મહાભારત આદિપર્વમાં અર્જુનને કૃષ્ણ પ્રભાસ આગળ મળીને ત્યાથી નીકળી રાતવાસો રૈવતક રહી દ્વારકા લઇ આવ્યાનું વર્ણન છે.[૧]

મહાભારતની કુંભકોણમ્ આવૃત્તિ પ્રમાણે દ્વારકા વિશે નીચેની વધુ વીગતો પણ મળે છે રૈવતક અને દ્વારકા વચ્ચે ઉપવન હોવાનો ઉલ્લેખ છે. રૈવતક ઉપરના ઉત્સવમા ભાગ લઇ યાદવો દ્વારકા ભણી પાછા વળતા હતા ત્યા વચ્ચે અર્જુન યતિ વેષે બેઠેલો એમને મળે છે.[૨]

---

૬૭ તા ૬૮.
૬૮ ,, ૬૯.
૬૯ ,, ૭૦.
૭૦ ,, ૭૧.
૭૧ ,, ૭૨.
૭૨ તા ૭૩.
૭૩ ,, ૭૪.
૭૪ ,, ૭૫.
૭૫ ટો પૃ૦ ૪૮.
૭૬ ,,

दुर्जयन्त

૧ જુઓ उज्जयन्त ५

द्वारका

૧ મઆ ૨૧૦.—
तौ विहृत्य यथाकामं प्रभासे कृष्णपाण्डवौ ।
महीधर रैवतक वासायैवाभिजग्मतुः ॥ ८
रथेन कांचनागेन द्वारकामभिजग्मिवान् ॥ १५

૨ મઆ (કુંભ૦) ૨૪૦ —
द्वारकाया उपवने तस्थौ वै कार्यसाधन ॥ १
निवृत्ते उत्सवे तस्मिन्गिरौ रैवतके तदा ।
वृष्णयोप्यगमन्सर्वे पुरीं द्वारवतीमनु ॥ २

દ્વારકા પાસે જ સમુદ્રમાં દ્વીપ હોવાનું સમજાય છે. સુભદ્રાના મંગલ માટે મહાદેવનો મહોત્સવ 'અંતર્દ્વીપ'માં કરવાનો નગરમાં પડો વગાડવામાં આવ્યો હતો.[3] પુરવાસીઓ સમુદ્રમાં નાવથી ગયાનું વર્ણન છે.[4] સુભદ્રાનું હરણ કરી અર્જુન દ્વારકામાંથી નીકળ્યો તે રૈવતકદ્વાર જોતો જોતો નીકળ્યો એમ કહ્યું છે.[5] બીજા પાઠ પ્રમાણે સુભદ્રા રૈવતગિરિની પૂજા કરવા ગયેલી ત્યારે એ પ્રદક્ષિણા કરીને દ્વારકા તરફ જતી હતી એ વખતે અર્જુન એનું હરણ કરી ગયો[6] અને અર્જુન રૈવતક છોડયા પછી ઉજ્જયિની શિખર વટાવી, આનર્તરાષ્ટ્રનાં વાવકૂવા તળાવ વટાવી અગ્ગુદ પર્વત પડખે થઈ, સાલ્વ, નિષધ, વગેરે દેશ પાર કરી હસ્તિનાપુર જાય છે[7] એમ કહ્યું છે. મહાભારત–સભાપર્વમાં કૃષ્ણને દ્વારકા શા માટે વસવાટ કરવો પડયો તેનું અને દ્વારકાનું વર્ણન છે. મગધના રાજા અને કંસના સસરા જરાસંધે યાદવો ઉપર અનેક આક્રમણો કર્યાથી ત્રાસીને કૃષ્ણે યાદવોને સુરક્ષિત સ્થાને રાખવાના ઇરાદાથી મથુરા છોડીને દ્વારકા રહેવાનું નક્કી કર્યું.[8] યાદવોએ પશ્ચિમ દિશાએ

---

૩ મભા (કુંભ૦) ૨૪૧.૭૧

इतश्चतुर्थेऽहनि अंतर्द्वीपं तु गम्यताम् ॥

૪ મભા (કુંભ૦) ૨૪૧.૭૬

समुद्रं प्रययुर्नौभिः सर्वे पुरनिवासिनः ।

૫ મભા (કુંભ૦) ૨૪૩.૩૮

प्रेक्षन्रैवतकद्वारं निर्ययौ भरतर्षभ ॥

૬ મભા (કુંભ૦) ૨૪૪. પાદટીપ

सुभद्रात्वथ शैलेन्द्रमभ्यर्च्यैव हि रैवतम् ।
दैवतानि च सर्वाणि ब्राह्मणान् स्वस्तिवाच्य च ॥ ६
प्रदक्षिणं गिरेः कृत्वा प्रययौ द्वारकां प्रति ।
तामभिद्रुत्य कौन्तेयः प्रसह्यारोपयद्रथम् ॥ ७

૭ મભા (કુંભ૦) ૨૪૫.—

पुरोद्यानमतिक्रम्य विशालं च गिरिव्रजम् ॥ २८
सानुमुज्जयिनीं चैव वनान्युपवनानि च ॥ २९

૮ મસ ૧૩.૬૫

वयं चैव महाराज जरासन्धभयात्तदा ।
मथुरां सपरित्यज्य गता द्वारवतीं पुरीम् ॥

રૈવતપર્વતથી શોભતી એવી રમ્ય કુશસ્થલી પુરીમાં જઈ વાસ કર્યો અને એના દુર્ગનું સમારકામ કર્યું. દુર્ગનું વર્ણન કરતાં કહે છે કે દેવો પણ તેને પામી–મેળવી–જીતી શકે નહિ અને સ્ત્રીઓ પણ એ પુરીમાં રહી યુદ્ધ કરી શકે, વૃષ્ણિમહારથીઓની તો પછી વાત જ શી? ત્યાં રહેવાથી કશેયી ભય રહેશે નહિ એમ યાદવોને લાગ્યુ. તેઓ મોટા ગિરિને અને માધવીતીર્થને જોઈ (અને મગધરાજથી છૂટયા એમ સમજાતાં) બહુ જ આનંદમાં આવી ગયા.[૯]

'અમે પ્રાગ્જ્યોતિષપુર ગયેલા છીએ એમ જાણીને એ દુષ્ટ (શિશુપાલે) ભાણેજ હોવા છતાં, ભોજરાજ રૈવતક ગિરિ ઉપર ક્રીડા કરતો હતો ત્યારે હે રાજાઓ, દ્વારકાને બાળી,' એમ કૃષ્ણ કહે છે.[૧૦]

શિશુપાલવધ પછી, કૃષ્ણ હજી તો ઇન્દ્રપ્રસ્થ હતા ને શિશુપાલનુ વેર લેવા માર્તિકાવત સૌભનો રાજા સાલ્વ સૂતી પડેલી દ્વારકા ઉપર ચડાઈ કરી ગયો અને તેને બાગબગીચા સમેત છિન્નભિન્ન કરી નાખી.[૧૧]

---

૯ મસ ૧૩.—

इति सचिन्त्य सर्वे स्म प्रतीचीं दिशमाश्रिता ।
कुशस्थलीं पुरीं रम्यां रैवतेनोपशोभिताम् ॥ ४९
पुनर्निवेशनं तस्यां कृतवन्तो वय नृप ।
तथैव दुर्गसंस्कारं देवैरपि दुरासदम् ॥ ५०
स्त्रियोऽपि यस्या युद्धेयु किंमु वृष्णिमहारथाः ।
तस्या वयममित्रघ्न निवसामोऽकुतोभया. ॥ ५१
आलोच्य गिरिमुख्य त माधवीतीर्थमेव च ।
माधवाः कुरुशार्दूल परां मुदमवाप्नुवन् ॥ ५२

કુંભકોણમ્ આવૃત્તિ છેલ્લા શ્લોકમા मागध तीर्णमेव च । આપે છે. શ્રી. દુ કે. શાસ્ત્રીજી પાસે એ પાઠ છે.

૧૦ મસ ૪૨.—

अदहद्द्वारकामेव स्वस्रीय सन्नराधिपा ॥ ७
क्रीडतो भोजराजस्य एष रैवतके गिरौ । ८

૧૧ મવ ૧૫—

श्रुत्वा तं निहत साल्वस्तीव्ररोषसमन्वित' ।
उपायाद्द्वारका शून्यामिहस्थे मयि भारत ॥ ७
पुरोद्यानानि सर्वाणि भेदयामास दुर्मति. ॥ ७

પછીથી સાલ્વ સામે દ્વારકાનું રક્ષણ કરવા માટે જે પગલાં લેવામાં આવ્યાં તેનું વર્ણન છે.[૧૨] તે ઉપરથી દ્વારકાના સ્થળનું લશ્કરી દૃષ્ટિએ મહત્ત્વ સમજાય છે નદીના પૂલો તોડી પાડવામા આવ્યા. નાવની મનાઈ કરવામાં આવી ખાઈ ઓને ખીલાથી વ્યાપ્ત કરવામાં આવી આજુબાજુ કોશકોશ જમીન વિષમ કરી દેવામાં આવી; જો કે દ્વારકાનો દુર્ગ કુદરતી રીતે જ કપરો હતો અને કુદરતી રીતે જ સુરક્ષિત હતો.

દક્ષિણદિશાનાં સુરાષ્ટ્રનાં તીર્થો ગણાવતા પ્રભાસ, પિંડારક, ઉજ્જયન્ત પછી દ્વારવતી પણ ગણાવવામાં આવી છે.[૧૩]

શલ્યપર્વમાં બલરામ દુર્યોધન–ભીમના ગદાયુદ્ધ પછી દ્વારકા ગયા એમ કહ્યું છે.[૧૪]

સૌપ્તિકપર્વ અશ્વત્થામા દ્વારકા જઈને રહ્યા એમ કહી તરત જ બીજા શ્લોકમાં કેટલાક વખત પછી અશ્વત્થામા દ્વારવતીની પછવાડે સમુદ્રને છેડે રહેતા હતા એવો ઉલ્લેખ કરે છે.[૧૫]

મૌસલપર્વમાં દ્વારકાના ઉલ્લેખો આવે છે. પ્રભાસમા યાદવોનો નાશ થયા પછી કૃષ્ણ એકવાર દ્વારકા જઈ આવે છે.[૧૬] અર્જુન હસ્તિનાપુરથી આવીને વિધવા સ્ત્રી જેવી દ્વારકાને જુએ છે.[૧૭] અર્જુનને વસુદેવ

---

૧૨ મવ ૧૬ —

सक्रमा भेदिता सर्वे नावश्च प्रतिषेधिताः ।
परिखाश्चापि कौरव्य कीलैः सुनिचिता कृताः ॥ १५
समन्तात्क्रोशमात्र च कारिता विषमा च भूः ॥ १६
प्रकृत्या विषम दुर्ग प्रकृत्या च सुरक्षितम ॥ १७

૧૩ મવ ૮૦.૮૨

મવ ८६.२१ पुण्या द्वारवती तत्र यत्रासौ मधुसूदन. ।

૧૪ મશ ६१.३८

श्वेताभ्रशिखराकारः प्रययौ द्वारकां प्रति ॥

૧૫ મસૌ ११.—

अवसद्द्वारकामेत्य वृष्णिभिः परमार्चित ॥ ११
स कदाचित्समुद्रान्ते वसन्द्वारवतीमनु ॥ १२

૧૬ મમૌ ५ ७ ततः पुरीं द्वारवतीं प्रविश्य ।

૧૭ મમૌ ६.४

ददर्श द्वारकां वीरो मृतनाथामिव स्त्रियम् ॥

કહે છે કે અર્જુન આવી પહોંચશે એટલે સમુદ્ર કોટકિલ્લાવાળી આ નગરીને ડુબાડી દેશે.[૧૮] અર્જુન અવશેષ રહેલાંઓને કહે છેઃ ચાલો, હવે સમુદ્ર નગરીને ડુબાડશે.[૧૯] માણસો બહાર નીકળ્યાં ત્યાં સમુદ્રે રત્નભરેલી દ્વારકાને ડુબાડી. અર્જુન જેટલી જેટલી જમીન છોડતો ગયો તેટલી તેટલી સાગર ડુબાડતો ગયો. દ્વારકાવાસીઓ આ અદ્ભુત જોઈને 'અહો દૈવ!' બોલતા ઝટઝટ ચાલવા માંડયા.[૨૦]

હરિવંશમાં મળતી દ્વારકાની હકીકત બહુ જુદી નથી. માત્ર જરાસંધના જ[૨૧] નહિ, પણ કાલયવનના[૨૨] ભયથી પણ યાદવોને દ્વારકા વસાવવી પડી. તે સિન્ધુરાજના દેશમાં રાજાની વિહારભૂમિ તરીકે હતી, રૈવતકપર્વત તેનાથી દૂર નહિ એ રીતે હતો.[૨૩] વિશાળ સાગરકિનારાવાળી અને બધી બાજુથી પાણી હોય એ રીતે વચ્ચે આવેલી, દેવો પણ ન

---

૧૮ મભૌ ૭.૨૨
इमां च नगरीं सद्यः प्रतियाते धनंजये ।
प्राकाराट्टालकोपेतां समुद्रः प्लावयिष्यति ॥

૧૯ મભૌ ૮.૧૧
इदं तु नगरं सर्वं समुद्रः प्लावयिष्यति ॥

૨૦ મભૌ ૮.—
नियति तु जने तस्मिन्सागरो मकरालयः ।
द्वारकां रत्नसंपूर्णां जलेनाप्लावयत्तदा ॥ ४२
यद्यद्धि पुरुषव्याघ्रो भूमेस्तस्य व्यमुंचत ।
तत्तत्संप्लावयामास सलिलेन स सागरः ॥ ४३
तदद्भुतमभिप्रेक्ष्य द्वारकावासिनो जनाः ।
तूर्णात्तूर्णतरं जग्मुरहो दैवमिति ब्रुवन् ॥ ४४

૨૧ હવ ૫૬.૩૫
जरासन्धभयाच्चैव पुरीं द्वारवतीं ययौ ॥

૨૨ હવ ૩૫.—
गमेता मंत्रयामासुर्यवनस्य भयात्तदा ॥ २०
कुशस्थलीं द्वारवतीं निवेशयितुमीप्सवः ॥ २२

૨૩ હવિ ૫૬.—
विषयं सिन्धुराजस्य शोभितं पुरलक्षणैः ॥ १६

ઉતી શકે એવી, હતી.[24] પુરદ્વારના ભૂષણ તરીકે 'ગિરિશ્રેષ્ઠ રૈવત પર્વત હતો.[25] દ્વારકા એક વારિ દુર્ગ હોવાનું કહ્યું છે.[26] જમીન ટૂંકી પડે તો સમુદ્ર આવશે એમ કૃષ્ણને ગરુડ કહે છે.[27] કૃષ્ણ સમુદ્ર પાસે બાર યોજન ભૂમિ 'મારામાં તને માન્યતા હોય તો તારી જાતને સંકોચાવ' એમ કહી માગે છે.[28] મહાર્ણવે જમીન આપતાં કરીને દ્વારકા બની તે એક રૈવત જ નહિ પણ પાંચ પર્વતથી શોભતી.[29] પિણ્ડારક આગળ ની જળક્રીડાના વર્ણનમાં કેટલાક રૈવતક જઈને પાછા આવે છે એમ કહ્યુ છે. એટલે પિંડારક બહુ દૂર નહિ હોય એમ લાગે છે.[30] ઉપર, ચોમેર પાણી છે એમ કહ્યું છે, પણ પૌણ્ડ્ર રાતોરાત દ્વારકા પર ચઢે

---

तत्र रैवतको नाम पर्वतो नातिदूरतः ॥ २७
विहारभूमिस्तत्रैव तस्य राज्ञः सुनिर्मिता ।
नाम्ना द्वारवती नाम स्वायताष्टापदोपमा ॥ २९
केशवेन मतिस्तत्र पुर्यर्थे विनिवेशिता ॥ ३०

૨૪ હવિ ૫૫.૧૮૩
सागरानूपविपुलां प्रागुदक्प्लवशीतलाम् ।
सर्वतोदधिमध्यस्याममेथ्यां त्रिदशैरपि ॥

૨૫ હવિ ૫૫.૧૧૦
रैवतं च गिरिश्रेष्ठं कुरु देव सुरालयम् ।
नन्दनप्रतिमं दिव्यं पुरद्वारस्य भूषणम् ॥

૨૬ હવિ ૫૭.૫
द्वारकां च समासाद्य वारिदुर्गां जनार्दनः ॥

૨૭ હવિ ૫૫.૧૩
यदि स्यात्संवृतां भूमिं प्रदास्यति महोदधिः ।

૨૮ હવિ ૫૮.૩૬
समुद्र दश च द्वे च योजनानि जलाशये ।
प्रतिसंह्रियतामात्मा यद्यस्ति मयि मान्यता ॥

૨૯ હવિ ૬૩.૨૨
महार्णवपरिक्षिप्ता पंचपर्वतशोभिता ।

૩૦ હવિ ૮૮.૫૨
केचिद्रैवतकं गत्वा पुनरायान्ति भारत ।

આવે છે ત્યારે યુદ્ધવર્ણનમાં હાથીઓ હાથી સાથે લડયાનું કહ્યું છે.[૩૧] રાતની રાતમાં હાથીઓ શી રીતે ઉતાર્યા હશે એ સમજાય એવું નથી, ખાસ કરીને જ્યારે કૈલાસ જતાં પૂર્વે કૃષ્ણે દ્વારકામાંથી જતાં આવતાં માણસોને મુદ્રા વગર જવા આવવા ન દેવાનો પાકો બંદોબસ્ત ( આજની જેમ ) કર્યો હતો.[૩૨] કદાચ યુદ્ધવર્ણનમાં ચતુરંગ સૈન્ય લાવવું જોઇએ એથી માત્ર કવિવર્ણન જ હોય. બલરામ એકલવ્યને હરાવી ભગાડે છે ત્યારે એ કોઇ બીજા દ્વીપમાં પાંચ યોજન દૂર ગયાનું કહ્યું છે.[૩૩] ત્યાં મીઠું બહુ પાકતું. બ્રહ્મદત્ત રાજાના યજ્ઞમાં કૃષ્ણને હંસડિમ્ભક બહુ બહુ મીઠું લઇને આવવા ફરમાવે છે.[૩૪]

હરિવંશમાં ફરીથી દ્વારવતીનિર્માણનું વર્ણન છે. કૃષ્ણ વજ્રનાભનો વધ કરીને પાછા દ્વારકા આવે છે ત્યારે ઇન્દ્ર વિશ્વકર્માને બોલાવી દ્વારકાને અમરાવતી જેવી બનાવવા કહે છે, કેમકે કૃષ્ણ દેવોના કામમાં હમેશ ઉદ્યત રહે છે. વિશ્વકર્માએ તે મુજબ કર્યું.[૩૫] પૂર્વદિશાએ રૈવતક પર્વત, દક્ષિણમાં પંચવર્ણ, પશ્ચિમમાં ક્ષય અને ઉત્તરમાં વેણુમાન્ પર્વત હતા અને પાંચજન્ય આદિ ચાર વન હતાં.[૩૬] પચાસ મોટાં મુખ-

---

૩૧ હભ ૬૪.૧૦

हया हयैः समायुक्ता गजाश्च गजयूथपैः ।

૩૨ હભ ૭૪.—

मुद्रया सह गच्छन्तु राज्ञो ये गन्तुमीप्सव. ।' २४

न चामुद्रः प्रवेष्टव्यो द्वारपालस्य पश्यतः । २५

૩૩ હભ ૧૦૨.—

सागरं च प्रविश्याशु गत्वा योजनपंचकम् ॥ ५

कंचिद्द्वीपान्तरं राजन् प्रविश्य न्यवसत्तदा ॥ ६

૩૪ હભ ૧૧૫.૨૮

लवणानि बहून्याशु प्रगृह्य त्वरितं भवान् ।

૩૫ હવિ ૬૮.—

प्रियमिच्छसि चेत्कर्तुं मघं शिल्पवतां वर ॥ ४

कुरुष्व विबुधश्रेष्ठ यथा मम पुरी तथा ॥ ५

૩૬ હવિ ૬૮.—

यसौ रैवतकः शैलो रम्यसानुगुहाजिरः ।

पूर्वस्यां दिशि लक्ष्मीवान्मणिकांचनतोरणः ॥ १४

વાળી મહાનદી ( મોટી નદી ? કે એ નામની નદી ? ) દ્વારવતીમા થઈને વહી[૩૭] આઠ યોજન દ્વારકાનો વિસ્તાર હતો બાર યોજન પહોળાઈ હતી અને ઉપનગરોમાં એથી બમણી જગા રોકાયેલી હતી[૩૮] સ્ત્રીઓ પણ ત્યા રહી લડી શકે તો વૃષ્ણિ યોદ્ધાઓની તો વાત જ શી ![૩૯]

વિષ્ણુપુરાણ[૪૦] મા હરિવંશને લગભગ મળતી હકીકત છે કૃષ્ણે વિચાર કર્યો કે કાલયવન સાથે લડાઈમા યાદવોનું લશ્કર ખલાસ થયુ તો પછીથી જરાસંધ સામે ટકી રહેનારું નહિ અને જરાસંધ સાથે લડ્યા તો પછી યવનને હાથે હાર ખાવી પડે માટે આ બંને બાજુની મુશ્કેલીમાથી યાદવોને છોડવવા દુશ્મનો ફાવી ન શકે એવો કિલ્લો કરવો જ્યા સ્ત્રીઓ પણ લડી શકે, યાદવવીરોનું તો પછી કહેવુ જ શું ?—એમ વિચાર કરી

---

दक्षिणस्या लताविष्ट पचवर्णा विराजते ।
इन्द्रकेतुप्रतीकाश पश्चिमाया तथा क्षय ॥ १५
उत्तरा दिशमत्यर्थ विभूषयति वेणुमान् ॥ १६
चित्रक पचवर्णं च पाचजन्य वन महत् ।
सर्वर्तुकवन चैव भाति रैवतक प्रति ॥ १७

૩૭ હવિ ૧૮ ૨૩
महानदी द्वारवतीं पचाशद्भिर्महामुखैः ।
प्रविष्टा पुण्यसलिला भावयन्ती सम तत ॥

૩૮ હવિ ૧૮ ૨૭
अष्टयोजनविस्तीर्णामचला द्वादशायताम् ।
द्विगुणोपनिवेशा च ददर्श द्वारकां पुरीम् ॥

૩૯ હવિ ૧૮ ૨૯

૪૦ વિપ ૨૩—
कृष्णोपि चिंतयामास क्षपितं यादव बलम् ।
यवनेन रणे गम्य मागधस्य भविष्यति ॥ ९
मागधस्य बल क्षीण स कालयवनो बली।
हंतैतदेवमायातं यदूनां व्यसनं द्विधा ॥ १०
तस्माद्दुर्गं करिष्यामि यदूनामरिदुर्जयम् ।
स्त्रियोऽपि यत्र युद्ध्युः किं पुनर्वृष्णिपुंगवा ॥ ११
इति संचिंत्य गोविंदो योजनानां महोदधिम् ।
ययाचे द्वादश पुरीं द्वारकां तत्र निर्ममे ॥ १२

કૃષ્ણે સમુદ્ર પાસે બાર યોજન જમીનની માગણી કરી ને તેની ઉપર દ્વારકાનું નિર્માણ કર્યું

વિષ્ણુપુરાણમા રૈવત આવીને જુએ છે તો પોતાની નગરી કુશસ્થલી બદલાઈ ગઈ છે ને તે હવે દ્વારકા બની છે અને મનદેવ ત્યા રહે છે ૪૧ અને રૈવતની ગેરહાજરીમાં પુણ્યજન રાક્ષસોએ કુશસ્થલીનો નાશ કર્યો હતો એમ કહ્યુ છે ૪૨ વિષ્ણુપુરાણ( અશ ૫ ૩૮ ૯-૧૧)૪૩ મા દ્વાર માના સાગરનિમજ્જનની કથા આપી છે શૂન્ય દ્વારકાને મહોદધિએ ડૂબાડવા માડી પણ એક કૃષ્ણના ગૃહને સાગર ડૂબાડતો નથી. અત્યારે પણ મહાસાગર એ સ્થાન-જ્યાં કૃષ્ણ રહેતા હતા તે ઓળગવા સમર્થ થયો નથી ત્યાં કૃષ્ણ હમેશ હાજર રહે છે વિષ્ણુની શ્રીવાળુ સર્વ પાપનો નાશ કરનાર મહાપુણ્યવતુ તે સ્થાન જોવાથી માણસ પાપથી મુક્ત થાય છે ( આવુ જ વર્ણન ભાગવતમા પણ છે આગળ જુઓ ૫૪ )

વાયુપુરાણ૪૪ પણ વિષ્ણુ જેવુ વર્ણન કરે છે આનાર્તનો પુત્ર રૈવ જેનો દેશ આનાર્ત અને પુરી કુશસ્થલી હતી તે બ્રહ્મસભામાંથી પાછો પોતાની નગરીમા આવે છે ને જુએ છે તો તે યાદવોથી વીટળાયેલી છે, તેને બહુ દ્વાર છે અને તેનુ નામ દ્વારમતી પડ્યુ છે

મત્સ્ય પણ આનર્ત દેશમા કુશસ્થલીનગરી૪૫ છે તેજ દ્વારવતી એમ કહે છે૪૬

---

૪૧ જુઓ કુશસ્થલી ૬

૪૨ જુઓ કુશસ્થલી ૭

૪૩ વિપ ૩૮ —

प्लावयामास ता शून्या द्वारकां च महोदधि ।
वासुदेवगृह त्वेक न प्लावयति सागर ॥ ९
नातिक्रान्तुमल ब्रह्मस्तदद्यापि महोदधि ।
नित्य सनिहितस्तात भगवा केशवो यत ॥ १०
तदतीव महापुण्य सर्वपातकनाशनम् ।
विष्णुश्रियान्वित स्थान दृष्ट्वा पापाद्विमुच्यते ॥ ११

૪૪ જુઓ કુશસ્થલી ૧૪

૪૫ જુઓ કુશસ્થલી ૧૧

૪૬ જુઓ કુશસ્થલી ૧૨

સ્કન્દના પ્રભાસખંડમાં ઉપર જેવી જ હકીકત આપી છે. પણ કુશસ્થલીની સ્થાપના કરનાર તરીકે રામના પુત્ર કુશનું નામ આપ્યું છે. આનર્ત, રૈવત કે રૈવતનો ઉલ્લેખ નથી. સાગરની પડખે પડખે ગોમતી નદી વહે છે એમ કહ્યું છે.[૪૭] સમુદ્રે દ્વારકા માટે બાર યોજન જમીન આપી હતી;[૪૮] ગોમતી, લક્ષ્મણા, ચંદ્રભાગા, કુશાવતી અને જાંબવતી એ નદીઓનું પડખે પંચનદ તીર્થ છે તેનું વર્ણન કર્યું છે.[૪૯] વૈષ્ણવખંડના માર્ગશીર્ષ માહાત્મ્ય[૫૦] માં દ્વારકાની માટીની પવિત્રતા ગાઈ છે. બ્રાહ્મખંડના ધર્મારણ્યખંડના ૨૬ મા અધ્યાયમાં દ્વારકામાં દેહ-સંત્યાગનું ફળ આપેલું છે. તેમાં જ, અન્યત્ર, આદિદ્વારકા કેવી હતી ? એમ રામ વસિષ્ઠને પૂછે છે.[૫૧]

ભાગવતમાં હરિવંશ અને વિષ્ણુપુરાણને મળતી જ બે બાજુના ભયની વાત કરી છે, જેને પરિણામે કૃષ્ણને બાર યોજનનો દુર્ગ રચવો પડ્યો. સમુદ્રની અંદર આ દુર્ગ રચવામાં આવ્યો હતો એવું વર્ણન છે.[૫૨] સમુદ્રની અંદર રૈવતે પૂર્વે કુશસ્થલીનું નિર્માણ કર્યાનું વર્ણન છે.[૫૩] દ્વારકાના સાગર-નિમજ્જનની વાત કરતાં વિષ્ણુપુરાણની પેઠે મહાસાગરે એક કૃષ્ણનું નિવાસ-ગૃહ ડુબાડવું છોડી દીધાનું કહ્યું છે અને ત્યાં હમેશ ભગવાન કૃષ્ણ હાજર રહે છે એમ કહ્યું છે.[૫૪]

ગર્ગસંહિતામાં દ્વારકાનિર્માણની જૂદી જ કથા આપી છે. શર્યાતિ રાજાએ પોતાના ત્રણ પુત્રોમાં ભૂમિ વહેંચી ત્યારે તેમાંના એક પુત્ર આનર્તે

૪૭ જુઓ કુશસ્થલી ૧૦.

૪૮ સ્કપ્રદ્વા ૨.૨૫

समुद्रेण प्रदत्ता मे भूमिर्द्वादशयोजना ।

૪૯ જુઓ પંચનદ ૧.

૫૦ સ્કવૈ ૨.૬

यो धारयेद्वारवतीसमुद्भवां मृत्स्नां पवित्रां कलिकल्मषापहाम् ।

૫૧ સ્કવૈ ૩૨.૮૮

૫૨ ભાદ ૭૨.૩૧, ૭૪.૩૭, ૭૭.૪; ભાએ ૩૦.૧૦; ભાદ ૫૦.—

तादद्य विधास्यामो दुर्ग द्विपददुर्गमम् ।

संमंत्र्य भगवान् दुर्गं द्वादशयोजनम् ।

त.समुद्रे नगरं कृत्स्नाद्भुतमचीकरत् ॥ ५०

કહ્યું કે ભૂમિ તો કૃષ્ણ-પરમાત્માની છે. પિતાએ ક્રોધપૂર્વક 'તે તારો ભગવાન તને નવીન ભૂમિ નહિ આપશે કે?' એમ કહી તેને કાઢી મૂક્યો. આનર્તે સમુદ્રતીરે તપ કર્યું. કૃષ્ણે પ્રસન્ન થઈ વર માગવાનું કહેતા તેણે ભૂમિ માગી અને કૃષ્ણે સુદર્શન ચક્રના આધારે વૈકુંઠમાથી શત-યોજન જેવડો ભૂખંડ ઉપાડી લઈ સમુદ્ર ઉપર ગોઠવી દીધો. ત્યાં આનર્તે રાજ્ય કર્યું અને દેશ આનર્ત કહેવાયો.[૫૫]

સ્કન્દના બ્રાહ્મખંડના ધર્મારણ્યમા સરસ્વતીમાહાત્મ્ય ગાતાં સરસ્વની તીરે દ્વારાવતી તીર્થ આપ્યુ છે.[૫૬] પણ આ તીર્થ દ્વારકાથી જુદું સમજવાનુ છે.

નોંધ ૧: દ્વારપાલ[૫૭] નામ મહાભારતમા હિંદના વાયવ્ય ભાગના કોઈ સ્થળ માટે આવે છે વનપર્વમા તીર્થવર્ણન કરતા સરસ્વતી નદી ઉપર યક્ષેન્દ્રના તીર્થ તરીકે દ્વારપાલ ગણાવ્યુ છે ઉપર સ્કન્દમા સરસ્વતીતીરે દ્વારાવતી છે એમ નોંધ્યુ જ છે પણ દ્વારપાલ સરસ્વતીના મૂળ પાસેનું તીર્થ લાગે છે.

ર્હાઇસ ડેવિડ્સ બૌદ્ધકાલમા કામ્બોજની રાજધાની તરીકે દ્વારકા[૫૮] આપે છે શ્રી દે બીજા બે સ્થળો માટે પણ દ્વારામતી[૫૯] નામ વપરાતુ એમ

---

૫૩ જુઓ આનર્ત ૬

૫૪ ભાગ્રે ૩૧.—

द्वारका हरिणा त्यक्ता समुद्रोऽप्लावयत्क्षणात् ।
वर्जयित्वा महाराज श्रीमद्भगवदालयम् ॥ २३
नित्य सनिहितस्तत्र भगवान्मधुसूदन ।
स्मृत्याऽशेषाशुभहर सर्वमगलमगलम् ॥ २४

૫૫ ગસંદ્વા ૬ ૬–૩૧

૫૬ સ્કબ્રાધ ૨૫.૧૧ तत्र द्वारावतीतीर्थे ।

૫૭ મવ ૮૧.—

ततो मचक्रक राजन्द्वारपाल महाबलम् । ७
ततो गच्छेत धर्मज्ञ द्वारपाल तरन्तुकम् ॥ १३
ततो गच्छेत राजेन्द्र द्वारपालमरन्तुकम् ।
तस्य तीर्थे सरस्वत्या यक्षेन्द्रस्य महात्मन ॥ ४२

જુઓ 'દ્વા૰' અઇ ૧ પૃ૰ ૨૦૭

૫૮ બુઇ પૃ૰ ૨૮.

૫૯ જ્યોડિ પૃ૰ ૫૮

નોંધે છે. મૈસુરનું હાલનું હળેબીડ (દ્વારસમુદ્ર)[60] દ્વારાવતી કહેવાતું સીઆમ[61] માટે પણ એ નામ વપરાતું. સીઆમની પ્રાચીન રાજધાની અયુથ્ય અથવા અયુધ્ય તેજ દ્વારાવતી એવો મત પણ છે[62]

પ્રાચીન દ્વારકા પુરી ક્યાં હતી તેનો ઉપરના બધા ઉલ્લેખો ઉપરથી નિર્ણય થઈ શકે ?

જુદાજુદા અભિપ્રાયો નીચેનાં સ્થળોના પક્ષમા છે —

(૧) અત્યારની દ્વારકા
(૨) ગિરનારની તળેટીમાં.
(૩) મૂળદ્વારકા.
(૪) પોરબંદર–મીયાણી વચ્ચેના દરિયા-કાંઠા પરનું સ્થળ
(૫) પોરબંદરનુ માધુપુર.

ચર્ચાની સરળતા માટે (૨) પહેલા લઈશુ

શ્રી. દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી[63] એવો અભિપ્રાય આપે છે કે ‘પ્રાચીન દ્વારકા ગિરનારની તળેટીમા જુનાગઢની આસપાસ હોવું જોઈએ’

શ્રી. શાસ્ત્રીજીના નિર્ણય પાછળ મુખ્ય દલીલો બે છે

૧ સભાપર્વમા ‘શ્રીકૃષ્ણના મોઢામા મૂકેલા દ્વારકાના વર્ણનમાં દ્વારકા સમુદ્ર વચ્ચે અથવા સમુદ્ર પાસે હોવાનુ બિલકુલ સૂચન નથી.’

૨અ ‘અને રૈવતક પર્વત પાસે હોવાનુ સ્પષ્ટ સૂચન છે. રૈવતકો પશોભિતામ્–એટલે તે રૈવતક પર્વતની તળેટીમા હોવું જોઈએ “વળી જેમા રહીને સ્ત્રીઓ પણ યુદ્ધ કરી શકે” અને “દેવો પણ ન લઈ શકે” દેવૈરપિ દુરાસદમ્ એવો દુર્ગ તો પર્વત ઉપરનો કિલ્લો જ ગણાય અને આખા આનર્તમા રૈવતક પર્વત–ગિરનાર સિવાય એવુ બીજુ સ્થાન ક્યાં છે?’

૨આ આની સાથે ટેકામા તેઓશ્રી આદિપર્વમાના સુભદ્રાહરણના વર્ણનનો પણ ઉલ્લેખ કરે છે “રૈવતકના દ્વારને જોતો પાર્થ નીકળ્યો’ એ શબ્દો તથા રૈવતક ગિરિ ઉપર પુર(દ્વારકા શહેર)નો જે રક્ષક રહેતો હતો, તેણે બહાર આવીને ‘દ્વારકાના દ્વારમાથી અર્જુનને નીક-

---

૬૦ મૈસૂર અને કૂર્ગ (રાઇસકૃત) ૨ પૃ૦ ૧૭,૧૮
૬૧ ફાયરે: જ્યોડિ ‘દ્વારાવતી’
૬૨ ડૉ૦ ટામાકુસુ: ઇત્સીંગની ભૂમિકા પૃ૦ ૧૧
૬૩ પ્રાચીન દ્વારકાપુરી–‘ઐતિહાસિક સંશોધન’ પૃ૦ ૩૭૭–૮૬.

જનો જોગ ' એ શબ્દો તો દ્વારકાનું સ્થાન નિશ્ચિત કરી નાખે છે. દ્વારકા શહેર રૈવતક પર્વતની તળેટીમાં હોય અને રૈવતક પર્વત ઉપર મજબૂત કિલ્લો હોય તો જ દ્વારકાનો રક્ષક( गोप्ता ) રૈવતક ઉપર રહી શકે વળી ' ગિરિમુખ્ય-ગિરનારને જોઈને મગધના રાજાને તરી ગયા ' એ શબ્દોની સાર્થકતા પણ તળેટીમાં શહેર અને ગિરનાર ઉપર કિલ્લો હોય તો જ ગણાય "

સભાપર્વના વર્ણનમાં સમુદ્રનો ઉલ્લેખ નથી એ વાત સાચી છે. પણ આદિપર્વના સુભદ્રાહરણવર્ણનમાં ઉત્સવનું વર્ણન છે, તેમાં ' અન્તર્દીપ 'નો ઉલ્લેખ છે, જે દલીલ રઆ પ્રમાણે જો ' દ્વારકા શહેર રૈવતક પર્વતની તળેટીમા ' માનીએ તો તેની સાથે સાથે સમુદ્ર પાસે રૈવત તેમજ દ્વારકા છે એમ પણ સ્વીકારવા ફરજ પાડે. બીજુ હરિવંશ અને પુરાણોમાં દ્વારકા સમુદ્રતટે છે એવાં સ્પષ્ટ વર્ણનો છે તે બાજુએ રાખીએ, પણ મહાભારતમાં જ વનપર્વ, સૌપ્તિકપર્વ અને મૌસલપર્વમાં દ્વારકા સમુદ્રતટે હોવાના પુરાવા મળે છે વનપર્વમાં દ્વારકાના રક્ષણની તૈયારીઓનુ વર્ણન છે તેમાં ' નાવની મનાઈ કરવામાં આવી ' એમ કહ્યુ છે તે જૂનાગઢના સ્થળને અનુકૂળ નથી અને કોઈ સમુદ્રતટનું સ્થળ જ સૂચવે છે. સૌપ્તિકપર્વમાં અશ્વત્થામા દ્વારકા પછવાડે સમુદ્રમાં રહ્યાનું કહ્યુ છે. મૌસલપર્વમાં દ્વારકાના સમુદ્રનિમજ્જનનુ હૂબહૂ વર્ણન છે, આને અંગે શ્રી શાસ્ત્રીજી કહે છે ' ગિરનારની તળેટીનુ શહેર તો એ વખતે ગિરિનગર કહેવાતું હતુ, ત્યારે દ્વારકા ગયુ ક્યાં ? આ પ્રશ્નના ઉત્તરમા દ્વારકા સમુદ્રમા ડૂબી ગયાની વાત ચાલી જુઓ મહાભારત મૌસલપર્વ ' મૌસલપર્વના આ વર્ણનને પ્રાચીન ન ગણવાનુ શ્રી શાસ્ત્રીજીનુ વલણ જણાય છે પણ મહાભારતના મૌસલ, સૌપ્તિક જેવા નાના પર્વો બહુ ફેરફાર પામ્યા વગરના, મહાભારત અઢાર પર્વમા બદ્ધ થયુ ત્યારના, હોવાનો પૂરો સંભવ છે કાંઈ નહિ તો, એક સભાપર્વના વર્ણનમા સમુદ્રનો ઉલ્લેખ નથી એટલા જ ઉપરથી દ્વારકાને સમુદ્રથી દૂર કહેવી એમા નિર્દેશના અભાવ ઉપરથી અનુમાન કરવાનો દોષ આવે

દલીલ રઆ રૈવત અને દ્વારકાનુ સાન્નિધ્ય સ્થાપે છે, જે નિર્વિવાદ વસ્તુ છે. પણ તેમા અને રજમા રૈવત તે ગિરનાર એવુ સમીકરણ સ્વીકારાયુ છે તે ચિંત્ય છે. રૈવત=ગિરનાર એમ સ્વીકારવામા રૈવતના દુર્ગની દુર્જેયતા ઉપર ભાર મૂકવામા આવ્યો છે રઆમા ઉતારેલા વર્ણ-

નને જરી વીગતે તપાસીશુ તો જણાશે કે रैवतेनोपशोभिताम्–રૈવતથી જેની શોભા છે એવી કુશસ્થલીપુરીને કહી છે. એટલે કે રૈવત વિશેષ તો શોભારૂપ છે. પછી કહે છેઃ ત્યા અમે મુકામ કર્યો અને દુર્ગસંસ્કાર કર્યો, જે(દુર્ગસંસ્કાર)ને દેવો પણ પહોંચી ન શકે. જે(यस्याम् પુરી)માં સ્ત્રીઓ પણ યુદ્ધ કરી શકે–પછી વૃષ્ણિમહારથિઓનું તો કહેવું જ શુ ?– તે(तस्याम् પુરી)માં અમે અકુતોભય બનીને રહીએ છીએ. તે ગિરિમુખ્યને જોઇ અને મગધના રાજાને તરી ગયા એમ જોઇ યાદવો પરમ આનંદ પામ્યા.

આ વર્ણનમાથી એમ સમજાય છે કે રૈવત મુખ્યત્વે તો શોભારૂપ છે ગમે તેમ પણ, લશ્કરી મહત્ત્વ તે પર્વત કરતાં નગરીના દુર્ગનુ છે. અને શ્રી. શાસ્ત્રીજી કહે છે કે " 'વળી જેમા રહીને સ્ત્રીઓ પણ યુદ્ધ કરી શકે' અને 'દેવો પણ ન લઇ શકે'–देवैरपि दुरासदम्[૬૪] એવો દુર્ગ તો પર્વત ઉપરનો કિલ્લો જ ગણાય, "–એ અભિપ્રાય તપાસ માગી લે છે કેમકે 'દેવો જેને ન પામી શકે' તે દુર્ગસંસ્કારનુ વિશેષણ છે ખરુ પણ જેમા રહીને સ્ત્રીઓ પણ યુદ્ધ કરી શકે' એ વિશેષણ નગરીનું છે (यस्याम् ... तस्याम् એ સ્રીલિંગી સર્વનામોને કારણે ) એટલે લશ્કરી મહત્ત્વ ખુદ નગરીનું જ છે અને તે એના યાદવોએ આવીને સમારેલ કિલ્લાને લીધે એથી 'એવો દુર્ગ તો પર્વત ઉપરનો કિલ્લો જ ગણાય અને આખા આનર્તમા રૈવતક પર્વત-ગિરનાર સિવાય એવુ બીજુ સ્થાન કયા છે ? '–એમ વિચારવાને અવકાશ રહેતો નથી...સભાપર્વના વર્ણનના અંતભાગને શ્રી શાસ્ત્રીજી 'ગિરિમુખ્ય ગિરનારને જોઇને મગધના રાજાને તરી ગયા—એ શબ્દોની સાર્થકતા પણ તળેટીમા શહેર અને ગિરનાર ઉપર કિલ્લો હોય તો જ ગણાય' એમ ઘટાવે છે. પણ ગિરિમુખ્ય અને મગધના રાજાને તરી જવુ એ બે વચ્ચે સંબંધ નથી. યાદવો બહુ આનંદમા આવી ગયા એવુ શ્રીકૃષ્ણનુ કહેવું છે. તેમ થવાના બે કારણ તે ગણાવે છે એક તો મગધના રાજાને તરી ગયા તે ( નગરીના સમારેલા દુર્ગમા રહેવાથી ' અકુતોભય ' થયા તે ) જોઇને અને બીજુ ગિરિમુખ્ય ( જે નગરીની શોભારૂપ હતો, અને જે ઉત્સવસ્થાન–વિહારસ્થળ પણ

૬૪ આવો દુર્ગ પર્વતદુર્ગ જ હોવો જોઇએ એમ કાંઇ નથી, જળદુર્ગ પણ હોઇ શકે. હરિવંશ જે દ્વારકાને सर्वतोदधिमध्यस्था કહે છે તે પણ તેને अमेद्या त्रिदशैरपि–દેવોથી પણ અભેદ્ય કહે છે.

થઇ શકે એવો હતો તે જોઇને. સભાપર્વની સંશોધિત આવૃત્તિ માગર્ય તીર્णमेव चने બદલે माघचीतीर्थमेव च પાઠ સ્વીકારે છે, તે લઇએ તો પર્વતને અપાયેલુ મહત્ત્વ વળી વધુ ઘટી જાય ... રગામા શ્રી. શાસ્ત્રીજી 'રૈવતક પર્વત ઉપર મજબૂત કિલ્લો હોય તો જ દ્વારકાનો રક્ષક (गोप्ता) રૈવતક ઉપર રહી શકે'–એમ અનુમાન કરે છે તેને માટે કારણ છે. પણ તેમાથી રૈવતનું મોટું લશ્કરી મહત્ત્વ સિદ્ધ થઇ શકે એમ નથી. રૈવત ઉપરથી દ્વારકા ઉપર નજર રખાય એટલો એ પાસે તો હતો જ ઊંચી જગા હોઈ, તેની ઉપર ચોકી હશે પણ તેથી ત્યા મજબૂત કિલ્લો હોવાનુ પૂરતું સૂચન મળતું નથી વિપૃથુશ્રવા રસ્તા ઉપર ધસી આવે છે ત્યારે અર્જુનને દ્વારકામાથી નીકળતો જુએ છે ( सोऽभिपत्य तदाघ्यान ददर्श ). યુદ્ધ પણ એણે કિલ્લા ઉપરથી કર્યું નથી, કેમકે પગજયને અંતે તે રથ ઉપરથી ઊતરી અર્જુનને મળે છે એવુ વર્ણન છે. અર્જુન આગળ તે કૃષ્ણ વગેરે 'અન્તર્દ્વીપ'મા ગયાનો ઉલ્લેખ કરે છે તે ઉપરથી, રૈવતનું એક વખત ધારો કે લશ્કરી મહત્ત્વ ઘણું હોય તો પણ, રૈવત તે ગિરનાર તો ઠરી શકે જ નહિ,–સમુદ્રની તદ્દન પાસે હોઈને વળી ઇન્દ્રપ્રસ્થને રસ્તે અર્જુન રૈવત પછી ઉજ્જયિની ( ગિરનાર ) શિખરને વટાવે છે એમ ગિરનારનો ત્યાં જ જુદો ઉલ્લેખ પણ છે પણ વસ્તુતઃ રૈવતનુ લશ્કરી મહત્ત્વ ઝાઝું છે નહિ તેનુ વનપર્વમાં કૃષ્ણની ગેરહાજરીમા દ્વારકાના સરક્ષણ માટેની તૈયારીઓનું વર્ણન છે તેમા રૈવતનો ઉલ્લેખ સરખો નથી એ ઉપરથી સૂચન મળે છે ત્યા 'પ્રકૃતિથી જે દુર્ગ વિષમ હતો અને પ્રકૃતિથી સુરક્ષિત હતો' એમ કહ્યુ છે તે પણ નગરીના દુર્ગ ( કિલ્લા )ને ઉદ્દેશીને છે રૈવતને આદિપર્વ શોભારૂપ ગણે છે અને જે સભાપર્વના વર્ણન ઉપર ભાર મૂકવામા આવે છે, તેમા પણ રૈવતકનો ક્રીડાસ્થાન તરીકે ઉલ્લેખ છે આદિપર્વમા તેનુ ઉત્સવસ્થાન તરીકે વર્ણન છે અને હરિવંશ તેને સિંધુરાજની વિહારભૂમિ તરીકે ઓળખાવે છે એ બધુ જોતા પૌરાણિક શૈલીએ અત્યુક્તિથી જે 'ગિરિમુખ્ય' (દ્વારકાને ચારે બાજુથી સમુદ્ર વચ્ચે सर्वतोदधिमध्यस्था–વર્ણવનાર હરિવંશ પણ રૈવતને 'गिरिश्रेष्ठ' કહે છે. જુઓ ઉપર ૨૫ અને कुशस्थली ૫) તરીકે વર્ણવાયો છે તે રૈવત પર્વત સમુદ્રતટ પાસેની દ્વારકાનગરીથી બહુ દૂર નહિ એવો એક દેવધામ તરીકે અને ઉત્સવસ્થાન તેમજ વિહારભૂમિ તરીકે વપરાતો પર્વત છે નગરીની નજીક હોઈ રૈવત ઉપર ચોકી બેઠેલ

રહેતી, પણ તેનું મોટું લશ્કરી મહત્ત્વ નથી. લશ્કરી મહત્ત્વ તો નગરીનું જ છે.

જુનાગઢ તે પ્રાચીન દ્વારકા એના પક્ષની મુખ્ય બે દલીલોમાંની એક મહાભારતમાં દ્વારકા સમુદ્રતટે હોવાનો ઉલ્લેખ નથી–તેના સંબંધમાં પુરાણોની એક સતત રટાયા કરતી એ વાત સ્મરણમાં રાખવાની છે કે દ્વારકા પ્રાચીન કુશસ્થલી( જે સમુદ્રતટ ઉપર હતી તે )ના અવશેષો સમીપ સ્થપાયેલી નગરી હોઈ સમુદ્રતટે જ સંભવે છે. બીજી દલીલ દ્વારકાની લશ્કરી દૃષ્ટિએ સલામતી ગિરિ ઉપર અવલંબતી એવા ખ્યાલના પાયા ઉપર રચાયેલી છે. આપણે જોયું કે દ્વારકાનગરીના પોતાના દુર્ગનું જ મહત્ત્વ તો છે. ગિરિ દ્વારકાપુરીના બારણામાં જ હોઈ તેની ઉપર ચોકી અવશ્ય બેસતી પણ ગિરિના લશ્કરી મહત્ત્વ ઉપર દ્વારકાનો મદાર દેખાતો નથી. નગરની પડખે હોઈ તેનો લશ્કરી દૃષ્ટિએ પણ લાભ લેવામાં આવે જ અને એવો લાભ નાનકડા ડુંગર પાસેથી પણ જરૂર લઈ શકાય. દ્વારકાને બારણે ગિરિ હતો અને તેનો લશ્કરી દૃષ્ટિએ લાભ પણ લેવાતો, એટલા વર્ણન ઉપરથી તે ગિરિ તે મોટો પર્વત અને તેથી ગિરનાર જ હોવો જોઈએ એમ માની દ્વારકાને ગિરનારની તળેટીએ ગણવી તેમાં ગિરિ ઉપર વધુ પડતો ભાર મૂકાય છે. દ્વારકા સમુદ્રતટે હતી એ વાતની (જેને હમણાં જ જોઈશું તેમ પેરિપ્લસ ટોલેમી વગેરેનાં પ્રાચીન વર્ણનોનો ટેકો છે) તો એ વિચારણામાં ઉપેક્ષા થાય છે જ. દ્વારકાદ્વારના ગિરિને મામુલી ડુંગર માનવાથી તેને અંગે થયેલા ઉલ્લેખોને કશો જ બાધ આવતો નથી. પણ પાંચમા સૈકા ( સ્કન્દગુપ્તના શિલાલેખ )માં અને પછી ગિરનાર માટે પણ રૈવત નામ મળે છે એ ઉપરથી દ્વારકાને ગિરનારની તળેટીએ ગણવાના તર્કની પ્રેરણા ઉદ્ભવે છે. ઉજ્જયન્તની ચર્ચામા આપણે જોયું કે ગિરનારનું જૂનું નામ ઉજ્જયન્ત જ સંભવે છે. દ્વારકાના પ્રલયમાં રૈવતનો પણ સમુદ્રમાં પ્રલય થયો હોય અને એ નામ પછીથી સૌરાષ્ટ્રના એકમાત્ર મોટા પર્વત ઉજ્જયન્તને મળ્યું હોય. તેમ છતાં ઉજ્જયન્તની ચર્ચામા જોયું છે તેમ ગિરનારની પડખાના ઉપગિરિને ( અને નહિ કે ખુદ ગિરનારને ) રૈવત નામ આપવાનું પૌરાણિકોનું વલણ રહ્યું છે. રૈવતને કારણે દ્વારકાને સમુદ્રતટથી ખસેડવી ઠીક નથી.

આ રીતે જોતાં, પ્રાચીન દ્વારકા તે ગિરનારની તળેટીમાં જુનાગઢ કે તેની આસપાસ ઠરતું નથી.

(૧) ગિરનારની તળેટીએ નહિ પણ મ્યાક સમુદ્રતટે પ્રાચીન દ્વારકા હતી એમ આપણે જોયુ હવે એ જોવાનુ રહે છે કે અત્યારની દ્વારકા એ જ પ્રાચીન દ્વારકા હોઈ શકે ખરી

૧૩ અત્યારની દ્વારકા પ્રાચીન હોવા સામે એક વાધો એ લેવામા આવે છે કે તે પ્રાચીન હોવાના કોઈ પુરાના અવશેષો, દાનપત્રોના ઉલ્લેખો, આદિ મળતા નથી શક ૧૨૨ (ઇ સ ૨૦૦)ના મુલવાસરના પાળિયામાં કે વિ સ ૭૯૪ના ધીન્કી(ઘેનિમ)ના તામ્રપત્રમા, તે બને સ્થળો દ્વારકા નજીકના હોવા છતાં, દ્વારકાનો ઉલ્લેખ નથી[૬૫] દ્વારકાના સૌથી જૂના ઉત્કીર્ણ ઉલ્લેખ તે ગુપ્ત સવત્ ૨૩૦ (ઇ સ ૫૪૯) અને ગુ સ ૨૫૫ (ઇ સ ૫૭૪)ના મળે છે[૬૬]

પણ માત્ર ઉલ્લેખોના અભાવ ઉપરથી કોઈ નિર્ણય બાધી ન શકાય, પ્રાગૈતિહાસિક અવશેષોની અનુપલબ્ધિ ઉપર પણ નિર્ણય ટકવી ન શકાય ઉપરની ઉત્કીર્ણ સામગ્રી તપાસનાર ડૉ હીરાનદ શાસ્ત્રી દ્વારમ જેમા આવ્યુ છે તે ઓખામડળ તાલુકામાં કેટલેક સ્થળે શોધ કરવી જોઈએ —અને આશાસ્પદ સ્થળો પસદ કરવામા આવ્યા પણ છે—એમ કહે છે[૬૭] અત્યારે તો, તે કહે છે તેમ, જગતમા પડેના પથ્થરના ચકચકતા ખાડણી-દસ્તા (જેનો કેટલાકો નરમેધ સાથે સબધ સૂચવે છે) મળે છે એ જ[૬૮]

ડૉ પુસાળકર આજની દ્વારકા પ્રાચીન દ્વારકા હોવાનો અભિપ્રાય ધરાવે છે[૬૯] અને ડૉ જયસ્વાલને[૭૦] અનુસરી સૂચવે છે કે વનપર્વમા[૭૧] પિંડારકનું વર્ણન છે તે જોતા, ત્યા ખોદકામ કરાવ્યુ હોય તો મુદ્રાઓ સિક્કાઓ આદિ પ્રાચીન દ્વારકા અંગે નિશ્ચયાત્મક પુરાવા મળી આવવા સભવ છે વનપર્વના શ્લોકામા 'મુદ્રા'ની વાત છે એટલે આ બને

૬૫ આએ પૃ૦ ૪૨
૬૬ „ „
૬૭ „ „
૬૮ „ પૃ૦ ૨૦
૬૯ બી સી લો વોલ્યુમ પૃ૦ ૨૨૪
૭૦ „ „ , ૭મી ઓરિયન્ટલ કોન્ફરન્સનો અહેવાલ પૃ૦ ૬૩.

વિદ્વાનોની અટકળને પૂરતો અવકાશ છે પણ કદાચ વનપર્વના શ્લોકોનો આશય માત્ર એટલો જ તો નહિ હોય કે પિંડારકમાં સ્નાન કરનારને (જેમ બીજા તીર્થોમાં સ્નાન કરનારને બીજા ફળો મળે છે તેમ) સુવર્ણ પ્રાપ્તિ થાય, એટલે કે ભવિષ્યમાં એવી પ્રાપ્તિ થાય અને પછીના શ્લોકમાં 'પદ્મલક્ષણ લક્ષિત' મુદ્રાઓ આજે પણ ત્યાં દેખાય છે એમ કહ્યું છે તે હજી આજે પણ બેટને કિનારે કમળાકારના શંખછીપલા મળે છે તેને અનુલક્ષીને તો કદાચ નહિ કહ્યું હોય? તેમ છતાં ડૉ. હીરાનંદ શાસ્ત્રી અને ડૉ. પુસાલકરનું દ્વારકા નજીક ખોદકામ કરવાનું સૂચન જરૂર કીમતી છે અને કદાચ ફળદાયી નીવડે.

૧આ આજની દ્વારકા પ્રાચીન હોવા સામે બીજો વધો તે ઉપર નાને મળતો જ છે એ છે હાલના મંદિર અંગે. હાલ જે દ્વારકાધીશનું મંદિર છે તે મુઘલ સમય—૧૬મા સૈકાથી જૂનું નથી એમ ત્યાં મળેલી શિલાલેખ સામગ્રી ઉપરથી સમજાય છે. અન્ય મંદિરો પણ જૂનાં નથી.[૭]

પણ મંદિર જૂનું ન હોય એટલા ઉપરથી તે સ્થળ પ્રાચીન ન હોય એવા નિર્ણય ઉપર આવવું એ ઠીક નથી. મંદિરો વારંવાર બંધાવાના પ્રસંગો આવે છે. સોમનાથના મંદિરના વારંવાર થયેલા બાંધકામનો ઇતિહાસ જોવાથી પણ એ સમજાશે. હાલનું દ્વારકાધીશનું મંદિર સોળમા સૈકાનું છે તે ઉપરથી ત્યાં તે પહેલાં મંદિર નહિ હોય એમ પણ શી રીતે કહી શકાય? દા. ત. અ મરૂની[૭૩] જોતાં ત્યાં ૧૧મા સૈકામાં મંદિર હતું એમ તો નિ:સંશયપણે સમજાય છે.

દ્વારકામાં જો પ્રખ્યાત મંદિર હતું તો તે મહમુદ ગઝની અલફખાન જેવા મૂર્તિભંજકોના સપાટામાં કેમ ન આવ્યું એવો પ્રશ્ન ઉઠાવવામાં

---

૭૧ મ૧ ૮૦—

पिण्डारके नरः स्नात्वा लभेद्बहु सुवर्णकम् ॥ ८२
तस्मिंस्तीर्थे महाभाग पद्मलक्षणलक्षिता ।
अद्यापि मुद्रा दृश्यन्ते तदद्भुतमरिंदम ॥ ८३
त्रिशूलाङ्कानि पद्मानि दृश्यन्ते कुरुनन्दन ॥ ८४

૭૨ આ૫ પૃ૦ ૩૨

૭૩ અ૫ ૨ પૃ૦ ૧૦૬ Baroi (ઉપરાંત જુઓ ૧ પૃ૦ ૨૦૮)

આવે છે.[૭૪] પણ એનો જવાબ એ પ્રશ્નમાં જ છે કે મંદિર હોય પણ સામાન્ય હોય, સોમનાથ જેવી એની જાહોજલાલી ન હોય; એથી જ વિજયાકાંક્ષી આક્રમણકારનું તે લક્ષ્ય ન બને એ સ્વાભાવિક છે. તેથી એ ઘટનાને નકારાત્મક પુરાવારૂપે વાપરવી મુશ્કેલ બને છે, ખાસ કરીને જ્યારે ગઝનીની સોમનાથની લૂંટ પણ ઐતિહાસિક હોવા વિશે, તેના જ ખાનગી મંત્રી સમા અલ-ઉત્બીની તારિખ-ઇ-યમિનિમાં તેનો ઉલ્લેખ જ નથી એ ઉપરથી, શંકા સેવવામાં આવે છે.[૭૫] બીજું, દ્વારકાનું મહત્ત્વ હિંદમાં મધ્યકાલમાં ભક્તિમાર્ગ સોળે કળાએ ખીલ્યો ત્યાર પછી જ બરાબર તો વધે એ સમજી શકાય એવું છે. તે પહેલાં વૈષ્ણવી ભક્તિ તો હતી, પણ આવા ઉગ્ર રૂપે નહિ. દ્વારકામાં મંદિર પણ હશે, પરંતુ તે પ્રમાણમાં ઓછું જાણીતું.

૨. આજની દ્વારકા પ્રાચીન હોવા સામે બીજી એક મુખ્ય દલીલ એ છે કે પ્રાચીન દ્વારકા તો મહાભારત અને સૌ પુરાણો કહે છે તેમ સમુદ્રમાં ડૂબી ગયેલી.[૭૬] શ્રી. અલ્તેકર જૂદાં જૂદાં સ્થળોના પ્રાચીન દ્વારકા હોવાના દાવા ઉપરથી પણ કહે છે કે જો મૂળ સ્થાન નાશ પામ્યું ન હોય તો એમ થાય નહિ.[૭૭]

કાઠિયાવાડના કિનારા પર આવા ભૂસ્તરવિષયક ફેરફારો અસંભવિત નથી. જોનારા કહે છે કે કાઠિયાવાડને કિનારે કોઈ કોઈ ઠેકાણે સીધા ને સીધા આવતા, પથ્થરમાં અંકાએલા, ગાડાચીલા દરિયામાં ચાલ્યા જાય છે. શ્રી. અલ્તેકર વલભીથી દરિયો સાત માઈલ હટયાનો અને ' દીવ ' ટાપુ આઠમી સદીમાં ' દ્વીપ '-જમીનને જોડાયેલો-હતો એનો ઉલ્લેખ કરે છે.[૭૮] સંભવિત છે કે કૃષ્ણના મૃત્યુ પછીના સમયમાં દરિયાકિનારાના કોઈ પરિવર્તનોને પરિણામે યાદવોના નાશથી જે ખંડેરરૂપ તો બની જ હતી તે દ્વારકાને સમુદ્રે ધીરે ધીરે ડુબાડી દીધી હોય. અર્જુન જેમ જેમ એક એક ડગલું હટતો ગયો તેમ તેમ સમુદ્ર દ્વારકાને ડુબાડતો ગયો અને દ્વારકાનાં લોક ઉતાવળાં ઉતાવળાં ' હા દૈવ ! ' કરતાં કરતાં અર્જુન

૭૪ એટા પૃ૦ ૨૫.
૭૫ કાવ્યાનુશાસનઃ શ્રી. રસિકલાલ છો. પરીખનો પ્રવેશક પૃ૦ ૧૩૭.
૭૬ એટા પૃ૦ ૨૫.
૭૭ ,,
૭૮ ,,

પાછા પાછા ચાલવા લાગ્યા, એ કવિનું અત્યુક્તિભર્યું વર્ણન જ હોય, પણ તેની પાછળ એ હકીકત હોવાનો સંભવ પૂરો છે કે કૃષ્ણના મૃત્યુ પછીના વરસોમાં દ્વારકાને સમુદ્રે ડુબાડેલી એ વાત કવિના જાણવામાં હોય પણ તો રૈવતનું શું? પાર્જીટર[૭૯] રૈવતને ડુંગરમાળા તરીકે સ્વીકારી ખરડાને રૈવત તરીકે સ્વીકારવા ખુશી છે પણ અનેક માઈલ દૂરનો ખરડો આજની દ્વારકાને ઠેકાણે પ્રાચીન દ્વારકા હોય તો તેનું 'પુરદ્વારભૂષણ' ભાગ્યે જ થઈ શકે જો પ્રાચીન દ્વારકાની સમીપમાં જ આજની દ્વારકાને વસેલી માનવી હોય તો રૈવત પર્વત પણ દ્વારકાની સાથે સાગરનિમજ્જનનો ભોગ બન્યો હોવાનું માનવું પડે કૃષ્ણનો આવાસ બચ્યાની વાત આની સામે જાય, પણ તે વીગત વૈષ્ણવી ભક્તિનું જોર વધ્યા પછીની હોવાની સંભાવના શ્રી દુર્ગાશંકર શાસ્ત્રીએ રજૂ કરી છે તે સંતોષકારક છે તેઓશ્રી કહે છે તેમ મહાભારત-મૌસલપર્વમાં દ્વારકાના સાગરનિમજ્જનનું વર્ણન છે તેમાં કૃષ્ણનો આવાસ ન ડૂબ્યાની વાત નથી, પણ પછીથી વિષ્ણુ અને ભાગવત પુરાણો એટલી વીગત વર્ણનમાં ઉમેરે છે તે વૈષ્ણવભક્તિનો પ્રભાવ વધવાને પરિણામે હશે[૮૦] સામાન્ય બુદ્ધિથી સમજી શકાય એવું છે કે આખા નગરનો પાણીમાં વિલય થાય ત્યાં એક જ મકાન ટકી રહે એ સંભવિત નથી પણ રૈવત જેવો એક ગિરિ પણ જળપ્રલયનો ભોગ થયો હોય એમ માની શકાય ખરું? સોમનાથ પાસેના પુરાણોક્ત કૃતસ્મર[૮૧] ગિરિના વિનયની કથા આપણી સામે છે તે બાજુએ રાખીએ, પણ કેવળ ભૂસ્તરવિષયક પરિવર્તનોની પ્રક્રિયાઓથી ડુંગરો પણ વિનય પામે એ અશક્ય કે અસંભવિત નથી દ્વારકાના સાગરનિમજ્જનની યાદ આપે એવો પ્રસંગ હમણાં જ બન્યો હતો

સિંધના દરિયાકિનારા ઉપર ભૂકંપની પ્રક્રિયાથી કાંઠાના કેટલાંક ગામડાં પર દરિયાનાં પાણી ધસી આવતાં તે ધોવાઈ ગયાં હતાં ધરતીકંપના પરિણામે સમુદ્રમાં એક ટાપુએ હમણાં ઊંચું કાઢ્યાનું પણ નોંધાયું છે યાદવસ્થલી નગરી અને તેના દ્વારના ભૂષણરૂપ રૈવત !

---

૭૯ માર્ક૦ પૃ૦ ૨૮૯

૮૦ ઐતિહાસિક સંશોધન પૃ૦ ૩૮૪-૫

૮૧ જુઓ કૃતસ્મર

ભૂકંપની પ્રક્રિયાના ભોગ બન્યા હોય એ માનવા આડે કોઈ મોટી મુશ્કેલી નથી

કાઠિયાવાડને કાંઠે અને હિંદી મહાસાગરમા (દા ત માલદીવ, લખદીવમા) થતા જળપ્રલયોને અનગરની સ્વાભાવિક લેખે છે, એને એવા ફેરફાર આશ્ચર્યકારક લાગતા નથી[૮૨]

પ્રાચીન દ્વારકા સમુદ્રતટે હતી અને તેનુ સમુદ્રમા નિમજ્જન થયેલુ એ માનવાની પુરાણો આપણને, એક રીતે કહીએ તો, ફરજ પાડે છે કોઈ ખરેખર બનેલા બનાવની નોંધરૂપે દ્વારકાના સાગરનિમજ્જનની કથા એક દુ સ્વપ્નની સ્મૃતિ પેઠે પુરાણપ્રણાલિકાને બેએક હજાર વર્ષથી વળગી રહી છે

પણ પ્રાચીન દ્વારકાની નજીકમા હાલની દ્વારકા સ્થપાઈ હોય દ્વારકાના છઠ્ઠા સૈકાના ઉત્કીર્ણ ઉ લેખ તો મળે છે જ, અને અગિયારમા સૈકામા મંદિર હોવાનો પુરાવો પણ મળે છે દ્વારકાનુ એક 'ધામ' તરીકે મહત્ત્વ મધ્યકાલમા વધ્યુ, પણ તેથી ૧૧મા સૈકા પહેલા ત્યા મંદિર નહિ હોય અથવા ૬ઠ્ઠા સૈકા પહેલા દ્વારકા પોતે અસ્તિત્વમા નહિ હોય એમ કહી ન શકાય સાગરનિમજ્જન પછી પ્રાચીન દ્વારકાની નજીકમા દ્વારકા ફરી વસી હોય અને કૃષ્ણ પુજાવા માડતા ત્યા મંદિર પણ ઊભુ થયુ હોય ભક્તિભાવના એક અત્યુક્તિભર્યા સામાન્ય આવિષ્કાર રૂપે સાગરનિમજ્જન વખતે કૃષ્ણનુ મંદિર એક બચી ગયેલુ એ કથાઅંશ પૌરાણિક વર્ણનોમા પછીથી ઉમેરાયો હોય

આજની દ્વારકા પ્રાચીન દ્વારકાની નજદીકમા સ્થપાઈ હોવાના પક્ષમા નીચેની વસ્તુઓ વિચારવા જેવી છે.–

અ હરિવંશ દ્વારકાને સિન્ધુરાજની વિહારભૂમિ તરીકે ગણાવે છે એટલે દ્વારકા કાઠિયાવાડમા જેમ બને તેમ પશ્ચિમ તરફ હોવાનો વધુ સંભવ છે અર્જુન કૃષ્ણના મૃત્યુ પછી સિન્ધુસૌવીરને માર્ગે યાદવ સ્ત્રીઓને હસ્તિનાપુર લઈ જાય છે એમા પણ એવુ જ સૂચન છે

આ હરિવંશમા હંસડિમ્ભક કૃષ્ણને બહુ બહુ મીઠુ લઈને આવવા ફરમાવે છે એ વીગત નોંધપાત્ર છે દરિયાકિનારા પર મીઠુ પાકવાની નવાઈ ન હોય પણ હાલની દ્વારકામાથી આફ્રિકા સુધી મીઠુ નિકાસ

૮૨ અઇ ૨ પૃ૦ ૧૦૫-૦૬

થતું. અત્યારે કહેવત પણ છે કે 'જુવાર, કુંવાર ને મીઠું, રણછોડજીએ દીઠું.'

ઇ. મહાભારતમાં દ્વારકા પાસે 'અન્તર્દ્વીપ' કહ્યો છે તે હાલનો બેટ ગણી શકાય; ડૉ૦ હીરાનંદ શાસ્ત્રી હાલની દ્વારકા પ્રાચીન હોવા વિશે આશંક દૃષ્ટિ રાખવા છતાં "'બેટ'નો ટાપુ પ્રાચીન શંખોદ્ધાર છે એ નક્કી છે" એમ કહે છે.[૮૩]

ઈ. પેરિપ્લસ, ટૉલેમી આદિના ઉલ્લેખો પણ અત્યારની દ્વારકાને પ્રાચીન ઠેરવનારા છે. પેરિપ્લસ Baraca નો અખાત આપે છે અને તેમા સાત ટાપુઓ છે અને પાણી લંગરોને ઉખાડી નાખે એટલું જોર કરે છે એમ કહે છે.[૮૪] મૅકક્રિન્ડલ કહે છે કે ટૉલેમીનો Kanthi —કચ્છનો અખાત તે જ પેરિપ્લસનો Baraca.[૮૫] ટૉલેમીમાં Barake એ ટાપુનું નામ છે.[૮૬] એરિઅન Barake આપે છે, અને ચૂલ સૂચવે છે કે તે 'દ્વારકા' જ છે.[૮૭]

પેરિપ્લસનો ઇ. સ.ના ૧લા સૈકાનો, ટૉલેમી અને એરિઅનનો ઇ. સ. ના બીજા સૈકાનો, દ્વારકાનો ઉલ્લેખ દ્વારકા સમુદ્રતટે હતી અને અત્યારની દ્વારકા છે તેટલામાં જ હતી એવા નિશ્ચયને બલવત્તર બનાવે છે.

(૩) મૂળ દ્વારકા—પ્રભાસથી પૂર્વમાં ૧૯ માઇલ સૂત્રાપાડા થઈ અથવા કોડીનારથી (નૈર્ઋત્યમાં ૩ માઈલ) ત્યાં જઈ શકાય છે. હાલ પણ ત્યાં રણછોડજીનું ભગ્નમંદિર છે. 'ત્યાં મોટા ખડક ઉપર હજી એક પુરાણું વિષ્ણુમંદિર છે, જે ભાગવતના 'ભગવદાલય' બચ્યાના વર્ણનની યાદ આપે છે.'—એમ કહી ડૉ૦ હીરાનંદ શાસ્ત્રી અહીં પ્રાચીન દ્વારકા હોય એ અસંભવિત નથી એમ કહે છે.[૮૮]

આ સ્થળને પ્રાચીન દ્વારકા તરીકે સ્વીકારી શકાય એમ નથી. અર્જુન દક્ષિણમાંથી પ્રભાસ આવે છે અને ત્યાંથી કૃષ્ણ એને દ્વારકા લઈ જાય

૮૩ આએ પૃ૦ ૩૨.
૮૪ પેરિ કંડિકા ૪૦, પૃ૦ ૩૮.
૮૫ ટૉ પૃ૦ ૩૬, ૧૮૭.
૮૬ ટૉ પૃ૦ ૮૬.
૮૭ એટા પૃ૦ ૨૫, ટૉ પૃ૦ ૧૮૮.
૮૮ આએ પૃ૦ ૨૦, ૩૨.

છે ' મૂળ દ્વારકા ' તો પ્રભાસ પહોચતા પહોચતા પહેલા જ અર્જુને પસાર કર્યું હોય અર્થાત્ દ્વારકા સોમનાથની પૂર્વમા નહિ પણ પશ્ચિમમા છે.

૧૩મા સૈકાનુ પ્રભાવકચરિત્ર યાત્રાક્રમમા ગિરનાર, દ્વારકા ને પછી સોમનાથ આપે છે, એ પણ 'મૂળ દ્વારકા'ની વિરુદ્ધ જાય છે[૮૯]

પ્રભાસથી વાયવ્યમા ૩૬ માઈલ માધુપુર તે પણ મૂળ દ્વારકા ગણાય છે એમ બર્જેસ કહે છે.[૯૦] અલબત્ત આ માધુપુર તે ગિરમધુપુર, પોરબદરનુ નહિ

(૪) પોરબંદર અને મિયાણી વચ્ચેનો દરિયાકાઠો,[૯૧] જ્યા કોયલો ડુગર છે, તેની આસપાસનુ સ્થળ ટોલેમીનુ Barake તે દ્વારકા, અને તે પોરબદર અને મિયાણી વચ્ચે શ્રીનગર પાસે, એમ લાસેન કહે છે[૯૨]

(૫) પોરબદરનુ માધુપુર[૯૩], જ્યા ચૈત્ર સુદ ૧૨-૧૩ને દિવસે મોટો મેળો ભરાય છે ને તે દિવસે અદ્યાપિ પર્યંત કૃષ્ણરુક્મિણીવિવાહ ઉજવાય છે તે સ્થળ

ડૉ૦ હીરાનદ શાસ્ત્રી પોરબંદરના કોઇ સ્થળની પ્રાચીન દ્વારકા માટેની ઉમેદવારીને યોગ્ય લેખતા નથી[૯૪]

ઉપરની બધી ચર્ચા ઉપરથી, ઓછામા ઓછુ, પ્રાચીન દ્વારકા સમુદ્રતટે હતી એ એક વાત તો સશયાતીત તરી આવે છે

જેઓ દ્વારકા સમુદ્રતટ ઉપર હોવાનુ માનતા નથી અને આજની દ્વારકા કરતા કાઠિયાવાડને સમુદ્રકિનારે અન્ય કોઈ સ્થળોએ પ્રાચીન દ્વારકા કલ્પે છે તેઓની દલીલો સામાન્ય રીતે દ્વારકા અગેના સમગ્ર પુરાવાઓ કરતા તેમાના થોડાક અનુકૂળ પુરાવાઓ ઉપર જ બધાયેલી માલૂમ પડશે

---

૮૯ શ્રી જૈન આત્માનદ ગ્રંથમાળા ન ૬૩ પૃ૦ ૧૬૮
૯૦ તારીખ-ઇ-સોરઠ પ્રસ્તાવના પૃ૦ ૭
૯૧ ટો પૃ૦ ૧૮૮, એટા પૃ૦ ૨૫
૯૨ ટો પૃ૦ ૧૮૮.
૯૩ „
૯૪ આએ પૃ૦ ૩૨.

દ્વારકાનાં દ્વારવતી, દ્વારમતી એવાં નામો પણ મળે છે, પણ તે દ્વારકા નામ નગરીને બહુ દ્વારો હતાં[95] તે ઉપરથી પડેલું એવી પૌરાણિક વ્યુત્પત્તિથી દોરવાઈને પ્રચારમાં મુકાયેલાં લાગે છે. પેરિપ્લસનું Baraca અને ટૉલેમીનું Barake તે પણ 'દ્વારકા' જ મૂળ નામ હોવાનું સૂચવે છે. વ્યુત્પત્તિથી દ્વારકા દ્વારવાળી નગરી ઠરે છે, પણ કઈ નગરીને દ્વારો હોતાં નથી ? વિદ્વાનોના વિચાર માટે એક તર્ક રજૂ કરું છું કે દ્વારકા એટલે ભારતવર્ષનું એક દ્વાર, સમુદ્ર પારના દેશો સાથેના સંબંધનું સ્થળ એમ અર્થ લઈ શકાય ? આજે 'બારું' શબ્દ વાપરીએ છીએ એ 'દ્વાર'માંથી જ આવેલો છે. બનવાજોગ છે કે દ્વારકા ભારતવર્ષનું પશ્ચિમનું મુખ્ય બારું હોય.

ડૉ૦ હીરાનંદ શાસ્ત્રી પણ દ્વારકા તે બલુચિસ્તાન તરફથી આવતી સંસ્કૃતિનાં મોજાંને[96]–નવી વસાહતોને[97] દાખલ થવાનું દ્વાર હોવાનું કહે છે. (બલુચિસ્તાન તરફની સંસ્કૃતિને માટે અન્ય દ્વારો પણ સંભવી શકે અને બારું પ્રવેશ કરતાં ગમન માટેના અર્થમાં વધારે રૂઢ છે, જેમકે સુરત–મક્કાનું બારું, મક્કા જવા માટેનું દ્વાર.)

આજે પણ બેટના એક ભાગને બારું (બાલાપુરનું બારું) કહે છે અને તેમાં મેંકડો વહાણો આશ્રય લઈ શકે એવી તેની રચના છે. એ ઉપરથી 'બેટ તો માનું પેટ' એવી કહેવત પણ છે.

જુઓ उज्जयन्त, कुशस्थली, द्वारकाक्षेत्र, द्वारमती, द्वारवती, द्वार्वती, द्वारावती, रैवत.

द्वारका–क्षेत्र

પાંચ કોશનું તે તીર્થ છે.[1]

તીર્થો: વિષ્ણુપદી નદી, દુર્વાસાના શાપથી રુક્મિણી મૂર્છા પામી

૯૫ જુઓ कुशस्थली ૧૪.

૯૬ આએ પૃ૦ ૧૯.

૯૭ ,, પૃ૦ ૪૧–૨.

द्वारका

૧ સ્કન્દ૦ ૪.૫૭

पंचक्रोशप्रमाणं हि तीर्थं तीर्थवरोत्तमम् ।
द्वारकानाम विख्यातं कलिदोषविवर्जितम् ॥

ત્યારે તેનો ખેદ દૂર કરવા સમુદ્રે ભાગીરથીને બોલાવી તે વિપ્ણુપદી કહેવાઈ.[૨] રુક્મિણીવન, વિષ્ણુપદીસાગરસંગમે.[૩] દુર્વાસાએ એ વન જોઈ શાપ આપ્યો કે તેનાં ઝાડ અભોજ્યફલ (જેનાં ફળ ખાઈ ન શકાય એવાં) થશે, અને વિપ્ણુપદીનું પાણી પણ અપેય થશે.[૪] ગોમતી-સાગરસંગમે કૃષ્ણે પ્રસન્ન થયેલા દુર્વાસાને વસવા કહ્યું (દુર્વાસામહેશાન, દ્વારકાના પરિરક્ષક).[૫] દુર્વાસાએ સામે કૃષ્ણને પણ ત્યાં જ વસવા કહ્યું, તેનું વરદાનતીર્થ.[૬] ત્યાં કૃષ્ણની ત્રૈવિક્રમી મૂર્તિ, પ્રભાસમાં કૃષ્ણે કલેવર છોડ્યું ત્યારે સર્વ કલા સાથે તેજ આ મૂર્તિમાં મૂક્યું.[૭] ઉપરક્ષેત્ર જ્યાં પાપો ઊગતાં નથી.[૮] ચક્રતીર્થ,[૯] હાડ (ફૂલ) નાખવા માટે. ત્યાં ચક્ર જેવા પથ્થરો છે.[૧૦] તે ગોમતીસાગરસંગમ ઉપર છે.[૧૧] દૈત્યવધ પછી કૃષ્ણે ત્યાં ચક્રનું પક્ષાલન કર્યું હતું તેથી ચક્રતીર્થ.[૧૨] શંખોદ્ધાર.[૧૩] પિંડારક-તીર્થ.[૧૪] ગોમતી, ત્યાં પિંડદાનમહિમા.[૧૫] રુક્મિણીહ્રદ,[૧૬] ગોમતીમાં. ગોમતીઃ બ્રહ્માએ ગંગાને વસિષ્ઠને દીકરીની જેમ અનુગામિની બની ધરાતલ ઉપર જવા કહ્યું. સ્વર્ગથી આવી તેથી ગોમતી.[૧૭] ગોમતી, કમલા ને ચંદ્રભાગા એ ત્રણ નદીઓ મળીને સાગરમાં જાય છે.[૧૮]

---

૨ સ્કપ્રદ્વા ૩.૧૫-૪૬
૩ ,, ૩.૪૮
૪ ,, ૩.૫૦-૪
૫ ,, ૪.૧૦૮
૬ ,, ૪.૧-૮
૭ સ્કપ્રદ્વા ૪.૧૧-૨
૮ ,, ૪.૫૪
૯ ,, ૪.૭૧-૬
૧૦ ,, ૪.૭૧
૧૧ ,, ૭.
૧૨ સ્કપ્રદ્વા ૮.—

यत्र दैत्यवधं कृत्वा विष्णुना प्रभविष्णुना ॥ ५३
चक्रं प्रक्षालितं पूर्वं कृष्णेन स्वयमेव हि ।
तेनैव चक्रतीर्थं हि ... ॥ ५४

૧૩ સ્કપ્રદ્વા ૪.૮૬
૧૪ ,, ૪.૮૬
૧૫ સ્કપ્રદ્વા ૪.૬૫
૧૬ ,, ૪.૧૦૧
૧૭ ,, ૫.૨૧-૨૨

गोः स्वर्गादागता यस्मादिदं स्थानं मती मता ।
तस्माद्धि गोमती नाम ... ॥

૧૮ ,, ૮.૩૪

સપ્તકુંડ,[19] લક્ષ્મીહ્રદ તરીકે ઓળખાયા[20] ભૃગુતીર્થ[21] કૃકલાસતીર્થ, નૃગતીર્થ.[22] વિષ્ણુપદતીર્થ[23] ગોપ્રચારતીર્થ[24] મયસર તીર્થ.[25] ગોપીસર–ગોપિકાસર.[26] બ્રહ્મકુંડ[27] તેને તીરે મુખસ્થાન[28] બ્રહ્મતીર્થ[29] ચન્દ્રસર (ચંદ્રતળાવ)[30] સાવિત્રી મૂર્તિ[31] બ્રહ્મસર[32] ઇન્દ્રપદ સર[33] ઇન્દ્રેશ્વર.[34] વૃદ્ધિલિંગ[35] મહાદેવસર[36] ગૌરીસર[37] વરુણપદ[38] યક્ષાધિપસાર[39] પંચનદતીર્થ ગોમતી, લક્ષ્મણા, ચન્દ્રભાગા, કુશાવતી અને જાંબવતી[40] સિદ્ધેશ્વર, નીલકંઠનું અર્ચન ન થયુ હોય ત્યાં સુધી હરિ અર્ચન સ્વીકારતા નથી માટે સ્થાપનામાં આવેલુ[41] ઋષિઓએ કરેલો કૂપ–ઋષિતીર્થ[42] ગદાતીર્થ.[43] નાગતીર્થ–સરોવર.[44] ચિત્રાતીર્થ–સરોવર[45] મહિષતીર્થ.[46] મુક્તિદ્વાર તીર્થ[47] ભૃગ્વર્ચિતા અંબિકા[48] કાલિન્દીસર[49] સામતીર્થ.[50] શાકરતીર્થ.[51] નાગસર[52] લક્ષ્મી નદી[53] કણ્વસર.[54] કુશતીર્થ.[55] દ્યુમ્નતીર્થ.[56] જાયતીર્થ.[57] જાયેશ્વર[58] સં

૧૯ સ્કંપ્રભા ૯ ૧
૨૦ ,, ૯ ૫
૨૧ ,, ૯ ૬
૨૨ ,, ૧૦ ૧
૨૩ ,, ૧૧
૨૪ ,, ૧૨ ૧
૨૫ ,, ૧૨
૨૬ ,, ૧૩
૨૭ , ૧૮ ૬
૨૮ , ૧૪ ૬ ૭
૨૯ ,, ૧૪ ૮
૩૦ , ,
૩૧ ,, ૧૮ ૧૪
૩૨ ,, ૧૪ -૧
૩૩ ,, ,,
૩૪ ,, ૧૪ ૨૩
૩૫ ,, ૧૮ ૨૪
૩૬ ,, ૧૪ ૩૨
૩૭ ,, ૧૪ ૩૬
૩૮ ,, ૧૪ ૩૯
૩૯ સ્કંપ્રભા ૧૪ ૪૨
૪૦ ,, ૧૪ ૪૬-૪૮
૪૧ ,, ૧૫ ૫ ૧૫
૪૨ ,, ૧૫ ૧૨
૪૩ ,, ૧૬ ૧
૪૪ ,, ૧૬ ૪
૪૫ ,, ૧૬ ૬
૪૬ ,, ૧, ૧૨
૪૭ ,, ૧૬ ૧૩
૪૮ ,, ૧૬ ૧૬
૪૯ ,, ૧૬ ૧૮
૫૦ , ૧૬ ૧૯
૫૧ ,, ૧૬ ૨૧
૫૨ , ૧૬ -૨
૫૩ ,, ૧૬ ૨૩
૫૪ ,, ૧૬ ૨૪
૫૫ , ૧, ૨૬
૫૬ ,, ૧, ૨૭
૫૭ ,, ૧૬ ૨૯
૫૮ ,, ૧૬ ૩૦

સ્વામિતીર્થ.[૫૯] જરત્કારુતીર્થ.[૬૦] ખંજનકતીર્થ.[૬૧] આનકદુંદુભિતીર્થ, શૂરતીર્થ, ગદતીર્થ.[૬૨] ગાવલ્ગણુતીર્થ, અક્રૂરતીર્થ, બલદેવતીર્થ, ઉગ્રસેન-તીર્થ.[૬૩] અર્જુનતીર્થ, સુભદ્રાતીર્થ, દેવકીતીર્થ, રોહિણીતીર્થ.[૬૪] ઉદ્ધવ-તીર્થ, સારંગતીર્થ, સત્યભામાતીર્થ, ભદ્રાતીર્થ.[૬૫] જામદગ્ન્યતીર્થ, રામ-તીર્થ, ભાસતીર્થ, શુક્રતીર્થ.[૬૬] કર્દમતીર્થ. કપિલતીર્થ, સોમતીર્થ.[૬૭] –આ બધું તીર્થવૃન્દ. ભગવાનનો પરિચારકવર્ગ.[૬૮] રુક્મિણુગણુનાથ.[૬૯] કુશરાક્ષસ ઉપર સ્થાપિત શિવલિંગ.[૭૦]

द्वारमती

[૧]તે જ દ્વારકા. જુઓ द्वारका.

द्वारवती

[૧] [૧]તે જ દ્વારકા.

[૨] સરસ્વતીના તટ ઉપરનું એક તીર્થ[૨], સ્કન્દના બ્રાહ્મખંડમાં द्वारा-वती પાઠ પણ મળે છે.[૩]

द्वारावती

સરસ્વતીના તટ ઉપરનુ એક તીર્થ[૧] તેને 'દ્વારવતી' પણ કહે છે. જુઓ द्वारवती [૨]. જુઓ द्वारका નોધ ૧.

૫૯ સ્કપ્રદ્વા ૧૬.૩૨
૬૦ ,, ૧૬.૩૩
૬૧ ,, ૧૬.૩૪
૬૨ ,, ૧૬.૩૭
૬૩ ,, ૧૬.૩૮
૬૪ ,, ૧૬.૩૯
૬૫ સ્કપ્રદ્વા ૧૬.૪૦
૬૬ ,, ૧૬.૪૧
૬૭ ,, ૧૬ ૪૨
૬૮ ,, ૧૭.
૬૯ ,, ૧૭.૧
૭૦ ,, ૨૦.

द्वारमती

૧ જુઓ द्वारका ૪૪.

द्वारवती

૧ જુઓ द्वारका ૨,૧૩,૧૬,૨૧,૨૨,૨૩, ૫૦ ઉપરાંત મ ૧૩.૩૯, વિપ ૨૪ ૭, મવ ૮૦ ૮૨

૨ સ્કપ્રપ્ર ૩૫ ૭૫

૩ જુઓ द्वारका ૫૬.

द्वारावती

૧ જુઓ द्वारका ૫૬ અને ૫૯ થી ૬૨.

દ્વાર્વતી

૧તે જ દ્વારકા.

ધર્મારણ્ય–ક્ષેત્ર

મોઢેરાની આસપાસનું ક્ષેત્ર

તે સત્યયુગમાં ધર્મારણ્ય, ત્રેતામાં સત્યમંદિર, દ્વાપરમાં વેદભવન અને કલિયુગમાં મોહેરક કહેવાયું સૂર્યથી ધર્મરાજ જન્મ્યા, તેમણે પૂર્વે નિર્માણ કર્યું તેથી ધર્મારણ્ય કહેવાયું[2] ત્યાં ૨૪ ગોત્રના બ્રાહ્મણોને વસાવ્યા[3] ભૂત, યક્ષ અને રાક્ષસ પિશાચાદી બ્રાહ્મણોને પીડા થતાં શ્રીમાતા આદિ ગોત્રમાતાઓ-યોગિનીઓની સ્થાપના થઈ[4] સો વર્ષ પછી દેવો આવીને જુએ છે તો ધર્મારણ્ય ઉજ્જડ થઈ ગયેલું[5] અજેશે કામધેનુને બોલાવી એક એક વિપ્રને બબ્બે અનુચર અપાવ્યા, જે ૩૬૦૦૦ વણિકો થયા[6] તેમના ગન્ધર્વનગરની કન્યાઓ સાથે લગ્ન કરાવ્યા[7] ત્રેતાના આરંભમાં લોહજિહ્વ રાક્ષસનો ત્રાસ હતો તેણે નગર બાળ્યું શ્રીમાતાએ યુદ્ધ કર્યું વાસુદેવે આવીને સુદર્શન ચક્રથી રાક્ષસ હણ્યો બ્રાહ્મણોએ શ્રીકાન્ત (શ્રીમાતાના કાન્ત-વાસુદેવ)ને કહ્યું કે સત્યલોકથી આવીને બ્રાહ્મણહિતાર્થે આ નગર સ્થાપ્યું છે તો જે સત્યયુગમાં ધર્મારણ્ય તરીકે ખ્યાત હતું તે ત્રેતામાં સત્યમંદિર તરીકે પ્રસિદ્ધ થશે[8] ત્યારથી તે સત્યપુરી કહે

---

દ્વાર્વતી

१ भाग्नि ३ १८ वामान् सिषेव द्वार्वत्याम् ॥

भाग्ने ३० ५ एत घोरा महोत्पाता द्वार्वत्या यमकतन ।

धर्मारण्यक्षेत्र

१ स्कंधाध ४० ६७

धर्मारण्य कृतयुग त्रेताया सत्यमन्दिरम् ।

द्वापरे वेदभवन कलौ मोहेरक स्मृतम् ॥

२ स्कंधाध ८ ४४

सूर्याद्वि धर्मराज जज्ञे तनेद निर्मित पुरा ।

धर्मेण निर्मित यस्मा धर्मारण्यमनुत्तमम् ।

धर्मारण्यमिद प्रोक्त यन्मया स्कन्द पुण्यदम् ॥

३ स्कंधाध ९ १८–९९

४ ,, ९ १०३–५

५ ,, ९ ११४ ७

६ स्कंधाध १० ३–५

७ ,, १० ४४–९

८ ,, ११

વાઈ.[૯] પૂર્વે ધર્મેશ્વર, દક્ષિણ દિશાએ ગણપતિ, પશ્ચિમે સૂર્ય અને ઉત્તરે બ્રહ્માની સ્થાપના થઈ. [૧૦] શંભુની પશ્ચિમે રવિક્ષેત્ર.[૧૧] ધર્મારણ્યમાં બકુલ વૃક્ષ તળે બેસી તપ કરતી સંજ્ઞા સૂર્યને જોઈ વાવા બની, સૂર્ય અશ્વ બન્યો, બંનેનો સંયોગ થયો અને ભૂતલ ઉપર અશ્વિન યુગલનો જન્મ થયો.[૧૨] બકુલની પાસે તેથી ત્યાં સ્થપાયેલા સૂર્યનું 'બકુલાર્ક' નામ પડ્યું.[૧૩] અશ્વની ખરી અફળાતાં કુંડ થયો તે રવિકુંડ. અને તે ભાગ બકુલવન.[૧૪] ધર્મારણ્યમાં વિષ્ણુએ પોતાનું અશ્વાનન અને બ્રહ્મએ શાર્દૂલમુખ ખોવા તપ કર્યું. તીર્થમહિમાથી કૃષ્ણને પડેલાનું મુખ મળ્યું. બ્રહ્માનું પાંચમું શાર્દૂલમુખ શિવે છેદ્યું. વિષ્ણુએ ત્યાં 'મુકનેશ્વર'-'મોક્ષેશ્વર' સ્થાપી મોક્ષતીર્થ રચ્યું [૧૫] દેવખાત-દેવસર.[૧૬] ચોમેર દેવમાતાઓની સ્થાપના.[૧૭] કર્ણાટ-કર્ણાટક નામનો દૈત્ય છૂપો આવીને દંપતીઓને વિઘ્નરૂપ થતો હતો તેથી લોક નાસવા લાગ્યું. માતંગીરૂપ ધારણ કરી શ્રીમાતાએ તેને હણ્યો. લોક પાછું આવીને વસ્યુ ને વર્ષે વર્ષે શ્રીમાતાનું પૂજન કરવા લાગ્યું.[૧૮] ઇન્દ્રસર અને ઇન્દ્રેશ્વર.[૧૯] જયંતેશ્વર.[૨૦] શિવતીર્થ.[૨૧] ધરાક્ષેત્ર.[૨૨] કુલદેવતાઓ અને અવટંકો (અટકો).[૨૩] દેવનાઓનું સ્થાપન.[૨૪] હજાર વર્ષ પછી લોહાસુરે ત્રાસ વર્તાવ્યો ને સૌ લોક નાઠા અને પાસેના નિર્જન એવા મુક્તારણ્યમાં નિવાસ કર્યો.[૨૫] વજ્જિગ્-ગામ.[૨૬] શંભુ-ગ્રામ.[૨૭] મંડલ.[૨૮] અડાલજ.[૨૯] બ્રહ્મારણ્યમાં માર્કંડેય સરસ્વતી લાવ્યા; તેને તટે દ્વારાવતી તીર્થ.[૩૦] ગોવત્સતીર્થ.[૩૧] તેની નૈર્ઋત્યે લોહયષ્ટિ-રુદ્રનું

૯ સ્કન્ધ ૧૨.૧ स्थापितं तत्तदायैव सत्याभिग्या हि सा पुरी ।

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧૦ | ,, | ૧૨.૨ | ૨૨ | સ્કન્ધ | ૨૦.૩૮ |
| ૧૧ | ,, | ૧૩.૧ | ૨૩ | ,, | ૨૧. |
| ૧૨ | ,, | ૧૩.૪૮-૫૦ | ૨૪ | ,, | ૨૨. |
| ૧૩ | ,, | ૧૩.૮૦-૫ | ૨૫ | ,, | ૨૩.૨૭-૩૮ |
| ૧૪ | ,, | ૧૬.૫૦-૬૬ | ૨૬ | ,, | ૨૩.૩૯ |
| ૧૫ | ,, | ૧૫.૪૩-૬૦ | ૨૭ | ,, | ૨૩.૪૧ |
| ૧૬ | ,, | ૧૫.૫૭-૮૧ | ૨૮ | ,, | ૨૩.૪૩ |
| ૧૭ | ,, | ૧૬. | ૨૯ | ,, | ૨૩.૪૬ |
| ૧૮ | ,, | ૧૮.૧-૬ | | | જુઓ अडालज |
| ૧૯ | ,, | ૧૯.૧ | | | |
| ૨૦ | ,, | ૧૯.૩૩ | ૩૦ | ,, | ૨૫.૧૦-૧ |
| ૨૧ | ,, | ૨૦.૧ | ૩૧ | ,, | ૨૭. |

રત્નભૂમિએ તે કુંડતીર્થ[32] ધર્મેશ્વ.[33]–યમતીર્થ.[34] રાવણવધ પછી બ્રહ્મહત્યામાંથી છૂટવા વસિષ્ઠને ઉત્તમ તીર્થ માટે પૂછતાં તે રામને ધર્મારણ્ય બતાવે છે[35] રામ માંડલિકપુર[36] આવે છે ધર્મારણ્યમાં પગે ચાલીને મધુવાસનક ગ્રામે[37] આવે છે સુવર્ણાને જમણે કાંઠે હરિક્ષેત્ર અને ડાબે કાંઠે ધર્મસ્થાન[38] તેના વાયવ્ય ભાગમાં સુવર્ણાને બને કાંઠે રામે રામેશ્વર અને કામેશ્વર સ્થાપ્યા[39] રાતે રામે નારીનું કરુણ રુદન સાંભળ્યું[40] તે ધર્મારણ્યક્ષેત્રની અધિષ્ઠાતા શ્રીમાતા હતી અને લોહાસુરે વિપ્રો અને વણિજોને ભગાડ્યાથી, તે રાક્ષસને દેવીએ માર્યો છતાં, ભારે ભયથી કોઈ પાછું આવતું ન હતું તેથી રડતી હતી[41] રામ બધાને પાછા બોલાવે છે અને દેવીએ સત્ય કહ્યું તેથી તે નામે–સત્યમંદિર નામે નગર વસાવે છે[42]–જીર્ણોદ્ધાર કરે છે,[43] ધર્મારણ્યમાં હરિક્ષેત્રમાં ધર્મકૂપ[44] પાસે દેવોનું–ત્રિમૂર્તિ વગેરેનું આવાહન કર્યું તેમની ગિરિજેવા સ્થંડિલ ઉપર ગૃહશાલાઓ ને બ્રહ્મશાલાઓ રચી ગાયચરીના સાથે બ્રાહ્મણોને આપી[45] ત્રયીવિદ્યોને ૪૦૦૪ ગામો આપ્યાં[46] હનુમાનને રક્ષાર્થે સ્થાપ્યા[47] રામ ફરી ધર્મારણ્યની યાત્રા કરે છે ને મોહેરકપુર[48] આવે છે યજ્ઞને અંતે સીતા પોતાના નામથી પુર સ્થાપવા કહેતાં સીતાપુર[49] સ્થાપે છે રામે મોહેરક આગળના ૧૨ ગામ વિદ્વાન બ્રાહ્મણોને આપ્યા[50] ત્યાંથી રામ બીજા તીર્થે–કાશ્યપી નદીને તટે ધર્મારણ્યમાં ગયા[51] સીતાપુર સમેત સત્યમંદિર સુધીનાં ૫૫ ગામ પોતે

---

૩૨ સ્કબ્રાધ ૨૮
૩૩ ,, ૨૯ ૪૮
૩૪ ,, ૨૯ ૭૫
૩૫ ,, ૩૧
૩૬ ,, ૩૧ ૫૮
૩૭ ,, ૩૧ ૭૦
૩૮ ,, ૩૧ ૭૨–૩
૩૯ ,, ૩૧ ૭૬
૪૦ ,, ૩૧ ૭૮ ૮૫
૪૧ ,, ૩૨ ૨૦ ૨
જુઓ લોહાણા, લોહાટી.

૪૨ સ્કબ્રાધ ૩૨ ૪૫–૫૬
૪૩ ,, ૩૩ ૧–૧૬
૪૪ ,, ૩૩ ૧૬
૪૫ ,, ૩૪ ૧૪–૨૬
૪૬ ,, ૩૪ ૨૭
૪૭ ,, ૩૩ ૫૩
૪૮ ,, ૩૫ ૧૦
૪૯ ,, ૩૫ ૨૩–૫
૫૦ ,, ૩૫ ૨૭
૫૧ ,, ૩૫ ૨૮–૯

નિર્માને ગમે બ્રાહ્મણોને આપ્યા.[૫૨] તે ૫૫ ગામના નામ.[૫૩] ૧ સીતાપુર;

૫૨ સ્કંધ ૩૫.—
सीतापुर श्रीक्षेत्र च मुशली मुद्गली तथा ॥ ३७
ज्येष्टला श्रेयस्थान च दतालीं वटपत्तरा ।
राज पुर कृष्णवाट देह लोह वनस्थनम् ॥ ३८
कोहेच चदनक्षेत्र थल च हस्तिनापुरम् ।
कर्पटं कनजह्वी वनोडस्तफारली ॥ ३९
मोहोध शमोहोरली गोविदण थलत्वजम् ।
चारणसिद्ध सोद्गीता भाज्यज वटमालिरा ॥ ४०
गोधर मारणज चैव मात्रमध्य च मातरम् ।
वलासी गवव्वी ईआम्री च राज्यनम् ॥ ४१
रूपारली वहुधन छनीट वशज तथा ।
जायासरण पोतिरी च चित्रलेरा तथैव च ॥ ४२
दुग्धावली हसावली च वैहोल चैलज तथा ।
नालावली आसावली मुहाली कामत परम् ॥ ४३
સ્કંધ ૩૬ —
सीतापुर च श्रीक्षेत्र मगोडी च तथा स्मृता ।
ज्येठलोजस्तथा चैव शेरथा च तत परम् ॥ २५
छेदे तालौ वनोडी च गोव्यदली तथैव च ।
कराचोपली चैव कोहेच चदनस्तथा ॥ २६
थलग्रामश्च सोह च हाथज वपडवाणकम् ।
भ्रजन्होरी च वनोडी च फीणा वगोल दणस्तथा ॥ २७
थलजा चारण सिद्वा भालजाश्च तत परम ।
महोवी आर्दया मलीआ गोधरी आमत परम ॥ २८
नाठमुहाली तथा चैव माणजा सानदीयास्तथा ।
आनन्दीया पाटडीअ टीकोलीया तत परम् ॥ २९
गमी धणीआ मात्रा च नातमोरास्तथैव च ।
वलोजा रात्यजाश्चैव रुपोला चोघणी च वै ॥ ३०
छनोटा जलुएवा च वासतडीआमत' परम् ।
जायासणा गोतीया च चरणीया दुधीयास्तथा ॥ ३१
हालोला वेहोला च असाला नालाडास्तथा ।
वेहोलो सीहासीया च सालीयास्तथैव च ॥ ३२
૫૩ સ્કંધ ૩૯ ૩૬

૨ શીલેન, ૩ મુદ્‌ગલી–મગોડી–મુદ્‌ગલ[૫૦]–મગોડીઆ,[૫૪] ૪ મુશલી–શોહાલી શીહોલિયા,[૫૬] ૫ જ્યેષ્ઠતા–મયેડવેજ–જ્યેષ્ઠનોજ,[૫૭] ૬ અશ્વસ્થાન–શે થ, ૭ દતાલી–દેતાલી–દતાની,[૫૮] ૮ વટપત્ર–વનોડી–વટસ્થાન[૫૯] વડોદરા,[૬૦] ૯ ગોબ્ય દવી–ગોદળી,[૬૧] ૧૦ કૃષ્ણવાટ–કટા–કપડનાડી,[૬૨] ૧૧ ચનગ્યન–ચોપની–ચેખલી[૬૩]–વેખના,[૬૪] ૧૨ દહલોડ (દેહાલોડી)[૬૫]–દેહલોદ–દેદલોડીઆ,[૬૬] ૧૩ કોહેય, ૧૪ ચદન ક્ષેત્ર–ચદન–ચાચોદખ[૬૭]–ચાદણખેડ,[૬૮] ૧૫ થન–થનઆમ ૧૬ મોઉત્રી[૬૯] ૧૭ હસ્તિનાપુર–હાથજ–હાથીજણ,[૭૦] ૧૮ કર્પટ–કપડવાણક–કપડ વણજ,[૭૧] ૧૯ જહરી–જન્હોરી, ૨૦ વનોડ–વનોડી, ૨૧ ફનફાવની–પીચુનિ–કોણુ[૭૨]–ઝીણાવાચન,[૭૩] ૨૨ ગોવિદણુ[૭૪]–ગોલદણ,[૭૫] ૨૩ થલત્યજ,[૭૬]–થલજા, ૨૪ ચાગણસિદ–ચારણસિદ્ધા–નારણસિદ્ધા[૭૭]–વારણ સિદ્ધા,[૭૮] ૨૫ ભાત્યજ–આથજા,[૭૯] ૨૬ મોહોધ–મહોવી[૮૦]–મોહોવી[૮૧] ૨૭ આર્ઘયામવીઆ–ઈયારવીઆ[૮૨]–તિયાથી,[૮૩] ૨૮ ગોધર–ગોધરી[૮૪] ૨૯ વટમાનિકા–વાકસદાની–વાટઅકાલ,[૮૫] ૩૦ મારણુજ–માણજ[૮૬] ૩૧ સાનદીયા–સાણુદા[૮૭] ૩૨ આનન્દી,[૮૮] ૩૩ પાટડીઅ–પાટડી,[૮૯]

૫૪ સ્કન્ધ ૩૬ ૬૦
૫૫ „ ૩૬ ૩૬
૫૬ „ ૩૬ ૬૪
૫૭ „ ૩૬ ૬૭
૫૮ „ ૩૬ ૭૬
૫૯ „ ૩૬ ૪૧
૬૦ „ ૩૬ ૭૬
૬૧ „ ૩૬ ૮૬
૬૨ „ ૩૬ ૬૦
૬૩ „ ૩૬ ૪૪
૬૪ „ ૩૬ ૬૬
૬૫ „ ૩૬ ૪૩ ૫
૬૬ „ ૩૬ ૬૮
૬૭ ૩૬ ૪૫
૬૮ „ ૩૬ ૧૦૮
૬૯ ૩૬ ૧૧૫
૭૦ „ ૬૬ ૧૨૦
૭૧ „ ૩૬ ૧૨૨
૭૨ સ્કન્ધ ૩૬ ૪૫
૭૩ „ ૩૬ ૧૩૭
૭૪ „ ૩૬ ૧૩૨
૭૫ „ ૩૬ ૪૫
૭૬ „ ૩૬ ૪૬ ૧૪૫
૭૭ „ ૩૬ ૪૬
૭૮ „ ૩૬ ૧૪૫
૭૯ „ ૩૬ ૪૭ ૧૫૫
૮૦ „ ૩૬ ૧૫૬
૮૧ „ ૩૬ ૪૭
૮૨ „ ૩૬ ૪૭
૮૩ „ ૩૬ ૧૬૪
૮૪ „ ૩૬ ૪૭,૧૭૦
૮૫ „ ૩૬ ૧૭૬
૮૬ „ ૩૬ ૧૮૪
૮૭ „ ૩૬ ૧૯૦
૮૮ „ ૩૬ ૪૮,૧૯૪
૮૯ „ ૩૬ ૪૮,૧૯૬

૩૪ ટીકોલી,[૯૦] ૩૫ ગભીધણી–ગભીધાણી,[૯૧] ૩૬ માતર–માત્રા,[૯૨] ૩૭ માનમધ્ય–નાતમોરા,[૯૩] ૩૮ બલવતી–વલોજા–બલોના,[૯૪] ૩૯ રાજ્યજ–રાત્યજ–રાજયજ,[૯૫] ૪૦ રૂપાવલી–રૂપોલા[૯૬] (? રૂપાલ), ૪૧ બહુધન–બોધણી, ૪૨ છત્રોટ–છત્રોટા,[૯૮] ૪૩ અલુ–ખન,[૯૯] ૪૪ વશજ વાસતડી–વાસડી[૧૦૦]–વાસતડી,[૧૦૧] ૪૫ જાયાસગણ–જાપાસણા–જાગવા[૧૦૨]–જાખાસણ,[૧૦૩] ૪૬ પેતિકી–ગોતીયા[૧૦૪]–ગીતા,[૧૦૫] ૪૭ ચિત્રવેષ–ચરણીયા[૧૦૬]–વગલીયા, ૪૮ દુગ્ધાનની–દુધીયા,[૧૦૭] ૪૯ હસાવની–હાલોલા–હોસોન્ના[૧૦૮]–હાસોલાસ,[૧૦૯] ૫૦ વૈહોલ–વૈહોલા–વૈસોલા[૧૧૦]–વૈહાલા,[૧૧૧] ૫૧ આમાવલી–અસાલા,[૧૧૨] ૫૨ નાલાવલી–નાલાડા–નાલોલા,[૧૧૩] ૫૩ દેહોલો–દેલોલા[૧૧૪]–દેહોલ,[૧૧૫] ૫૪ સૌદાસીયા–સોહાસીયા,[૧૧૬] ૫૫ સુહાલી–સહાલીયા[૧૧૭]–સુહાલીઆ[૧૧૮]–શીતવાડિયા[૧૧૯]

ચાતુર્વિદ્યોએ પાછા આવીને ગામ વસાવ્યા તે

શીલા, મંડોરા, એવડી, શુદગણા,[૧૨૦] કલ્યાણીયા, દેગામા, નાયકપુરા, ડલીઆ,[૧૨૧] કડોલ્યા, કોહાટીયા, હરડીયા, ભદ્રુકીયા,[૧૨૨] સપ્રાણાવા, કદગના, વાસરોલા, શરંડાવા,[૧૨૩] લોલાસણા, વારોલા, નાગનપુરા[૧૨૪]

---

૯૦ સ્કન્ધ ૩૧ ૨૦૨
૯૧ ,, ૩૧ ૨૦૫
૯૨ ,, ૩૧ ૨૦૮
૯૩ , ૩૧ ૨૧૧
૯૪ ,, ૩૧ ૨૧૪
૯૫ ,, ૩૧ ૨૧૭
૯૬ ,, ૩૧ ૨૨૦
૯૭ , ૩૧ ૨૨૬
૯૮ ,, ૩૧ ૨૩૦
૯૯ , ૩૧ ૨૩૩
૧૦૦ ,, ૩૧.૪૨
૧૦૧ ,, ૩૧ ૨૩૭
૧૦૨ ,, ૩૧ ૪૧
૧૦૩ ,, ૩૧ ૨૪૦
૧૦૪ ,, ૩૧ ૨૪૮
૧૦૫ , ૩૧ ૪૧
૧૦૬ ,, ૩૧ ૫૦
૧૦૭ સ્કન્ધ ૩૧ ૫૦ ૫૫૨
૧૦૮ ,, ૩૧ ૫૦
૧૦૯ ,, ૩૧ ૨૫૭
૧૧૦ , ૩૧ ૫૧
૧૧૧ , ૩૧ ૨૬૧
૧૧૨ ૩૧ ૫૧ ૨૬૪
૧૧૩ , ૩૧ ૫૦, ૨૬૬
૧૧૪ , ૩૧ ૫૨
૧૧૫ , ૩૧ ૨૬૯
૧૧૬ ,, ૩૧ ૫૨ ૨૭૧
૧૧૭ ,, ૩૧ ૨૭૩
૧૧૮ ,, ૩૧ ૫૩
૧૧૯ ૩૧ ૫૪
૧૨૦ , ૩૧ ૨૭૮
૧૨૧ ,, ૩૧ ૨૭૯
૧૨૨ , ૩૧ ૨૮૦
૧૨૩ , ૩૧ ૨૮૧
૧૨૪ , ૩૧ ૨૮૨

## नगर

વડનગર, પ્રાચીન આનર્તપુર, ચમત્કારપુર

નાગરખંડમાં આનર્તાધિપતિ ચમત્કાર રાજાએ નગર બનાવ્યુ (૧૧૬૪) એવો ઉલ્લેખ છે ત્યાં તે શબ્દ સામાન્ય-પુરના-અર્થમાં લઈ શકાય એમ છે[1] અને ત્યાં તે નગરનું નામ પણ ચમત્કારપુર આપવામાં આવ્યુ છે પણ આગળ ૧૧૪ ૭૮માં તેજ સ્થળે 'નગર નામનું સ્થાન' બધાયાનો અસંદિગ્ધ ઉલ્લેખ છે, જે ચમત્કારપુર પોતે પાછળથી નગર' નામે ઓળખાયાનું સ્પષ્ટ સૂચવે છે ન (નહિ) ગર (વિષ) એવો મંત્ર બોલવાથી સર્પો ભાગી જશે એમ ભગવાને કહીને 'નગર' નામ આપ્યુ[2] નાગરોના સંબંધમાં નાગરખંડમાં 'નગર' સ્થાનનો નિર્દેશ આવ્યા કરે છે[3]

જુઓ आनर्तपुर

## नर्मदा

નદી બધા જ જૂના ગ્રંથોમાં તેનો ઉલ્લેખ થયો છે રેવા નામથી પણ જાણીતી છે.

નર્મદા ઋક્ષ પર્વતના મેકલ ભાગમાંથી નીકળે છે (જેમાંથી શોણ પણ નીકળે છે) અને તેથી મેકલસુતા પણ કહેવાય છે, જ્યારે રેવા વિન્ધ્યપર્વતના અમરકંટકમાંથી નીકળે છે, બંને માંડલા નજીક મળે છે

---

नगर

૧ જુઓ हाटकेश्वरक्षेत्र ૧૪ ૧૫

૨ સ્કંના ૧૧૪ —

गर विषमिति प्राक्त न तत्रास्ति च साम्प्रतम ॥ ७६
अद्यप्रभृति तत्स्थान नगराख्य धरातले ।
भविष्यति सुविख्यात तव कीर्तिविवर्धनम् ॥ ७८

વળી જુઓ સ્કંના ૧૯૯ —

सर्पाणाम् गरनाशनात् ॥ १०७
नगरत्व ततो जात चमत्कारपुरस्य तु ॥ १०८

૩ દા ત સ્કંના ૧૭૬ ૩ तथैनगरस्थान ।

અને પછીથી નદી મને નામે ઓળખાય છે[૧] (જુઓ રેવા)

પેરિપ્લસમા Nammadus ના મુખ ઉપર બારિગાઝા(ભરૂચ) છે એમ કહ્યુ છે.[૨] ટોલેમી Namados(-des) નામ આપે છે[૩]

સ્કંદના આવન્ત્યખડમાનો રેવાખડ નર્મદા અને તેના કિનારાપરના તીર્થોનુ સવિસ્તર વર્ણન આપે છે —

ઉદ્ભવ-[૪] પૂર્વે શિવ ઉમાની સાથે ઋક્ષશૈલ ઉપર તપ તપતા હતા તાપને લઈને શરીરમાથી સ્વેદ ઉદ્ભવ્યો અને તે ગિરિને જળ બગોળ કરવા લાગ્યો તેમાથી નદી બની તેણે સ્ત્રીરૂપ ધારણ કરીને સત્યયુગમા રુદ્રનું આરાધન કર્યુ શિવે પ્રસન્ન થઈને વર માગવા કહ્યુ તેણે પોતાને અક્ષયા અને પુણ્યા બનાવવાનુ માગ્યુ, અર્થાત્ મહાપ્રલયમા સૌ સ્થાવરજગમનો નાશ થાય ત્યારે પણ પોતે અક્ષત રહે અને ઉત્તરમા જેવી ગગા છે તેવી અહી પોતે દક્ષિણગગા બનીને મહાપાતકનાશિની નીવડે એમ જે વરતુ માગી નર્મદા રુદ્રસમુદ્ભુતા, અયોનિજા ગણાય છે અક્ષયા અને અ-મૃતા પણ ગણાય છે

નર્મદાનાં પદર નામ—આ ગગા તે પદર સ્રોતથી દશે દિશાને જળમમોળ કરતી વહે છે એમ કહી પદર નામ આપ્યા છે[૫] શોણ, મહાનદ, નર્મદા સુરસા, મદાકિની, દશાર્ણા, ચિત્રકૂટા, તમસા, વિદસા, કરભા, યમુના, ચિત્રોત્પલા, વિપાશા, રજના અને વાલુવાહિની

આ બધી જ રુદ્રસભવા-શિવમાથી ઉત્પન્ન થયેલી, ઋક્ષપર્વતના પાદમાથી પ્રસવેલી છે

ઉપરાંત, ત્રિકૂટા(કદાચ ચિત્રકૂટાનું રૂપાન્તર) વેણ્વી, મહતી કૃપા, રેવા, વિપાપા, વિમલા, વાલુવાહિની એ નામો પણ છે[૬]

નર્મદા નામ શા માટે?–[૭] પૂર્વકલ્પમા શિવ ઉમા સાથે ક્રીડા કરતા હતા ત્યારે શભુના ઉરસ્થલ ઉપર ઉમાકુચવિમર્દનને કારણે સ્વેદમાંથી કન્યા ઉત્પન્ન થઈ (રુદ્રદેહમાથી એનો આ બીજો ઉદ્ભવ) ત્રૈલોક્યને પોતાના રૂપ વડે ઉન્મત્ત કરતી તે પરિભ્રમણ કરવા માડી મોહિત થયેલા દૈત્યો તેનો પીછો પકડવા લાગ્યા મન અને તેજ જોતામા વધુ હરે

---

નર્મદા
૧ રી) પૃ૦ ૪૨.
૨ પેરિ કંડિકા ૪૨, પૃ૦ ૩૯
૩ ટો પૃ૦ ૩૮, ૧૦૨
૪ સ્કઆરે ૪
૫ " ૪૪, ૮
૬ " ૫૬
૭ " ૫

તે તેને પામશે એમ શિવે કહ્યું દેવાસુરો કન્યાની સમીપ દોડ્યા તેમની નજર આગળ તે અંતર્ધાન થઈ ગઈ ફરી તેમણે તેને દૂર જોઈ વળી ચાર, દસ કે સો યોજન દૂર જ્યાં જ્યાં તે નજરે પડી ત્યાં તેઓ દોડી પહોંચતા શત યોજન, સહસ્ર યોજન, શતસહસ્ર યોજન દૂર તે દેખાતી આગળ પાછળ, દિશાઓમાં વિદિશાઓમાં, એકરૂપે અનેકરૂપે દેવદાનવો તેને જોતા કોઈ તે કન્યાને પામી શક્યું નહિ ઉમાની સાથે શિવ ફરી ફરી જોરથી હસી ત્યાં ગયો તાનમાં નૃત્ય કરી રહ્યા ત્યાં તો અકસ્માત્ તે કન્યા શંકરની સમીપ દેખાઈ વિસ્મય પામેલા દેવો ને દૈત્યો પાછા વળ્યા પિનાકપાણિએ આ ઉપરથી તેમને નર્મ(વિનોદ) આપ્યો તેથી તેનું નામ નર્મદા પાડ્યું (૧) નરરૂપમાં હરેલા એવા શિવ ભૂમિ ઉપર હાસ્ય પામ્યા તેથી તે નર્મદા ગણાઈ (૨) સાતે કલ્પોના ક્ષયપ્રસંગે તે મરી નહિ ( न मृता ) તેથી પણ તે નર્મદા કહેવાઈ શિવે આ કન્યા સમુદ્રને દીધી

રેવા શા માટે? ખળખળ કરતી વહે છે માટે[8]

વૈષ્ણવી નદી—અ. ૫૧૧ માં નર્મદાને પુરાણનો વૈષ્ણવી શા માટે કહે છે એના પ્રશ્નથી તે વૈષ્ણવી ગણાતી હોવાનું સૂચન મળે છે પણ આગળ[9] કહ્યું છે કે એક જ નદી ગંગા રેવા અને સરસ્વતી નામે ઓળખાય છે તેમાં ગંગા વૈષ્ણવી રેવા શિવા અને સરસ્વતી તે બ્રાહ્મી મૂર્તિ છે

અમરકંટક—અમરોના( દેવોના ) કટ(શરીર) ઉપર હસતે મોઢે નર્મદા નાચી તે પરથી—અમરોના કટથી વીંટાયેલ તે પર્વત અમરકંટક કહેવાયો[10] ત્યાં મરણથી અનિવૃત્તિકા ગતિ ત્યાંથી પડીને મરે તેની આગળ પાતાળમાં ત્રણ હજાર કન્યાઓ હાજર રહે અગ્નિપ્રવેશ કરે તે સ્વર્ગ પામે તેને તીરે સમય થયે વૃક્ષો પડે તે નર્મદાનીરના સ્પર્શથી પરમગતિને

---

૮ અધ્યાય ૬ ૩૭ ૮

૯ " ૬ ૪૫ ૮

૧૦ ' ૧૫ ---

अमराणां कटे तुगे नृत्यति हसितानना ।
अमरा देवता प्रोक्ता शरीर कटमुच्यते ॥ १५
तै कटैरावृतो यस्मात् पर्वतोऽय नृपोत्तम ॥ १६

પામે છે[૧૧] પર્વતની પ્રદક્ષિણા કરે તેને પૌણ્ડરીકયજ્ઞનું ફળ મળે.[૧૨] તે પર્વત પરના તીર્થો[૧૪] —અનેશ્વરહ્રદ(ધરો), દારુવન, ચરુકાસગમ, ચરુકેશ્વર, દારુકેશ્વર, વ્યતીપાતેશ્વર, પાતાલેશ્વર અને એમ અમરેશ્વરની પાસે વરુણેશ્વર આદિ ૧૦૮ લિંગો નર્મદાને ઉત્તર કિનારે છે. માધાતૃપુર પાસે સિદ્ધેશ્વર ને યમેશ્વર, ઓમકારના પૂર્વભાગમા કેદાર, બ્રહ્મેશ્વર, સપ્તમ ર સ્વત, રુદ્રાષ્ટક, માવિત્ર સોમતીર્થ, એ સ્થાનો નર્મદાને દક્ષિણ કિનારે છે,

કપિલા—નર્મદાની દક્ષિણે[૧૮] પૂર્વે દાક્ષાયણી શૂલપાણિ સાથે નર્મદા નીરમા ક્રીડા કરી રહ્યા પછી તેનુ મેઘધનુષ્યરંગી સ્નાનવસ્ત્ર અનુચરીઓએ નીચોવ્યુ દેવીના અગરાગના સયોગથી વસ્ત્રમાથી કપિલ પાણી ટપક્યુ તે પરથી તે નદી રગે ને નામે કપિલા કરી[૧૫] તે વિશલ્યા પણ કહેવાય છે દૈત્યો સામે દેવો લડ્યા ને જીત્યા પણ તેમા નર્મદાનો પુત્ર જે બહુ ઘવાયો હતો તે માતાને મળવા ગયો માતાએ તેને લઈ ને કપિલાહ્રદમા પ્રવેશ કર્યો, જેથી તેના શલ્ય નીકળી ગયા —તે વિશલ્ય બન્યો, એ પરથો વિશલ્યા નામ થયુ[૧૬] ત્રિશ'લકરણી પણ કહે છે.[૧૭] વિશલ્યાસગમમાહાત્મ્ય.[૧૮]

કરનર્મદા (કરમર્દા)[૧૯]સગમ—વિષ્ણુએ ચક્ર ઉપાડતા પહેલા હાથ ઘસતા સ્વેદમાથી ઉપજેલી નદીનો રેવાથી સગમ[૨૦] નીલગગાનો સગમ[૨૧] અપ્સરેશ્વરતીર્થ.[૨૨] જ્વાલેશ્વર—જ્વાલા નદી શિવે ત્રિપુરદહન પછી શિવને શરણે આવેલા બાણ પર પ્રસન્ન થઈ બાણપુરને ઠારવા માટે નિર્મી (જે રેવાને મળી) ત્યા[૨૩] શક્રેશ્વર કુશાવર્ત, બ્રહ્મકુંડ, હંસતીર્થ, અબરીષતીર્થ, મહાકાલેશ્વર, માતૃકેશ્વર, એ તીર્થો રેવાને દક્ષિણ તટે છે[૨૪] ભૈરવ ને ચપલેશ્વર ઉત્તર તટે છે[૨૫]

કાવેરી—કાવેરીનર્મદાસગમ[૨૬] ચક્રપાણીશ્વરતીર્થ, કુમેરેશ્વરતીર્થ,

---

૧૧ રેવાખંડ અ. ૨૧ ૪૫ ૫૧ પદ્મ અ. ગ. મ ૧૮ ૬ ૩૫ ૬
૧૨ મ ૧૮૮ ૧૩
૧૩ રેવાખંડ ૨૧ ૨૧ ૮
૧૪ ,, ૨૧ ૨૧ ૫૫
૧૫ , ૨૧ ૭૧ ૭૮
૧૬ ,, ૨૦.
૧૭ કૂર્મ ૨૭ ૮, મ ૧૮૬ ૪૩ ૪
૧૮ રેવાખંડ ૨૩
૧૯ રેવાખંડ ૨૨ ૧ ૨૨
૨૦ ,, ૨૪
૨૧ , ૨૧
૨૨ , ૨૨ ૧ ૨૬
૨૩ ' ૨૮.
૨૪ " ૨૮ ૧૩૭ ૪૦
૨૫ " ૨૮.૧૪

વારાહીસંગમ, ચંડેશ્વર, એરંડેશ્વર, પિતૃતીર્થ, ઓંકારતીર્થ, કાકહૃદતીર્થ, જંબુકેશ્વરતીર્થ, સાગ્નતતીર્થ, કપિલેશ્વરતીર્થ, દૈત્યસૂદનતીર્થ, ચક્રતીર્થ, વામનતીર્થ, અશોકવનિકાતીર્થ, મતંગાશ્રમ, અગોકેશ્વરતીર્થ, મતંગેશ્વરતીર્થ, ભૃગવન, અંગારગર્ત, સંગમ, અંગારેશ્વર, ગૌવત્ન, કુબ્જાસંગમ, કુબ્જેશ્વરતીર્થ, સિદ્ધાશ્રકતીર્થ, પૂર્ણદ્વીપતીર્થ, હિરણ્યગર્ભાસંગમ, દ્વીપેશ્વરતીર્થ, પન્નેશ્વરતીર્થ, માંડવ્યાશ્રમતીર્થ, વિશોકાસંગમ, વાગીશ્વરતીર્થ, વાયુસંગમ, સહસ્રાવર્તકતીર્થ, સૌગંધિકતીર્થ, સરસ્વતીસંગમ, ઈશાનતીર્થ, દેવનાગ્યતીર્થ, શૂલખાતતીર્થ, બ્રહ્મોદતીર્થ, શાંકરતીર્થ, સૌમ્યતીર્થ, સહસ્રયજ્ઞતીર્થ, કપાલમોચન તીર્થ, આગ્નેયતીર્થ, અદિતીશતીર્થ, વાગહ્રદતીર્થ, દેવપતનતીર્થ, દીપ્તિકેશતીર્થ, વિષ્ણુતીર્થ, ધેધનતીર્થ, વરુણેશ તીર્થ, મારુતતીર્થ, યોગેશતીર્થ શાદિશ્રુતીર્થ.[27] દારુતીર્થ.[28] બ્રહ્માવર્તતીર્થ.[29] પન્નેશ્વરતીર્થ [30] અગ્નિતીર્થ.[31] રવિતીર્થ.[32] મેઘનાદતીર્થ.[33] દેવતીર્થ.[34] નર્મદેશ્વરતીર્થ.[35] કપિલાતીર્થ.[36] કરંજેશ્વરતીર્થ.[37] કુણ્ડલેશ્વરતીર્થ.[38] પિપ્પલેશ્વરતીર્થ.[39] વિમલેશ્વરતીર્થ.[40] શૂલભેદતીર્થ:[41] ભૃગુ. ગૈવ પર, અંધકને નમાવ્યા બાદ તેની વિનવણીથી શિવે શૂલથી પૃથ્વીને રસાતલ સુધી વીંધી દેવોએ સરસ્વતીનુ આવાહન કરી તેને ત્યાં વહાવી. પુષ્કરિણીસંગમ અને આદિત્યેશ્વરતીર્થ.[42] શક્રતીર્થ.[43] કરોડીશ્વરતીર્થ.[44] (કરોટીશ્વર) [45] કુમારેશ્વરતીર્થ.[46] અગસ્ત્યેશ્વરતીર્થ.[47] આનંદેશ્વરતીર્થ.[48]

---

૨૬ રકઆરે ૨૬
૨૭ " ૨૩૦ ૨૭ ૪૩
૨૮ " ૩૦ ૩૬
૨૯ " ૩૧
૩૦ " ૩૨.
૩૧ " ૩૩ ૧૨૭
૩૨ " ૩૪.
૩૩ " ૩૫
૩૪ " ૩૭ ૧૨-૧૮
૩૪ ,, ૩૭.
૩૫ ,, ૩૮.
૩૬ ,, ૩૯

૩૭ રકઆરે ૪૦.
૩૮ ,, ૪૧.
૩૯ ,, ૪૨.
૪૦ ,, ૪૩
૪૧ ,, ૪૪ થી ૫૮.
૪૨ ,, ૫૯,૬૦.
૪૩ ,, ૬૧,૧૩૮
૪૪ ,, ૬૨
૪૫ ,, ૨૩૦.૫૨
૪૬ ,, ૬૩
૪૭ ,, ૬૪.
૪૮ ,, ૬૫.

માતૃતીર્થ.[૪૯] લુંકેશ્વરતીર્થ.[૫૦] ધનદતીર્થ[૫૧] મંગલેશ્વરતીર્થ[૫૨] મોક્ષ-નદીસંગમ, મોક્ષતીર્થ, ઊલૂકતીર્થ, સંગમેશ્વર, ભીમકુલ્યાસંગમ, માર્કંડેશ્વરતીર્થ, ઇંદ્રેશ્વરતીર્થ, વ્યાસેશ્વરતીર્થ, વૈદ્યનાથતીર્થ, કેદારતીર્થ, મુડેશ-તીર્થ, ચૌન્તીર્થ, અનુદુહીસંગમ, ભીમાર્જુનતીર્થ, ધર્મેશ્વરતીર્થ, જટેશ-તીર્થ, મણિનદીસંગમ, તિલકેશ્વરતીર્થ, ચન્દ્રેશતીર્થ, અશ્વનતીસંગમ.[૫૩] રવિતીર્થ[૫૪] કામેશ્વરતીર્થ.[૫૫] મણિનાગેશ્વરતીર્થ.[૫૬] ગોપારેશ્વરતીર્થ.[૫૭] ગૌતમેશ્વરતીર્થ.[૫૮] શંખચૂડતીર્થ.[૫૯] પારેશ્વરતીર્થ.[૬૦] (પાગશરી-તીર્થ.)[૬૧] ભીમેશ્વરતીર્થ.[૬૨] નારદેશ્વરતીર્થ[૬૩] દધિસ્કન્દતીર્થ, મધુસ્કન્દ-તીર્થ.[૬૪] નન્દિકેશ્વરતીર્થ.[૬૫] વરુણેશ્વરતીર્થ[૬૬] વહ્નિતીર્થ, કૌમેરતીર્થ.[૬૭] હનુમતેશ્વરતીર્થ[૬૮] કપિતીર્થ, રામેશ્વરતીર્થ, લક્ષ્મણેશ્વરતીર્થ, કુમ્મે-શ્વરતીર્થ.[૬૯] સોમનાથતીર્થ.[૭૦] પિંગલેશ્વરતીર્થ.[૭૧] ઋણત્રયમોચન તીર્થ.[૭૨] કપિલેશ્વરતીર્થ.[૭૩] પૂતિકેશ્વરતીર્થ[૭૪] જલશાયિતીર્થ.[૭૫] મેઘે-શ્વરતીર્થ, મત્સ્યકેશતીર્થ, અપ્સરાહ્રદતીર્થ, નારાયણતીર્થ, ચંડિકાતીર્થ, ગંગેશ્વરતીર્થ, નગનારાયણતીર્થ, નલેશ્વરતીર્થ[૭૬] ચન્ડાદિત્યતીર્થ[૭૭] યમ-હાસ્યતીર્થ[૭૮] કલ્કોડીતીર્થ.[૭૯] નન્દિતીર્થ.[૮૦] નારાયણતીર્થ[૮૧] કોટી

---

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૪૯ | રકઆરે | ૬૬ | ૬૬ | રકઆરે | ૮૧ |
| ૫૦ | ,, | ૬૭ | ૬૭ | ,, | ૮૨ ૧૩૩ |
| ૫૧ | ,, | ૬૮ | ૬૮ | ,, | ૮૩. |
| ૫૨ | , | ૬૯. | ૬૯ | ,, | ૮૪ |
| ૫૩ | ,, | ૨૩૦ ૫૦ ૫૮ | ૭૦ | ,, | ૮૫ |
| ૫૪ | , | ૭૦ | ૭૧ | ,, | ૮૬ |
| ૫૫ | ,, | ૭૧ | ૭૨ | ,, | ૮૭ |
| ૫૬ | ,, | ૭૨ | ૭૩ | ,, | ૮૮ |
| ૫૭ | ,, | ૭૩. | ૭૪ | ,, | ૮૯. |
| ૫૮ | ,, | ૭૪ | ૭૫ | ,, | ૯૦ |
| ૫૯ | ,, | ૭૫ | ૭૬ | ,, | ૨૩૦ ૫૯—૬૩ |
| ૬૦ | ,, | ૭૬. | ૭૭ | ,, | ૯૧ |
| ૬૧ | ,, | ૨૩ ૫૭ | ૭૮ | ,, | ૯૨. |
| ૬૨ | ,, | ૭૭ | ૭૯ | , | ૯૩.૧૧૯ |
| ૬૩ | ,, | ૭૮. | ૮૦ | ,, | ૯૪. |
| ૬૪ | ,, | ૭૯. | ૮૧ | , | ૯૫. |
| ૬૫ | ,, | ૮૦. | | | |

શ્વર તીર્થ[૮૨] વ્યાસતીર્થ.[૮૩] પ્રભાસેશ્વર.[૮૪] (પ્રભાતીર્થ).[૮૫] વાસુકીશ (અથવા નાગેશ્વર) તીર્થ.[૮૬] માર્કંડેશ્વરતીર્થ.[૮૭] સંકર્ષણતીર્થ.[૮૮] મન્મથેશ્વરતીર્થ.[૮૯] એરંડીસંગમતીર્થ.[૯૦] સુવર્ણશિલા[૯૧] (–સ્વર્ણશલાકા) તીર્થ.[૯૨] કરંજાસંગમ.[૯૩] કામદતીર્થ.[૯૪] ભણ્ડારીતીર્થ.[૯૫] રોહિણી-સોમનાથતીર્થ.[૯૬] ચક્રતીર્થ.[૯૭] ધૌતપાપતીર્થ.[૯૮] સ્કંદતીર્થ.[૯૯] આંગિરસ (–અગ્નિરસ) તીર્થ.[૧૦૦] કોટિતીર્થ.[૧૦૧] કનકેશતીર્થ, અનસૂયકતીર્થ, અંબિકેશ્વરતીર્થ, ભારતેશતીર્થ, નાગેશતીર્થ, મુકુટેશતીર્થ, સૌભાગ્યસુંદરીતીર્થ, ઉત્તરેશ્વરતીર્થ, ભોગેશ્વરતીર્થ, કેદારતીર્થ, નિષ્કલંકતીર્થ, કોટવીસંગમ.[૧૦૨] અયોનિસંભવતીર્થ.[૧૦૩] અંગારકતીર્થ.[૧૦૪] પાંડુતીર્થ.[૧૦૫] ત્રિલોચનતીર્થ.[૧૦૬] ઇન્દ્રતીર્થ.[૧૦૭] કંબુકેશ્વરતીર્થ.[૧૦૮] ચંદ્રહાસ(સોમનાથ)તીર્થ.[૧૦૯] કોહનતીર્થ.[૧૧૦] કર્મદેશ્વરતીર્થ.[૧૧૧] નર્મદેશ્વરતીર્થ[૧૧૨] રવિતીર્થ.[૧૧૩] અગ્નિતીર્થ.[૧૧૪] ભૃગુકેશ્વરતીર્થ.[૧૩૫] બ્રહ્મતીર્થ.[૧૧૬] દેવતીર્થ.[૧૧૭] નાગેશ્વરતીર્થ.[૧૧૮] આદિવારાહતીર્થ.[૧૧૯]

---

૮૨ સ્કઆરે ૯૬.
૮૩ ,, ૯૭.
૮૪ ,, ૯૮.
૮૫ ,, ૨૩૦.૬૪
૮૬ ,, ૯૯.
૮૭ ,, ૧૦૦.
૮૮ ,, ૧૦૧.
૮૯ ,, ૧૦૨.
૯૦ ,, ૧૦૩.
૯૧ ,, ૧૦૪.
૯૨ ,, ૨૩૦.૬૬
૯૩ ,, ૨૩૦ ૬૪
૯૪ ,, ૧૦૬
૯૫ ,, ૧૦૭.
૯૬ ,, ૧૦૮.
૯૭ ,, ૧૦૯.
૯૮ ,, ૧૧૦,૧૮૪.
૯૯ ,, ૧૧૧.
૧૦૦ ,, ૧૧૨.
૧૦૧ ,, ૧૧૩.
૧૦૨ સ્કઆરે ૨૩૦.૬૫
૧૦૩ ,, ૧૧૪.૧૨૬
૧૦૪ ,, ૧૧૫.
૧૦૫ ,, ૧૧૬.
૧૦૬ ,, ૧૧૭.
૧૦૭ ,, ૧૧૮. પદ્મ ૧૮.૭૨ वम्रोविकेश्वर આપે છે.
૧૦૮ ,, ૧૨૦.
૧૦૯ ,, ૧૨૧.;૧૯૦.
૧૧૦ ,, ૧૨૨.
૧૧૧ ,, ૧૨૩.
૧૧૨ ,, ૧૨૪.
૧૧૩ ,, ૧૨૫.
૧૧૪ ,, ૧૨૭.
૧૧૫ ,, ૧૨૮.
૧૧૬ ,, ૧૨૯.
૧૧૭ ,, ૧૩૦.
૧૧૮ ,, ૧૩૧.
૧૧૯ ,, ૧૩૨.

કૌમેન(કૌબ્જ્ય) તીર્થ, વરુણતીર્થ, યમતીર્થ, વાયુતીર્થ.[૧૨૦] રામેશ્વરતીર્થ.[૧૨૧] સિદ્ધેશ્વરતીર્થ[૧૨૨] અહલ્યાતીર્થ[૧૨૩] કર્કટેશ્વરતીર્થ.[૧૨૪] શક્રતીર્થ[૧૨૫] સ્કાંદતીર્થ, બ્રાહ્મતીર્થ, કપાલેશ્વરતીર્થ, કપિલેશતીર્થ, પ્રભાસતીર્થ, વાલુકેશતીર્થ, ગૌતમેશ્વરતીર્થ, કુશાવર્તેશ્વરતીર્થ, કપર્દીશતીર્થ, સાગરેશતીર્થ, ધૌરાદિત્યતીર્થ, ભૃગ્વીશ્વરતીર્થ, દશાશ્વમેધિકતીર્થ, આશાપૂરાતીર્થ.[૧૨૬] સોમતીર્થ.[૧૨૭] નન્દાહ્રદ[૧૨૮] તાપેશ્વરતીર્થ.[૧૨૯] રુકિમણીતીર્થ.[૧૩૦] યોજનેશ્વરતીર્થ.[૧૩૧] દ્વાદશીતીર્થ.[૧૩૨] શિવતીર્થ.[૧૩૩] અસ્માહકતીર્થ.[૧૩૪] સિદ્ધેશ્વરતીર્થ[૧૩૫] મંગલેશ્વરતીર્થ.[૧૩૬] લિંગેશ્વરતીર્થ.[૧૩૭] કુસુમેશ્વરતીર્થ[૧૩૮] શ્વેતવારાહતીર્થ[૧૩૯] ભાર્ગલેશ્વરતીર્થ[૧૪૦] આદિત્યેશ્વરતીર્થ[૧૪૧] કલકલેશ્વરતીર્થ.[૧૪૨] શુમ્ભતીર્થ.[૧૪૩] હુંકારસ્વામિતીર્થ.[૧૪૪] સંગમેશ્વરતીર્થ.[૧૪૫] અનરકેશ્વરતીર્થ.[૧૪૬] મોક્ષતીર્થ.[૧૪૭] સર્પતીર્થ.[૧૪૮] ગોપેશ્વરતીર્થ.[૧૪૯] નાગતીર્થ.[૧૫૦] સાવૌરેશ્વરતીર્થ.[૧૫૧] સિદ્ધેશ્વરતીર્થ.[૧૫૨] માર્કંડેશ્વરતીર્થ.[૧૫૩] અંકૂરેશ્વરતીર્થ.[૧૫૪] વૈષ્ણવતીર્થ, ચક્રતીર્થ, ગામકેશવતીર્થ, જયવારાહતીર્થ, અંગારેશ્વરતીર્થ, પરાશરેશ્વરતીર્થ, કુંડલેશ્વરતીર્થ, ન્યંકુવારાહતીર્થ, અંકોલતીર્થ,

---

૧૨૦ સ્કઆરે ૧૩૩.
૧૨૧ „ ૧૩૪
૧૨૨ „ ૧૩૫ ૧૨૦.
૧૨૩ „ ૧૩૬
૧૨૪ „ ૧ ૭.
૧૨૫ „ ૧૩૮.
૧૨૬ „ ૧૩૦ ૭૦-૬
૧૨૭ „ ૧૩૯
૧૨૮ „ ૧૪૦
૧૨૯ „ ૧૪૧
૧૩૦ „ ૧૪૨
૧૩૧ „ ૧૪૩
૧૩૨ „ ૧૪૪
૧૩૩ „ ૧૪૫.
૧૩૪ „ ૧૪૬.
૧૩૫ „ ૧૪૭.
૧૩૬ „ ૧૪૮.
૧૩૭ સ્કઆરે ૧૪૯
૧૩૮ „ ૧૫૦
૧૩૯ „ ૧૫૧.
૧૪૦ „ ૧૫૦
૧૪૧ „ ૧૫૨
૧૪૨ „ ૧૫૪.
૧૪૩ „ ૧૫૫,૧૫૬.
૧૪૪ „ ૧૫૭
૧૪૫ „ ૧૫૮
૧૪૬ „ ૧૫૯
૧૪૭ „ ૧૬૦.
૧૪૮ „ ૧૬૧
૧૪૯ „ ૧૬૨.
૧૫૦ „ ૧૬૩
૧૫૧ „ ૧૬૪.
૧૫૨ „ ૧૬૫,૧૬૬.
૧૫૩ „ ૧૬૭.

મધુમતીસંગમ, નદાત્રિનયસંગમ, અનેકેશ્વરતીર્થ, શર્વેશતીર્થ, કાવેરીસંગમ, ઉદંબરીસંગમ, સાંબાદિત્યેશ્વરતીર્થ, વૈવિક્રમતીર્થ, વિશ્વરૂપતીર્થ, નારાયણતીર્થ, મૂલશ્રીપતિતીર્થ, ચૌલશ્રીપતિતીર્થ, સિદ્ધેશ્વરીતીર્થ, દૈષવાયનતીર્થ, ધૃતપાતતીર્થ, ધૂતેશ્વરીસંગમ, કનકેશ્વરીતીર્થ, કંદેશતીર્થ, અટ્ટહાસતીર્થ, ભૂભુવેશ્વરતીર્થ, વાલખિલ્યેશ્વરતીર્થ, મચ્છકેશ્વરતીર્થ.[155] માંડવ્યતીર્થ.[156] શુદ્ધેશ્વરતીર્થ.[157] ગોપેશ્વરતીર્થ.[158] કપિલેશ્વરતીર્થ.[159] પિંગલેશ્વરતીર્થ.[160] ભૂતીશ્વરતીર્થ.[161] ગંગાવાહકતીર્થ.[162] ગૌતમેશ્વરતીર્થ.[163] દશાશ્વમેધતીર્થ.[164] ભૃગુકચ્છતીર્થ.[165] કેદારેશ્વરતીર્થ.[166] ધૌતપાપેશ્વરતીર્થ.[167] એરંડીતીર્થ.[168] કનખલેશ્વરતીર્થ.[169] કાલાગ્નિરુદ્રતીર્થ.[170] શાલગ્રામતીર્થ.[171] ઉદીર્ણવારાહતીર્થ.[172] ચંદ્રહાસતીર્થ.[173] દ્વાદશાદિત્યતીર્થ.[174] શ્રીપતિતીર્થ.[175] મૂલસ્થાનતીર્થ.[176] શૂલેશ્વરતીર્થ.[177] આશ્વિનતીર્થ.[178] સાવિત્રીતીર્થ.[179] દેવતીર્થ.[180] શિખિતીર્થ.[181] કોટિતીર્થ.[182] ભૃગુતીર્થ (પૈતામહતીર્થ).[183] કુંકુરીતીર્થ.[184] દશકન્યાતીર્થ.[185] સ્વર્ણબિંદુતીર્થ.[186] ઋણમોચનતીર્થ.[187] પુષ્કલીતીર્થ, ભારભૂતિ (ભારેશ્વર)

---

૧૫૪ સ્કંઆ૦ ૧૬૮.
૧૫૫ " ૨૩૦.૭૭-૬૬
૧૫૬ " ૧૬૯ થી ૧૭૨.
૧૫૭ " ૧૭૩.
૧૫૮ " ૧૭૪.
૧૫૯ " ૧૭૫
૧૬૦ " ૧૭૬.
૧૬૧ " ૧૭૭.
૧૬૨ " ૧૭૮
૧૬૩ " ૧૭૯
૧૬૪ " ૧૮૦.
૧૬૫ " ૧૮૧ ૧૮૨.
૧૬૬ " ૧૮૩.
૧૬૭ " ૧૮૪.
૧૬૮ " ૧૮૫.
૧૬૯ " ૧૮૬.
૧૭૦ " ૧૮૭.
૧૭૧ સ્કંઆ૦ ૧૮૮.
૧૭૨ " ૧૮૯.
૧૭૩ " ૧૯૦.
૧૭૪ " ૧૯૧.
૧૭૫ " ૧૯૨. થી ૧૯
૧૭૬ " ૧૯૭.
૧૭૭ " ૧૯૮.
૧૭૮ " ૧૯૯.
૧૭૯ " ૨૦૦.
૧૮૦ " ૨૦૧.
૧૮૧ " ૨૦૨.
૧૮૨ " ૨૦૩.
૧૮૩ " ૨૦૪.
૧૮૪ " ૨૦૫.
૧૮૫ " ૨૦૬.
૧૮૬ " ૨૦૭.
૧૮૭ " ૨૦૮.
૧૮૮ " ૨૦૯.

પુંખતીર્થ.[૧૮૯] મુંડિનીર્થ.[૧૯૦] એકશાલડિંડિમેશ્વરતીર્થ.[૧૯૧] આમલેશ્વરતીર્થ.[૧૯૨] શ્રીકપાલનીર્થ (બલાકેશ્વર).[૧૯૩] શૃંગિતીર્થ.[૧૯૪] અષાઢીતીર્થ.[૧૯૫] એરંડીતીર્થ.[૧૯૬] જામદગ્ન્યતીર્થ.[૧૯૭] કોટીશ્વરતીર્થ.[૧૯૮] લોટણેશ્વરતીર્થ.[૧૯૯] હંસેશ્વર.[૨૦૦] તિલાદેશ્વરતીર્થ.[૨૦૧] વાસવેશ્વરતીર્થ.[૨૦૨] કોટીશ્વરતીર્થ.[૨૦૩] અલિકેશ્વરતીર્થ[૨૦૪] વિમલેશ્વરતીર્થ.[૨૦૫] માંડવ્યેશ્વરતીર્થ, અક્રૂરેશ્વરતીર્થ, દેવખાતતીર્થ, સિદ્ધરુદ્રતીર્થ, કુરરીતીર્થ.[૨૦૬] ઢૌંઢેશતીર્થ, મુન્યાલયતીર્થ, ગણિતાદેવનાતીર્થ, કંથેશ્વરતીર્થ, ઓંશ્વરતીર્થ, રેવાસાગરસંગમ, વૃષખાતકુંડ.[૨૦૭]

રેવા નદીના પાંત્રીસ સંગમ થાય છે. અગિયાર દક્ષિણકાંઠે અને ચોવીસ ઉત્તર કિનારે. પાંત્રીસમો તે શ્રેષ્ઠ, રેવાસાગરસંગમ.[૨૦૮] રેવાતીરે સંગમો સુદ્ધાં ૪૦૦ તીર્થ પ્રસિદ્ધ છે. તેમાં ૩૩૩ શિવતીર્થ છે.[૨૦૯] (પછી તેમાં પણ પેટાવર્ગો પાડીને ગણાવ્યા છે. જેમાં ૨૧૪નાં સ્તબકોગુચ્છ પડી શકે છે, જ્યારે ૧૧૯ છૂટક તીર્થો છે.)[૨૧૦] ૨૮ વૈષ્ણવતીર્થ છે.[૨૧૧] અનેક તીર્થો ગુપ્ત તીર્થો પણ છે. તે અવાંતરતીર્થોની ગણના પણ વિગતવાર આપી છે.[૨૧૨]

સ્કન્દના રેવાખંડમાં રજૂ થયેલાં તીર્થોમાં જેનો સમાવેશ ન થયો હોય તેવાં અન્ય પુરાણોમાં નોંધાયેલાં તીર્થો નીચે આપ્યાં છેઃ

કૂર્મમાં:–ભદ્રેશ્વર.[૨૧૩] બાણતીર્થ.[૨૧૪] ઇક્ષુનદીસંગમ.[૨૧૫] ચન્દ્રભાગા-

---

૧૮૯ સ્કઆરે ૨૧૦.
૧૯૦ " ૨૧૧.
૧૯૧ " ૨૧૨.
૧૯૨ " ૨૧૩.
૧૯૩ " ૨૧૪.
૧૯૪ " ૨૧૫.
૧૯૫ " ૨૧૬.
૧૯૬ " ૨૧૭.
૧૯૭ " ૨૧૮.
૧૯૮ " ૨૧૯.
૧૯૯ " ૨૨૦.
૨૦૦ " ૨૨૧.
૨૦૧ " ૨૨૨.
૨૦૨ " ૨૨૩.
૨૦૩ સ્કઆરે ૨૨૪.
૨૦૪ " ૨૨૫.
૨૦૫ " ૨૨૬.
૨૦૬ 'કુર્કુરીતીર્થ'નું પાઠાંતર ?
૨૦૭ સ્કઆરે ૨૩૦.૯૭–૧૦૫
૨૦૮ " ૨૩૧.૭–૮
૨૦૯ " ૨૩૧.૯–૧૦
૨૧૦ " ૨૩૧.૧૦
૨૧૧ " ૨૩૧.૨૮
૨૧૨ " ૨૩૧.૩૩–૫૪
૨૧૩ કૂઉ ૮૧.૪
સ્કન્દના 'ભદ્રેશ્વર'નું પાઠાંતર ?
૨૧૪ કૂઉ ૮૧.૬
૨૧૫ " ૮૧.૨૮

કાથી ઇન્દ્રપ્રસ્થ જતાં અર્બુદ અને સાલ્વ પછી નિષધ[૭] આવે છે એમ કહ્યું છે તે નિષાદને બદલે લાગે છે, કેમકે નિષધાઃ કે નૈષધાઃ તો ભુવનકોશવર્ણનમાં પુરાણોએ વિન્ધ્યપૃષ્ઠનિવાસીઓમાં ગણાવેલ છે.[૩]

વિન્ધ્યપાદપ્રસૂત નદીઓમાં નિષધા[૪] કે નિષધાવતી[૫] ગણાવવામાં આવે છે એથી પણ નિષધદેશ દક્ષિણાપથમાં હોવાની વાતને અનુમોદન મળે છે. ઉત્તર વાયવ્યમાં પણ હૂણ અને પારસીક સાથે નિષાદ ગણાવવામાં આવેલ છે;[૬] તેથી નિષાદ ગુજરાતની ઉત્તરે હોવાના સંભવને પુષ્ટિ મળે છે.

રુદ્રદામનના ગિરનારશિલાલેખમાં નિષાદનો સિન્ધુ, સૌવીર, કુકુર, અપરાન્ત, નિષાદ,–એ ક્રમમાં ઉલ્લેખ છે.

પઞ્ચનદ

તીર્થ, દ્વારકા પાસે ગોમતી, લક્ષ્મણા, કુશાવતી, ચંદ્રભાગા અને જાંબવતી નદીઓ મળીને થાય છે એમ સ્કન્દ નોંધે છે.[૧] દ્વારકાનાં બીજાં તીર્થો જોઈ ને પ્રજાપતિઓએ પાંચે નદીઓનું આવાહન કરીને બોલાવી આ તીર્થ સ્થાપ્યું.[૨]

પંચનદ નામ સિંધુ, સતલજ, રાવી, બિયાસ અને જેલમના પ્રદેશ–પંજાબ માટે પણ વપરાય છે.

---

૩ જુઓ विन्ध्यपृष्ठनिवासी ૧; अनूप ૨, ૪.

૪ બ્રપૂઅ ૧૬.૩૨

૫ વા ૧૩.૨૮

૬ મસ ૪૭.૧૬ પાદટીપ निषादान्हारहूणांश्च અને તે પછી ૪૬૫* निषादान्पारसीकांश्च … ।

૭ જુઓ आनर्त ૧૬.

पञ्चनद

૧ સ્કપ્રદ્વા ૧૪.—

पचनद्यः समाहूतास्तत्राजग्मुः सुरान्विता। ।
मरीचय गोमती च लक्ष्मणा चान्ये तथा ॥ ४७
चन्द्रभागा चांगिरसे पुलहाय कुशावती ।
पावनार्थे जांबवती जगाम ऋतवे तथा ॥ ४८

૨ સ્કપ્રદ્વા ૧૪.—

द्वारवत्यां च ते दृष्ट्वा गोमतीं सागरंगमाम् ॥ ४५
[illegible] ।

पद्मावती

છઠ્ઠા કલ્પમાં ઉજ્જયિનીનું આ નામ હતું.[૧] પદ્માવતીનામકથાવર્ણન અધ્યાય[૨] નોંધે છે કે સમુદ્રમથન અંતે ચૌદ રત્નો સાથે સુરાસુરો મહાકાલવનમાં બેઠા હતા. ત્યાં રાહુ અમૃત પી જતાં વિષ્ણુએ એનો શિરચ્છેદ કર્યો (–જો કે અમૃતપાનને કારણે એનું મૃત્યુ ન થયું). પછી રત્નોની વહેંચણી થઈ. ઉજ્જયિનીમાં આવીને પદ્માના નિવાસને કારણે આપણે રત્નને પામ્યા એમ માની દેવોએ હવે પછી આનું નામ પદ્માવતી હજો એમ કહ્યું.[૩] એક પછી એક નામના અધ્યાયો આપતાં આનો અધ્યાય, છઠ્ઠા કલ્પનું નામ હોવા છતાં, ક્રમમાં પાંચમો છે.

पयोष्णी

નદી, વિન્ધ્યપાદમાંથી નીકળનારી નદીઓમાંની એક.[૧]

હાલની પૂર્ણા નદી જે તાપીને મળે છે તે પ્રાચીન પયોષ્ણી એમ પાર્જિટર કહે છે,[૨] કનિંગહામ જમનાને મળતી પહોજ તે પયોષ્ણી કહે છે પણ પાર્જિટર તાપીનો નીચેનો ભાગ તે જ જૂના વખતની પ્રખ્યાત પયોષ્ણી એમ કહે છે.[૩] પણ તે નોંધે છે કે બે પયોષ્ણીઓનો[૪] ઉલ્લેખ મળે છે, તેમાંની એક પહોજ હોય.

पर्णाशा

બનાસ નદી.[૧] वर्णाशाનું પાઠાન્તર. જુઓ वर्णाशा.

---

पद्मावती

૧ જુઓ अवन्तिका ૧.

૨ સ્કંઆઅ ૪૪.

૩ ,, ૪૪ ૩૩-૪

पयोष्णी

૧ મ ૧૧૪.૨૭, કૂપૂ ૪૮.૩૪ વા ૧૩.૨૮, બ્ર ૨૫.૩૩

૨ માર્ક પૃ૦ ૨૯૯.

૩ ,,

૪ મભી ૧૦.૧૫, ૧૦.૧૯

पर्णाशा

૧ પસ્વ ૬.૨૬; મભી (કુંભ૦) ૬ ૩૧ ભાણ્ડા૦ ૧૦.૩૦, જુઓ पारियात्र ૨.

पर्णासा

બનાસ નદી.[1] વર્ણાશા-પર્ણાશાનું પાઠાન્તર. જુઓ વર્ણાશા.

पाटलं वाडव

નગર,[1] સાબરમતીકાંઠે.

पाताल

હાટકેશ્વરક્ષેત્ર, વડનગર જેમાં છે તે પ્રદેશ... શિવ આનર્તમાં સતી-વિરહમાં નગ્નરૂપે ફરતા હતા ને ઋષિપત્નીઓ મોહ પામી તેથી, ઋષિઓએ તેમનું લિંગ તોડી પાડ્યું. જમીનથી ઠેઠ પાતાળમાં તે પ્રવેશ્યું.[1] પછી બ્રહ્માની વિનંતીથી શિવે લિંગને ધારણ કરતાં બ્રહ્માએ ત્યાં હાટકનું લિંગ સ્થાપ્યું અને પાતાળમાં[2] એ હાટકેશ્વર (હાલનું વડનગર) નામે પ્રસિદ્ધ થશે એમ કહ્યું...ત્યાં પાતાલ જાહ્નવી છે તેમાં થઈ પાતાળમાં પ્રવેશાય એમ કહ્યું છે.[3] આગળ જતાં 'નગર' શબ્દ પણ ન + ગર (ઝેર) એમ નાગ સાથે જોડીને સિદ્ધ કર્યો છે....કાં તો હાલનું વડનગર તે પાતાળમાં લેખાતું હશે, અથવા નાગો જ્યાંથી આવ્યા (ત્યાં એમને

---

पर्णासा

१ જુઓ पारियात्र ८

पाटल वाडव

१ પઉ १२४.५८ पाटल वाडवाख्यं च नगरं तत्र सुन्दरि ।

पाताल

१ સ્કના १ २१

एतस्मिन्नंतरे भूमौ लिंग तस्य पपात तत्।
भित्त्वाथ धरणीपृष्ठं पातालं प्रविवेश ह ॥

२ સ્કના १.—

इत्वा लिंगं स्वयं तत्र स्थापयामास हर्षितः ॥ ६३
ख्याति यास्यति सर्वत्र पाताले हाटकेश्वरम् ॥ ६५

३ સ્કના ८.—

सप्तद्वीपवतीं पृथ्वीं मा त्यक्त्वा कुत्रचिद्व्रज ॥ ५१
यत्तत्संकीर्त्यते लोके पाताले हाटकेश्वरम् ॥ ५३
पातालजाह्नवीतोय यत्रैवास्ति द्विजोत्तम ॥ ५४
तत्र प्रविश्य यत्नेन पातालं वसुधाधिप ॥ ५५

ઇષ્ટ હાટકેશ્વર પ્રસિદ્ધ હોઈ ) તે 'પાતાલ' ગણાતું હોય. આને ભાગવતમાં 'વિતલ' તરીકે ઓળખાવ્યું છે.[૪] મત્સ્યમાં[૫] સહસ્રાર્જુન દરિયામાં નહાતાં પાતાલના અસુરોને નિશ્ચેષ્ટ કરતો એવું વર્ણન છે તે ગુજરાતને લગતો પાતાલ-પ્રદેશ હોવાની વાતને અનુમોદન આપે છે.

### पारिपात्र

પારિયાત્રનું પાઠાંતર.[૧] જુઓ पारियात्र.

### पारियात्र

પર્વત, સાત કુલપર્વતોમાનો એક.[૧] મત્સ્ય પ્રમાણે તેને આશ્રયે નીચેની નદીઓ છે.[૨] વેત્રવતી, વૃત્રઘ્ની, સિન્ધુ, પર્ણાશા, નર્મદા, કાવેરી, મહતી, પારા, શિપ્રા, અવન્તી વગેરે. કૂર્મ,[૩] વાયુ,[૪]

---

૪ જુઓ હાટકી.

૫ મ ૮૦.૩૩

पारिपात्र

૧ માર્ક૦ પૃ૦ ૨૮૬, ૨૯૫ પાર્જિટર પાસે આ પાઠ છે
કૂર્મની બંગઆમી ઓફિસ આવૃત્તિમા ભુવનકેશવર્ણનમાં આ પાઠ છે.
જુઓ દહિકરો ૨૧ પૃ૦૩૧૪.

पारियात्र

૧ જુઓ विन्ध्य ૨; રાદિ ૪૨.૨૦

૨ મ ૧૧૪.—
वेदस्मृतिर्वेत्रवती वृत्रघ्नी सिन्धुरेव च ।
पर्णाशा नर्मदा चैव कावेरी महती तथा ॥ २३
पारा च धन्वतीरूपा विदुषा वेणुमत्यपि ।
शिप्रा ह्यवन्ती कुन्ती च पारियात्राश्रिता स्मृता ॥ २४

૩ કૂપૂ ૪૭.—
वेदस्मृतिर्वेदवती (रता) व्रतघ्नी त्रिदिवा तथा ॥ २९
वर्णाशा चन्दना चैव स चर्मण्वती सुरा ।
विदिशा वेत्रवत्यापि पारियात्राश्रिता स्मृता. ॥ ३०

૪ વાપૂ ૪૫ —
वेदस्मृतिर्वेदवती वृत्रघ्नी सिन्धुरेव च ।
वर्णाशा चन्दना चैव सदानीरा महती तथा ॥ ९७

પર્ણાશા

બનાસ નદી[1] વર્ણાશા-પર્ણાશાનુ પાઠાન્તર જુઓ વર્ણાશા

પાટલ વાડવ

નગર,[1] સાભ્રમતીકાંઠે

પાતાલ

હાટકેશ્વરક્ષેત્ર, વડનગર જેમા છે તે પ્રદેશ શિવ આનર્તમા નગ્ન વિરહમા નગ્નરૂપે ફરતા હતા ને ઋષિપત્નીઓ મોહ પામી તેથી, ઋષિઓએ તેમનુ લિંગ તોડી પાડ્યુ. જમીનથી ઠેઠ પાતાલમાં તે પ્રવેશ્યુ[1] પછી બ્રહ્માની વિનતીથી શિવે લિંગને ધારણ કરતા બ્રહ્માએ ત્યા હાટકનુ લિંગ સ્થાપ્યુ અને પાતાલમાં[2] એ હાટકેશ્વર (હાલનુ વડનગર) નામે પ્રસિદ્ધ થશે એમ કહ્યુ ..ત્યાં પાતાલ જાહ્નવી છે તેમાં થઈ પાતાલમા પ્રવેશાય એમ કહ્યું છે[3] આગળ જતા 'નગર' શબ્દ પણ ન+ગર (ઝેર) એમ નાગ સાથે જોડીને સિદ્ધ કર્યો છે ..તો હાલનુ વડનગર તે પાતાલમા લેખાતુ હશે, અથવા નાગો જ્યાથી આવ્યા (ત્યા એમને

---

પર્ણાશા

૧ જુઓ પારિયાત્ર ૮

પાટલ વાડવ

૧ પઉ ૧૩૪ ૫૮ પાટલ વાડવાખ્ય ચ નગર તત્ર મુન્દરિ ।

પાતાલ

૧ સ્કના ૧ ૨૧

एतस्मिनन्तरे भूमौ लिङ्ग तस्य पपात तत् ।
भित्त्वाथ धरणीपृष्ठ पाताल प्रविवेश ह ॥

૨ સ્કના ૧ —

कृत्वा लिङ्ग तस्य तत्र स्थापयामास हर्षित. ॥ ६३
ख्याति यास्यति सर्वत्र पाताल हाटकेश्वरम् ॥ ६७

૩ સ્કના ૪ —

सप्तद्वीपवती पृथ्वी मा त्यक्त्वा कुत्रचिद्गत ॥ ५१
यतस्तत्कीर्त्यते लोके पाताल हाटकेश्वरम् ॥ ५३
पातालजाह्नवीनीय यत्रैवास्ति द्विजोत्तम ॥ ५८
तत्र प्रविश्य यत्नेन पाताल वसुधाधिप ॥ ५९

૪૯ હાટકેશ્વર પ્રસિદ્ધ હોઈ ) તે 'પાતાલ' ગણાતું હોય. આને ભાગવતમાં 'વિતલ' તરીકે ઓળખાવ્યું છે.[૪] મત્સ્યમાં[૫] સહસ્રાર્જુન દરિયામાં નહાતાં પાતાલના અસુરોને નિશ્ચેષ્ટ કરતો એવું વર્ણન છે તે ગુજરાતને લગતો પાતાલ-પ્રદેશ હોવાની વાતને અનુમોદન આપે છે.

पारिपात्र

પારિયાત્રનું પાઠાંતર.[૧] જુઓ પારિયાત્ર.

पारियात्र

પર્વત, સાત કુલપર્વતોમાનો એક.[૧] મત્સ્ય પ્રમાણે તેને આશ્રયે નીચેની નદીઓ છે.[૨] વેત્રવતી, વૃત્રઘ્ની, સિન્ધુ, પર્ણાશા, નર્મદા, કાવેરી, મહતી, પારા, શિપ્રા, અવન્તી વગેરે. કૂર્મ,[૩] વાયુ,[૪]

---

૪ જુઓ હાટકી.

૫ મ ૯૦.૩૨

पारिपात्र

૧ માર્ક પૃ૦ ૨૮૩, ૨૮૫ પાર્જિટર પાસે આ પાઠ છે
કૂર્મની બંગઆસી ઑફિસ આવૃત્તિમા ભુવનકોશવર્ણનમાં આ પાઠ છે.
જુઓ દ્દિક્ષો ૨૧ પૃ૦૩૧૪.

पारियात्र

૧ જુઓ विन्ध्य २; શક્તિ ૯૨.૨૦

૨ મ ૧૧૪.—
वेदस्मृतिर्वेत्रवती वृत्रघ्नी सिन्धुरेव च।
पर्णाशा नर्मदा चैव कावेरी महती तथा॥ २३
पारा च धन्वतीरूपा विदुषा वेणुमत्यपि।
शिप्रा ह्यवन्ती कुन्ती च पारियात्राश्रिता' स्मृता॥ २४

૩ કૂપૂ ૪૭.—
वेदस्मृतिर्वेदवती (रता) व्रतघ्नी त्रिदिवा तथा॥ २९
वर्णाशा चन्दना चैव स चर्मण्वती सुरा।
विदिशा वेत्रवत्यापि पारियात्राश्रिता स्मृताः॥ ३०

૪ વાપૂ ૪૫ —
वेदस्मृतिर्वेदवती वृत्रघ्नी सिन्धुरेव च।
वर्णाशा चन्दना चैव सतीरा महती तथा॥ ९७

બ્રહ્માંડ,[5] માર્કંડેય,[6] બ્રહ્મ[7] અને વામન[8] મત્સ્યને મળતી યાદીઓ આપે છે.

પાર્જિટર[9] કહે છે કે તેમાંથી નીકળતી નદીઓ જોતાં ભોપાલની પશ્ચિમનો હાલના વિન્ધ્યનો ભાગ તે પારિયાત્ર તે નદીઓમા પર્ણાશા–પર્ણાશા–બનાસ પણ હોઈ પારિયાત્રમાં અરવલ્લીનો પણ સમાવેશ થવો જોઈએ તો માળવાની દક્ષિણ અને પશ્ચિમે ફરતું ગિરિવર્તુલ તે પારિયાત્ર ઠરે, અને એમ એનાં નામ પણ સાર્થ બને: પરિ+યા–ચોમેર જે

---

चर्मण्वती चैव विदिशा वेत्रवत्यपि ।
शिप्रा ह्यवन्ती च तथा पारियात्राश्रिता. स्मृताः ॥ ९८

५ ब्रपूब्र १६.—
वेदस्मृतिर्वेदवती वृत्रघ्नी सिन्धुरेव च ॥ २७
वर्णाशा नदना चैव सदानीरा महानदी ।
पाशा चर्मण्वती नूपा विदिशा वेत्रत्यपि ॥ २८
क्षिप्रा ह्यवती च तथा पारियात्राश्रया स्मृता । २९

६ मा ५८ —
वेदस्मृतिर्वेदवती वृत्रघ्नी सिन्धुरेव च ।
वेणासा नन्दना चैव सदानीरा मही तथा ॥ १९
पारा चर्मण्वती नूपी विदिशा वेत्रवत्यपि ।
क्षिप्रा ह्यवन्ती च तथा पारियात्राश्रया. स्मृता ॥ २०

७ ब्र २५ —
देवस्मृतिर्देववती वातघ्नी सिन्धुरेव च ।
वेण्या तु नन्दना चैव सदानीरा मही तथा ॥ २८
चर्मण्वती वृपी चैव विदिशा वत्रवत्यपि ।
शिप्रा ह्यवन्ती च तथा पारियात्रानुगा स्मृता ॥ २९

८ वा १३ —
वेदस्मृतिर्वेदसिनी वृत्रघ्नी सिन्धुरेव च ॥ २३
पर्णाशा नन्दिनी चैव पावनी च मही तथा ।
शरा चर्मण्वती लूपी विदिशा वेणुमत्यपि ॥ २४
चित्रा ह्योघवती रम्या पारियात्रोद्भवा स्मृता ।

९ માર્ક પૃ૦ ૨૮૬ પાદટીપ

ફરી વળે છે તે પર્વતો, પરિત્પાત્ર-આવરી લેતા પાત્રને મળતા આમાગના પર્વતો ચમન અને મનામ વચ્ચેના પથર (Pathar) ગિરિમાળામા છ૭ તે નામ સચવાઈ રહ્યુ છ૧૦ પ્રો વિલ્સન વિષ્ણુપુરાણ-(બીજે અશ અ ૩ પાદનીપ)મા કહે છે 'ખરે જ આ નામ આજે ગે ગુજરાતની એક ગિરિમાળાને આપવામા આવે છે (જુઓ કર્નલ ટોડનો રાજસ્થાનનો નકશો)' પણ આવુ નામ ગુજરાતમા જાણીતુ નથી બૃહત્સહિતા (૧૪૪) મધ્યદેશમા પારિયાત્ર આપે છે

ण्डारक

તીર્થ[1], દ્વારકાની પાસે સમુદ્ર તટે

વનપર્વ અ ૮૬મા[2] પ્રભાસ પિડારક, ઉજ્જયત, દ્વારવતી એવો ક્રમ છે, જે પિડારક અત્યારે હાલની દ્વારકા પાસે છે તેનુ જ નહિ પણ પૂર્વે પ્રભાસ તરફના કોઈ તીર્થનુ પણ નામ હોવાનુ સૂચવે, પણ તેમા જ અ ૮૦મા[3] પહેલા પ્રભાસ, દ્વારવતી, પિડારક એવા ક્રમ માં તેનો ઉલ્લેખ કરી, પછી તેનુ સવિશેષ વર્ણન કર્યુ છે ટીકામા અ ૮૦માનુ પિડારક તે તો દ્વારકા પાસેનુ પિડારક જ છે તેમા કહ્યુ છે કે 'પિડારકમા નાહીને માણસ બહુ સુવર્ણ મેળવે અદ્ભુત વાત છે કે તે તીર્થમા પદ્મચિહ્નવાળી મુદ્રાઓ આજે પણ મળે છે પદ્મ ત્રિશૂલ ચિહ્નવાળા દેખાય છે'[4]

પિડારક તીર્થ હોવા ઉપરાત જળક્રીડાનુ પણ સ્થાન હતુ જળ ક્રીડા કરતા યાદવો રૈવત જઈ પાછા આવી શકે એટલુ રૈવત (અને દ્વારકા)થી તે નજીક હતુ[5]

---

૧૦ એજ , ઉપરાત આસરી ૬ પૃ૦ ૧, ૧૪ પૃ૦ ૧૫૧

पिण्डारक

૧ વિપ ૨૭ ૬ पिण्डारक महातीर्थे दृष्ट्वा यदुकुमारकै ॥
ભાગ્ર ૧ ૧૧ હવિ ૮૮ ૪

૨ મર ૮૬ ૧૮

૩ મર ૮૦ ૮

૪ જુઓ द्वारका ७१

૫ હવિ ૮૮ ૫૨

પિંડારકની મુદ્રાઓની અદ્ભુત વાત ઉપરથી ડા. પુસાળકર—જે આજની દ્વારકા તે પ્રાચીન દ્વારકા હોવાના મતના છે—સૂચવે છે કે પિંડારક પાસે ખોદકામ કરાવવું જોઈએ, જેથી ત્યાં એવી મુદ્રાઓ મળે તો દ્વારકાના સ્થલનિર્ણયના પ્રશ્નનો નિશ્ચયાત્મક ઉકેલ આવે.
જુઓ द्वारका.

## प्रतिकल्पा

ઉજ્જયિનીનું એક નામ. પ્રતિકલ્પાભિધાનકથન અધ્યાયમાં કહ્યું છે કે પૃથ્વી, સાગર અને પર્વતો પ્રતિકલ્પે ફરી ફરી નાશ પામ્યા ને ઉત્પન્ન થયા, પણ આ નગરી અચલ રહી તેથી એ પ્રતિકલ્પા કહેવાઈ.[૧]

## प्रभास–क्षेत्र

સૌરાષ્ટ્રના સાગરકાંઠેના પ્રાચીન તીર્થ રૂપનું ક્ષેત્ર. કૂર્મરૂપી જનાર્દનનો નૈર્ઋતપાદ સૌરાષ્ટ્ર છે. નગરો પ્રમાણે ભાગ કરતાં તેના નવ ભાગ થાય છે. સાગર પાસેનો નવમો ભાગ તે પ્રભાસ.[૧] આ તીર્થ આનર્તસાર, આનર્ત પ્રદેશના સારરૂપ છે.[૨]

તેનાં ક્ષેત્ર, પીઠ અને ગર્ભગૃહ (દેવપત્તન) અનુક્રમે બાર યોજન, પાંચ યોજન અને બે ગાઉ છે.[૩]

ક્ષેત્રની સીમાઓ[૪] પૂર્વે તપ્તોદકસ્વામી, પશ્ચિમે માધવ, દક્ષિણે સાગર અને ઉત્તરે ભદ્રા નદી. તેના માહેશ્વર, વૈષ્ણવ અને બ્રાહ્મ એમ ત્રણ ભાગ છે, જેમાં અનુક્રમે દોઢ, એક અને એક કોટિ તીર્થો છે.[૫]

ક્ષેત્રપીઠની સીમાઓ[૬] પૂર્વે ન્યંકુમતી, પશ્ચિમે વજ્રિણી, દક્ષિણે સમુદ્ર અને ઉત્તરે માહેશ્વરી.

ગર્ભગૃહની સીમાઓ[૭] પૂર્વે ગોમુખ, પશ્ચિમે આશ્વમેધિક આરો, દક્ષિણે સમુદ્ર અને ઉત્તરે કૌરવેશ્વરી.

---

૬ જુઓ द्वारका ૬૯.

प्रतिकल्पा

૧ સ્કઆઅ ૪૮.૬

प्रभास–क्षेत्र

૧ સ્કપ્રપ્ર ૧૧.૩૭-૩૮
૨ ,, ૧૦.૩૦
૩ ,, ૪.૧૨-૧૪
૪ સ્કપ્રપ્ર ૪.૧૪-૧૬
૫ ,, ૪.૨૩-૨૫
૬ ,, ૪.૧૭-૧૮
૭ ,, ૪.૧૯-૨૦

સોમેશ્વરનું માહાત્મ્ય[૮] લિંગ( તે જ કાલાગ્નિરુદ્ર )રૂપે શિવ પ્રભાસ – ક્ષેત્રમા વસ્યા છે[૯] બીજુ નામ અગ્નીશાન.[૧૦]

પાચ સકાર—સરસ્વતી, સમુદ્ર, સોમ, સોમગ્રહ અને સોમનાથ – –દુર્લભ દર્શન છે, તેનુ માહાત્મ્ય[૧૧]

પ્રભાસના રક્ષણ માટે દક્ષિણે વિઘ્નેશની અને ઉત્તરે દણ્ડપાણિની પ્રતિષ્ઠા છે[૧૨]

ગણો[૧૩] પૂર્વદ્વારે સો કોટિ ગણોથી વીંટળાયેલો એવો અટ્ટહાસ નામે ગણ પ્રભાસનુ રક્ષણ કરે છે દક્ષિણદ્વારે અઢાર કોટિગણુથી વીટળાયેલો એવો ઘટાકર્ણ નામે ગણ, પશ્ચિમદ્વારે વિષ્ટર, ઉત્તરદ્વારે દણ્ડપાણિ, નૈઋત્યદ્વારે ચડનાદ ( ચડનાથ ) ને વાયવ્યદ્વારે ભિગ્નાનન છે, નદી મહા કાલ અને દડપાણિ વિનાયક, આના અસખ્ય અગરક્ષકો છે.

લિગના ઈશાનભાગે ઉમા છે.[૧૪]

પ્રભાસક્ષેત્રમા અસખ્ય ઋષિઓ જે તીર્થોનુ સેવન કરે છે તે–ચંદ્ર-ભાગા, દેવિકાતટ, ઉમાપતિ, શશિભૂષણ, ચદ્રભૂષણ, અગ્નિતીર્થ, રુદ્રેશ્વર, કપર્દીશ, રત્નેશ્વર, અર્ગસ્થલ, સિદ્ધેશ્વર, માર્કંડ, સરસ્વતી, બ્રહ્મકુડ, પ્રાચીન સરસ્વતી,[૧૫] હિરણ્યા.[૧૬]

સમુદ્રમથનથાથી નીકળેલા ચન્દ્રે કાલભૈરવલિગનુ આરાધન કરતાં શિવે – તેને વર આપ્યો ચન્દ્રે માગ્યુ કે મહાદેવનુ સોમનાથ[૧૭] નામ અનત-કાલ માટે થાય

સોમનાથનું જ્યોતિર્લિંગ[૧૮] જે સ્વયભૂ છે તે પશ્ચિમ દિશામા સમુદ્ર – ની પાસે કૃતસ્મર પર્વતની પશ્ચિમે ત્રણસો ધનુષ ઉપર આવેલુ છે સોમેશ્વરની પાસે ક્ષેત્રના ચોથમા ભાગમા બસો ધનુષના ચોમેર ઘેરાવા વાળી મડલાકાર કર્ણિકા[૧૯] છે

વડવાનુ રૂપ જેણે ધારણ કર્યું છે એની સજ્ઞામા સૂર્યથી રેવન્ત[૨૦] નામે પુત્ર થયો, જે જન્મતા વેત પિતાનો ઘોડો લઈને નાસે અને

| | | | |
|---|---|---|---|
| ૮ સ્કપ્રપ્ર | ૪ ૪૯ ૬૬ | ૧૪ સ્કપ્રપ્ર | ૪ ૧૧, |
| ૯ ,, | ૪ ૬૮ ૭૦ | ૧૫ | ૫ ૧૩ ૨૩ |
| ૧૦ ,, | ૪ ૭૨ | ૧૬ , | ,, ૩૪ |
| ૧૧ ,, | ૨૪ ૨૭ | ૧૭ , | ૭ ૪૭ ૬૧ |
| ૧૨ , | ૪ ૮૬ | ૧૮ | ૭ ૬૫ ૬૬ |
| ૧૩ ,, | ૪ ૮૭ ૬૬ | ૧૯ ,, | ૭ ૬૭ ૬૮ |

પ્રભાસમા આવ્યો, તે સાવિત્રીના નૈઋર્ત્યભાગમા છે રાજ્ઞીપુત્ર હોવાથી તે રાજ્ઞ ભટ્ટારક નામે લોકમા પ્રસિદ્ધ થશે

યમેશ્વર[21] અર્કસ્થલ[22] તેના અગ્નિકોણમા સિદ્ધેશ્વર[23] પાપનાશન[24] કૃતસ્મર અને અર્કસ્થલ વચ્ચે ત્રિવેણી ઉપર સૂર્યક્ષેત્ર[25] છે, જ્યા દેવમાતાનો વર પામેલી આઠ સિદ્ધિઓ વસે છે ત્યા દેવમાતા, મહીશ, નાગસ્થાન ને નગરસ્થાન છે[26] શ્રીમુખ[27] નામનુ પાતાલવિવર સુનંદા આદિ માતાઓના ગણથી રક્ષાય છે, શશિભૂષણ[28]

કૃતસ્મર પર્વતની પશ્ચિમે ૩૦૦ ધનુષ છેટે સ્વયંભૂ અને સૂર્યના બિંબ જેવુ, કુંકુમના ઘડાના પ્રમાણ જેવડુ સ્પર્શલિંગ ભૂમિ મધ્યે છે[29] નકવિતેયા નદી[30] સોમેશ્વરની પ્રતિષ્ઠા, બ્રહ્મશિલા ઉપર[31] તેની પૂર્વ કૌશિકગોત્રી બ્રાહ્મણના નૈઋત્ય નીચે સોપાઈ[32]

ગન્ધર્વેશ્વર,[33] સોમેશ્વરની ઉત્તરે, દંડપાણિની પાસે, વરદાની પશ્ચિમે પાંચ ધનુષ છેટે ત્રિમલેશ્વર[34] અગ્નિતીર્થ[35] (અગ્નિકુંડ)[36] સોમેશ્વરથી સો ધનુષ દક્ષિણે[37] સાગરતટે. પદ્મકતીર્થ[38] (પદ્મકુંડ)[39] સોમેશ્વરથી દક્ષિણે સો ધનુષ છેટે પાણીમા પાપહરકુંડ,[40] સો હાથના

---

૨૦ સ્કપ્ર ૧૧ ૨૦૬ ૨૨૩
૨૧ ,, ૧૨ ૭
૨૨ ,, ૧૩ ૧૦
૨૩ ,, ૧૩ ૩૦
૨૪ ,, ૧૪
૨૫ સ્કપ્ર ૧૬ ૧૨ ૧૬
૨૬ ,, ૧૬ ૨૦
૨૭ ,, ૧૬ ૨૬ ૨૭
૨૮ ,, ૧૮
૨૯ ,, ૧—

कृतस्मरस्यापरतो धन्वतरशतत्रय ।
लिंग महाप्रभाव च स्वयंभूत व्यवस्थितम् ॥ ८१
सूर्यबिंबसमप्रख्य सर्पमेखलमंडितम् ।
कुंकुमाढकमान तद् भूमिमध्ये व्यवस्थितम् ॥ ८२
स्पर्शलिंग हि तद्विद्धि . । ८३

૩૦ સ્કપ્ર ૨૩ ૭૭
૩૧ ,, ૨૩ ૧૨૧
૩૨ ,, ૨૪ ૮૪
૩૩ ,, ૨૫
૩૪ ,, ૨૭
૩૫ ,, ૨૬ ૧
૩૬ સ્કપ્ર ૨૯ ૯૩
૩૭ ,, ૨૯ ૯૭
૩૮ ,, ૨૯ [illegible] ૩
૩૯ ,, ૨૯ [illegible]
૪૦ ,, ૨૯ ૩

પ્રમાણુનો; હિરણ્યા (હરિણી), વજ્રિણી, ન્યંકુ, કપિલા, સરસ્વતી[૪૧] એમ પંચસ્રોતા સરસ્વતી છે.[૪૨] કૃતસ્મર પર્વત.[૪૩] વડવાનલધારિણી.[૪૪] કપર્દી,[૪૫] કેદારેશ્વર,[૪૬] ભીમેશ્વર,[૪૭] ભૈરવેશ્વર,[૪૮] અને ચણ્ડીશ્વર,[૪૯] આ પાંચ મુદ્રાલિંગ છે.[૫૦] પ્રાચીનતીર્થ,[૫૧] સરસ્વતીના ઉત્તર કિનારે મંકયાશ્રમ.[૫૨] સોમેશ્વરની ડાબી બાજુ વિષ્ણુ 'વરાહ'રૂપે અને જમણી બાજુ બ્રહ્મા, સાવિત્રીના કોપને કારણે, 'કપર્દી' રૂપે સ્થિત છે.[૫૩] કપર્દિવિનાયક—જે સત્યયુગમાં હેરંબ નામે અને દ્વાપરમાં લંબોદર નામે ઓળખાય છે તે કલિયુગમાં 'કપર્દી'- નામથી ઓળખાય છે.[૫૪] તેનું ઉદર કપર્દ (કોડી)ના આકારનું છે તેથી તેનું એવું નામ છે.[૫૫]

રુદ્રેશ્વર (કેદારેશ્વર) લિંગ.[૫૬] સોમેશ્વરની પશ્ચિમે ૭ ધનુષ પર આદિત્યેશ્વર (રત્નેશ્વર).[૫૭] સોમેશ્વરની ઈશાને અંગારેશ્વર.[૫૮] તેથી બે ધનુષ ઉત્તરે બુધેશ્વર.[૫૯] ઉમાના પૂર્વભાગે સિદ્ધેશના અગ્નિકોણમાં બૃહસ્પતીશ્વર.[૬૦] વિભૂતીશ્વરની પશ્ચિમે શુક્રેશ્વર.[૬૧] બુધેશ્વરની પશ્ચિમે અને અજાદેવીના અગ્નિકોણે પાંચ ધનુષ પર શનૈશ્ચરેશ્વર.[૬૨] તેની વાયવ્યે ને અજાદેવીની ઉત્તરે ૭ ધનુષ પર મંગલાની પાસે રાહુવીશ્વર.[૬૩] તેની ઉત્તરે અને મંગળાની દક્ષિણે ૧ ધનુષ છેટે કેતીશ્વર.[૬૪] આમ નવગ્રહનાં લિંગો છે.

પાંચ સિદ્ધ લિંગ : સોમેશ્વરની ઈશાને વરારોહા, તેની પૂર્વે સિદ્ધેશ્વર;[૬૫] તેની પૂર્વે કપિલેશ્વર;[૬૬] ગંધર્વેશ્વર,[૬૭] દણ્ડપાણિની ઉત્તરે; તેની પૂર્વે, ઉમાની પાસે અને બૃહસ્પતિના નૈર્ઋત્ય ભાગમાં વિમલેશ્વર[૬૮];

૪૧ સ્કપ્રપ્ર ૩૧.૪
૪૨ ,, ૩૩.૫૪
૪૩ ,, ૩૩.
૪૪ ,, ૩૪.૩૨
૪૫ ,, ૩૪.૩૪
૪૬ ,, ૪૦.
૪૭ ,, ૪૧ ૬૩
૪૮ ,, ૪૨.
૪૯ ,, ૩૫.૧૧૭
૫૦ ,, ૩૬.૩૭-૪૦
૫૨ ,, ૩૬.૪૩
૫૩ ,, ૩૮.૪-૫
૫૪ ,, ૩૮.૬
૫૫ સ્કપ્રપ્ર ૩૮.૫૯
૫૬ ,, ૩૯.
૫૭ ,, ૪૩.
૫૮ ,, ૪૫.
૫૯ ,, ૪૬.
૬૦ ,, ૪૭.
૬૧ ,, ૪૮.
૬૨ ,, ૪૯.
૬૩ ,, ૫૦.
૬૪ ,, ૫૧.
૬૫ ,, ૫૨.
૬૬ ,, ૫૩.
૬૭ ,, ૫૪.
૬૮ ,, ૫૫.

શર્દૂલિંગની પાસે, બ્રહ્માની નૈર્ઋત્યે ૧૬ ધનુ પર યન્ત્રેશ્વર[૬] સોમેશ્વરના વાયવ્ય ભાગમાં ૬૦ ધનુ ઉપર પાતાલવિવર છે જેની રક્ષા માટે અગ્નિ પાનેશ્વરી (અગ્નિ ની)[૭૦] છે તેની ઉત્તરે અને ગન્ધીશ્વરની દક્ષિણે પાસે માં જ મંગલાદેવી[૭૧] દૈત્યઘ્નની પૂર્વે ને યોગીશ્વરીની ઈશાને ૭ ધનુ પર વિશાલાક્ષી લલિતા[૭૨] લલિતાદેવીની પૂર્વે ૧૦ ધનુ પર ચત્વર પ્રિયા[૭૩]–આ ક્ષેત્રદેવીઓ છે

ભૈરવેશ્વરની પૂર્વે ૫ ધનુ પર લક્ષ્મીશ્વર[૭૪] તેની ઉત્તરે ને વિશાલાક્ષીની દક્ષિણે વાડવેશ્વર[૭૫] વિશાલાક્ષીની ઉત્તરે અર્યમેશ્વર[૭૬] મામેશ્વર[૭૭] દૈત્યસૂદનની પશ્ચિમે ૭ ધનુ પર આ પાંચ વક્ત્રલિંગો[૭૮] (પાંચ મુખાં મહાદેવ) સોમનાથની પૂર્વે ૬૦ ધનુ ઉપર ગૌરીતપોવન[૭૯] જેનું ક્ષેત્રફળ ૫૫ ધનુષ છે અને જેની મધ્યે એક પા૦ ઉપર ગૌરી તપમાં ખડાં છે, અને જેની ઉત્તરે કાંઈક ઈશાનમાં ૪ ધનુ ઉપર ગૌરીશ્વર છે[૮૦] તે વનની અગ્નિ દિશામાં ૨૦ ધનુ પર વરુણેશ્વર છે[૮૧] તેની દક્ષિણે ૩ ધનુષ પર ઉષેશ્વર[૮૨] ત્યાં જ જલવાસ ગણપતિ[૮૩] વરુણેશ્વરથી નૈર્ઋત્યમાં અને ગૌરીતપોવનની દક્ષિણે કુમારેશ્વર[૮૪] દૈત્યસૂદનની વાયવ્યે ૩૦ ધનુ પર શાકલ્યેશ્વર (સાકલ્યેશ્વર) જેનું ક્ષેત્ર ૧૮ ધનુષ છે[૮૫] તેની નૈર્ઋત્યે ૬૦ ધનુ ઉપર કલકલેશ્વર[૮૬] તેની દક્ષિણે લકુલીશલિંગ[૮૭] ઉત્તંકેશ્વર[૮૮] તેના અગ્નિકોણમાં ૫ ધનુ ઉપર વૈશ્વાનરેશ્વર[૮૯] લકુલીશ્વરની પૂર્વે ને દૈત્યસૂદનની પશ્ચિમે ૫ ધનુષ ઉપર ગૌતમેશ્વર[૯૦] દૈત્યસૂદનનું ક્ષેત્ર–પૂર્વમાં યમેશ્વર ને પશ્ચિમમાં સોમનાથ

---

૬૯ સ્કપ્રપ્ર ૫૬
૭૦ „ ૫૮
૭૧ „ ૬૦
૭૨ „ ૬૧
૭૩ ૬૨
૭૪ ૬૪
૭૫ ૬૫
૭૬ „ ૬૬
૭૭ „ ૬૭
૭૮ ૬૮ ૧
૭૯ ૬૮ ૧ ૨

૮૦ સ્કપ્રપ્ર ૬૯ ૩ ૫
૮૧ „ ૭૦
૮૨ „ ૭૧
૮૩ „ ૭૨
૮૪ ૭૨
૮૫ „ ૭૪
૮૬ ૭
૮૭ „ ૭૬
૮૮ „ ૭૭
૮૯ ૭૮
૯૦ ૮૦

સુધી ઉત્તરે નિરાલક્ષી ને દક્ષિણે સમુદ્રપર્યંત, ધનાકાર (જનના આકારનુ) છે[૯૧] ચક્રતીર્થ[૯૨] તેની પૂર્વે યોગેશ્વરી[૯૩] તેની પૂર્વે આદિ નારાયણ[૯૪] તેની પશ્ચિમે ૩ ધનુ ઉપર સંનિહિતા નામે નદી તીર્થ છે[૯૫] તેની દક્ષિણે પાંડવેશ્વર[૯૬] અગિયાર રુદ્ર[૯૭] તેમા પહેલા ભૂતેશ્વર[૯૮] તેની ઉત્તરે ૧૬ ધનુષ ઉપર નીલરુદ્ર[૯૯] તેની પૂર્વે ને બુધેશ્વરની પશ્ચિમે ૭ ધનુષ ઉપર કપાલીશ્વર[૧૦૦] તેની ઉત્તરે ૩ ધનુષ ઉપર, જ્યા બાલરૂપી બ્રહ્મા સ્તંભ છે તે વાહનેશ્વર,—૩૦ ધનુષક્ષેત્રફળનું ચતુષ્કોણ છે,[૧૦૧] કપાલીશ્વરની ઈશાને ૧૬ ધનુષ ઉપર ત્ર્યંબકેશ્વર[૧૦૨] તેની વાયવ્યે ૫ ધનુ ઉપર અઘોરેશ્વર,[૧૦૩] તેની ઉત્તરે કાંઈક વાયવ્યમા ૩૦ ધનુષ ઉપર મહાકાલેશ્વર,[૧૦૪] તેના અગ્નિ કોણે ૧૦ ધનુષ ઉપર ભૈરવેશ્વર,[૧૦૫] તેના અગ્નિકોણે ૧૦ ધનુષ ઉપર અને સાગરની પશ્ચિમે ૪ ધનુષ ઉપર મૃત્યુંજયેશ્વર,[૧૦૬] તેની ઉત્તરે ૩ ધનુષ ઉપર કામેશ્વર,[૧૦૭] તેની વાયવ્યે ૭ ધનુ ઉપર યોગેશ્વર[૧૦૮] સોમેશ્વરની વાયવ્ય બાજુ ૬૦ ધનુષ ઉપર ચંડેશ્વર (ચન્દ્રેશ્વર), ૧૬ ધનુષના ક્ષેત્રનું[૧૦૯] તેની પૂર્વે, સોમનાથની ઉત્તરે ૫ ધનુ ઉપર ગાંધર્વેશ્વર પાસે ઉમાની નૈઋત્યે વિષ્ણુ ચક્રધર અને દંડપાણિ[૧૧૦] તેમની ઉત્તરે ને બાલરૂપી બ્રહ્માની વાયવ્યે સામાદિત્ય સૂર્ય છે[૧૧૧] તેની ઉત્તરે ૭ ધનુ ઉપર મહિષમર્દિની, કંટકશોધિની નામે છે[૧૧૨] તેની ઉત્તરે કપાલેશ્વર[૧૧૩] તેની ઉત્તરે કોટીશ્વર[૧૧૪] સોમનાથની ઈશાને ને સાગા

---

૯૧ સ્કંપ્રપ્ર ૮૧૮૬
૯૨ ,, ૮૦
૯૩ ,, ૮૩
૯૪ , ૮૪
૯૫ ,, ૮૧
૯૬ , ૮૬
૯૭ ,, ૮૭૮૬
૯૮ ,, ૮૭
૯૯ ,, ૮૮
૧૦૦ ,, ૮૯
૧૦૧ ,, ૯૦
૧૦૨ ,, ૯૧
૧૦૩ સ્કંપ્રપ્ર ૯૨
૧૦૪ ,, ૯૩
૧૦૫ ,, ૯૪
૧૦૬ ,, ૯૫
૧૦૭ , ૯૬
૧૦૮ ,, ૯૭
૧૦૯ ,, ૯૮
૧૧૦ , ૯૯
૧૧૧ ,, ૧૦૦,૧૦૧
૧૧૨ ,, ૧૦૨
૧૧૩ ,, ૧૦૩
૧૧૪ ,, ૧૦૪

દિત્યની અગ્નિ બાજુએ બ્રહ્મા.[115] સોમનાથના ઈશાનભાગમાં ૫૦ ધનુષ ઉપર યક્ષનું લિંગ–પ્રત્યૂષેશ્વર છે.[116] તેની ઈશાને ૩ ધનુષ ઉપર અનિલેશ્વર.[117] ગૌરી તપોવનની પશ્ચિમે ૭ ધનુષ ઉપર પ્રભાસેશ્વર.[118] તેની ઈશાને ૧૦ ધનુષ ઉપર પુષ્કરારણ્ય, ત્યાં અષ્ટપુષ્કરકુંડ અને રામેશ્વર છે.[119] તેની પૂર્વે ૩૦ ધનુષ ઉપર લક્ષ્મણેશ્વર,[120] અને નૈઋત્યે ૩૦ ધનુષ ઉપર જાનકીશ્વર (વસિષ્ઠેશ્વર).[121] પુષ્કરની નૈઋત્યે ૨૦ ધનુષ ઉપર વામનસ્વામિવિષ્ણુ.[122] તેની દક્ષિણે પુષ્કરેશ્વર.[123] તેની વાયવ્યે ૩૦ ધનુષ ઉપર અને સોમનાથની નૈઋત્યે કુંડેશ્વરી દેવી.[124] તેની નૈઋત્યે ૧૫ ધનુષ ઉપર શંખોદક કુંડ.[125] કુંડેશ્વરીની ઈશાને ૨૦ ધનુષ ઉપર ભૂતનાથેશ્વર.[126] તેની વાયવ્યે ૩૦ ધનુષ ઉપર ગોપાદિત્ય.[127] બ્રહ્માતિબલદૈત્યઘ્નની દેવી.[128] તેની ઉત્તરે ૩ ધનુષ ઉપર ગોપીશ્વર.[129] તેની વાયવ્યે ૩૦ ધનુષ ઉપર જામદગ્ન્યેશ્વર(રામેશ્વર).[130] તેની નૈઋત્યે ૨૦ ધનુષ ઉપર ચિત્રાંગદેશ્વર.[131] તેની દક્ષિણનૈઋત્યે ૧૬ ધનુષ ઉપર રાવણેશ્વર.[132] તેની પશ્ચિમે ૫ ધનુષ ઉપર સૌભાગ્યદાયિની ગૌરી;[133] અને વાયવ્યે ૩૦ ધનુષ ઉપર પૌલોમીશ્વર.[134] બાલરૂપી બ્રહ્માની પશ્ચિમે ૧૬ ધનુષ ઉપર શાંડિલ્યેશ્વર.[135] તેની ઉત્તરે ને કપાલેશ્વરની અગ્નિએ ૧૫ ધનુષ ઉપર ક્ષેમેશ્વર.[136] ભૈરવેશ્વર અને મૃત્યુંજય રુદ્રથી પશ્ચિમે, ને કામેશ્વરથી દક્ષિણ–અગ્નિએ નજીકમાં જ સાગરાદિત્ય.[137] તેની ઈશાને ૫૦ ધનુષ ઉપર ઉગ્રસેનેશ્વર.[138] તેની પૂર્વે, ગોપાદિત્યની અગ્નિએ અને ધ્રુવેશ્વરથી દક્ષિણે પાશુપતેશ્વર.[139] ધ્રુવેશ્વર( નાલેશ્વર ).[140]

---

૧૧૫ સ્કમ્પ ૧૦૫.
૧૧૬ „ ૧૦૮.
૧૧૭ „ ૧૦૯.
૧૧૮ „ ૧૧૦.
૧૧૯ „ ૧૧૧.
૧૨૦ „ ૧૧૨.
૧૨૧ „ ૧૧૩.
૧૨૨ „ ૧૧૪.
૧૨૩ „ ૧૧૫.
૧૨૪ „ ૧૧૬.૧-૨
૧૨૫ „ ૧૧૬.૩
૧૨૬ „ ૧૧૭.
૧૨૭ સ્કમ્પ ૧૧૮.
૧૨૮ „ ૧૧૯.
૧૨૯ „ ૧૨૦.
૧૩૦ „ ૧૨૧.
૧૩૧ „ ૧૨૨.
૧૩૨ „ ૧૨૩.
૧૩૩ „ ૧૨૪.
૧૩૪ „ ૧૨૫.
૧૩૫ „ ૧૨૬.
૧૩૬ „ ૧૨૭.
૧૩૭ „ ૧૨૮.

સોમનાથની ઈશાને સિદ્ધલક્ષ્મી.[૧૪૧] ત્યાં જ મહાકાલી.[૧૪૨] બ્રહ્મકુંડની ઉત્તરે પુષ્કરાવર્તકા નદી.[૧૪૩] ત્યાં દુઃખાન્તકારિણી શીતલા દેવી.[૧૪૪] તેની પૂર્વે ૭ ધનુષ ઉપર લોમશેશ્વર.[૧૪૫] ત્યાં જ કંકાલભૈરવક્ષેત્રપાલ.[૧૪૬] તેની પશ્ચિમે ૫ ધનુષ ઉપર તૃણબિંદ્વીશ્વર.[૧૪૭] તેની દક્ષિણે અને બ્રહ્મ-કુંડ નજીક ચિત્રાદિત્ય.[૧૪૮] તેની મધ્યે અને બ્રહ્મકુંડ નજીક ચિત્રપથા નદી.[૧૪૯] તેની ઉત્તરે નજીકમાં કપર્દિચિંતામણિ.[૧૫૦] તેની અગ્નિ-દક્ષિણે ૭ ધનુષ ઉપર ચિત્રેશ્વર.[૧૫૧] તેની પૂર્વે કિંચિત્ અગ્નિએ ૧૦ ધનુષ ઉપર વિચિત્રેશ્વર.[૧૫૨] તેની પૂર્વે કાંઈક ઈશાને તૃતીય પુષ્કરકુંડ.[૧૫૩] ત્યાં ગજકુંભોદર ગણપતિ.[૧૫૪] તેની ઉત્તરે યમેશ્વર.[૧૫૫] તેની નૈર્ઋત્યે બ્રહ્મકુંડ.[૧૫૬] તેની પાસે ઉત્તરે કુંડલકૂપ,[૧૫૭] ઈશાને ચતુર્મુખ ભૈર-વેશ્વર,[૧૫૮] દક્ષિણે બ્રહ્મેશ્વર[૧૫૯] અને દક્ષિણે તૃતીય ભૈરવ-સાવિત્રીશ્વર ભૈરવ.[૧૬૦] બ્રહ્મેશ્વરની પશ્ચિમે ૩ ધનુષ ઉપર ચોથા ભૈરવ-નારદેશ્વર ભૈરવ.[૧૬૧] બ્રહ્મકુંડની વાયવ્યે ૨ ધનુષ ઉપર હિરણ્યેશ્વર, યમેશ્વરની નૈર્ઋત્યે ને સમુદ્રની ઉત્તરે, કૃતસ્મરની પશ્ચિમે ને અગ્નિતીર્થની પૂર્વે છે.[૧૬૨] તેની વાયવ્યે ૩ ધનુષ ઉપર પાપવિમોચન-ગાયત્રીશ્વર.[૧૬૩] ત્યાં રત્નેશ્વર.[૧૬૪] તેની ઉત્તરે ૩ ધનુષ ઉપર ગરુડેશ્વર,[૧૬૫] દક્ષિણે સત્ય-

---

૧૩૮ સ્કપ્રભ ૧૨૯.
૧૩૯ ,, ૧૩૦.
૧૪૦ ,, ૧૩૧.
૧૪૧ ,, ૧૩૨.
૧૪૨ ,, ૧૩૩.
૧૪૩ ,, ૧૩૪.
૧૪૪ ,, ૧૩૫.
૧૪૫ ,, ૧૩૬.
૧૪૬ ,, ૧૩૭.
૧૪૭ ,, ૧૩૮.
૧૪૮ ,, ૧૩૯.
૧૪૯ ,, ૧૪૦.
૧૫૦ ,, ૧૪૧.
૧૫૧ ,, ૧૪૨.
૧૫૨ ,, ૧૪૩.
૧૫૩ સ્કપ્રભ ૧૪૪.
૧૫૪ ,, ૧૪૫.
૧૫૫ ,, ૧૪૬.
૧૫૬ ,, ૧૪૭.
૧૫૭ ,, ૧૪૮.
૧૫૮ ,, ૧૪૯.
૧૫૯ ,, ૧૫૦.
૧૬૦ ,, ૧૫૧.
૧૬૧ ,, ૧૫૨.
૧૬૨ ,, ૧૫૩.
૧૬૩ ,, ૧૫૪.
૧૬૪ ,, ૧૫૫.
૧૬૫ ,, ૧૫૬.

ધનુષ ઉપર કૌશિકેશ્વર.[૨૨૨] માર્કંડેશ્વરની દક્ષિણે ૨૦ ધનુષ ઉપર કુમારેશ્વર.[૨૨૩] અને ઉત્તરે ૧૫ ધનુષ ઉપર ગૌતમેશ્વર.[૨૨૪] તેની પાસે પશ્ચિમે ૧૬ ધનુષ ઉપર દેવરાજેશ્વર.[૨૨૫] ત્યાં માનવેશ્વર.[૨૨૬] તેની અગ્નિએ માર્કંડેશ્વર પાસે નીલકંઠ.[૨૨૭] તેની દક્ષિણે રૂપઅર્ધ્વજેશ્વર.[૨૨૮] ત્યાં ઋણમોચનતીર્થ.[૨૨૯] ત્યાં રુક્મવતીશ્વર.[૨૩૦] તેની દક્ષિણે ગાત્રોત્સર્ગતીર્થ (પ્રેતતીર્થ)[૨૩૧] તે પુરુષોત્તમક્ષેત્ર.[૨૩૨] જે ૧૦૦ ધનુષનું છે, તેમાં છે. તેની દક્ષિણે ઇન્દ્રેશ્વર.[૨૩૩] તેની ઉત્તરે અનરકેશ્વર.[૨૩૪] તેની પૂર્વે ને પાપમોચનની નૈઋત્યે મેધેશ્વર.[૨૩૫] ગાત્રોત્સર્ગથી ઉત્તરે બલભદ્રેશ્વર.[૨૩૬] માતૃસ્થાનઃ ભૈરવેશ્વર.[૨૩૭] અનરકેશ્વરની ઈશાને ત્રિપથગામિની ગંગા.[૨૩૮] તેની દક્ષિણે ગણપતિ.[૨૩૯] જંબવતી નદી.[૨૪૦] તેની પશ્ચિમે પાંડવકૂપ.[૨૪૧] ત્યાં પાંચ લિંગ-પાંડવેશ્વર.[૨૪૨] દશાશ્વમેધતીર્થ,[૨૪૩] તેની દક્ષિણે શતમેધ, ઉત્તરે સહસ્રમેધ તીર્થ, અને કોટિતીર્થ.[૨૪૪] દુર્વાસાદિત્ય સૂર્ય.[૨૪૫] પછી યાદવસ્થલ.[૨૪૬] ત્યાં વજ્રેશ્વર.[૨૪૭] ત્યાંથી હિરણ્યા નદી.[૨૪૮] પાસે નાગરાદિત્ય.[૨૪૯] તેની પાસે બલભદ્ર સુભદ્રા અને કૃષ્ણ.[૨૫૦] ત્યાં બલભદ્રનું શેષનાગરૂપ કલેવર, જે તેમણે ત્રૈસંગમતીર્થ પાસે પાતાલવિવરથી છોડ્યું, તે બે ગાઉ વિસ્તારના મિત્રવનમાં શેષ

---

૨૨૨ સ્કપ્રપ્ર ૨૧૮.
૨૨૩ ,, ૨૧૫.
૨૨૪ ,, ૨૧૬.
૨૨૫ ,, ૨૧૭.
૨૨૬ ,, ૨૧૮.
૨૨૭ ,, ૨૧૯.
૨૨૮ ,, ૨૨૦.
૨૨૯ ,, ૨૨૧.
૨૩૦ ,, ૨૨૨.
૨૩૧ ,, ૨૨૩.
૨૩૨ ,, ૨૨૨ ૨૩
૨૩૩ ,, ૨૨૪.
૨૩૪ ,, ૨૨૫.
૨૩૫ ,, ૨૨૬.
૨૩૬ ,, ૨૨૭.
૨૩૭ સ્કપ્રપ્ર ૨૨૮.
૨૩૮ ,, ૨૨૯.
૨૩૯ ,, ૨૩૦.
૨૪૦ ,, ૨૩૧.
૨૪૧ ,, ૨૩૨.
૨૪૨ ,, ૨૩૩.
૨૪૩ ,, ૨૩૪.
૨૪૪ ,, ૨૩૫.
૨૪૫ ,, ૨૩૬.
૨૪૬ ,, ૨૩૭.
૨૪૭ ,, ૨૩૭.૧૦૦
૨૪૮ ,, ૨૩૮.
૨૪૯ ,, ૨૩૯.
૨૫૦ ,, ૨૪૦.

નામથી જે [૨૫૧] ત્યાં કૃણુદંતા જગ નામનો કૌશિક લય પામેલો તે ભલતીર્થ (ભાવ-) [૨૫૨] તેની પૂર્વે રક્ષાર્થે કુમારિકા દેવી [૨૫૩] તેની ઈશાને હિરણ્યા-તટે હીરકક્ષેત્રની રક્ષાર્થે મંત્રાવલિ ક્ષેત્રપાલ [૨૫૪] હિરણ્યાતટે વિચિત્રેશ્વર [૨૫૫] સરસ્વતીતટે અને પર્ણાદિત્યની પશ્ચિમે બ્રહ્મેશ્વર.[૨૫૬] ઋષિતીર્થની પશ્ચિમે પિંગલી(પિંગલા)-પિંગા નદી [૨૫૭] પિંગલાદિત્ય, પિંગાદેવી, શુદ્ધેશ્વર.[૨૫૮] તેની પશ્ચિમે ગોલક્ષ નામે સંગમેશ્વર.[૨૫૯] તેની પશ્ચિમે ગંગેશ્વર [૨૬૦] તેની પૂર્વે શંકરાદિત્ય [૨૬૧] ત્યાં શંકરનાથ [૨૬૨] હિરણ્યાની ઉત્તરે ગુપ્તેશ્વર [૨૬૩] ત્યાં ઘંટેશ્વર [૨૬૪] તેની પશ્ચિમે ઋષિતીર્થ [૨૬૫] નંદાદિત્ય (મંદાદિત્ય) [૨૬૬] તેની પૂર્વે ત્રણ યોજન ઉપર ત્રિતકૂપ.[૨૬૭] તેની દક્ષિણે ગશાપાન [૨૬૮] પ્રાચીસરસ્વતીને ઉત્તર કિનારે પર્ણાદિત્ય.[૨૬૯] તેની પશ્ચિમે સિદ્ધેશ્વર [૨૭૦] તેની દક્ષિણે ન્યંકુમતી નદી [૨૭૧] ગોષ્પદની દક્ષિણે વરાહસ્વામી [૨૭૨] ન્યંકુમતીની ઉત્તરે છાયાલિંગ.[૨૭૩] ત્યાં નંદિની ગુફા [૨૭૪] ઈશાનમાં કનકનંદા [૨૭૫] શરભસ્થાનની પાસે પૂર્વે, કુંભીશ્વર( કુંતીશ્વર ) [૨૭૬] ગંગાપથ, ગંગેશ્વર, ઉત્તાનગંગા.[૨૭૭] ચમસોદ્ભેદ.[૨૭૮] વિદુરાશ્રમ [૨૭૯] પ્રાચીસરસ્વતી, મંકી-શ્વર [૨૮૦] પાસે જ્વાલેશ્વર [૨૮૧] પ્રાચી પાસે ત્રિપુરલિંગત્રય-વિદ્યુન્માલી,

૨૫૧ સ્કંદપ્ર ૨૪૧.૧૨
૨૫૨ ,, ૨૪૧૪
૨૫૩ ,, ૨૪૨
૨૫૪ , ૨૪૩
૨૫૫ ,, ૨૪૪
૨૫૬ ,, ૨૪૫,૨૪૮
૨૫૭ ,, ૨૪૬
૨૫૮ ,, ૨૪૭
૨૫૯ ,, ૨૪૯
૨૬૦ ,, ૨૫૦
૨૬૧ ,, ૨૫૧
૨૬૨ , ૨૫૨
૨૬૩ ,, ૨૫૩
૨૬૪ , ૨૫૪
૨૬૫ ,, ૨૫૫
૨૬૬ ,, ૨૫૬
૨૬૭ સ્કંદપ્ર ૨૫૭.
૨૬૮ ,, ૨૫૮
૨૬૯ , ૨૫૯.
૨૭૦ ,, ૨૬૦
૨૭૧ ,, ૨૬૧
૨૭૨ ,, ૨૬૨.
૨૭૩ , ૨૬૩.
૨૭૪ ,, ૨૬૪.
૨૭૫ ,, ૨૬૫
૨૭૬ , ૨૬૬.
૨૭૭ ૨૬૭
૨૭૮ ,, ૨૬૮
૨૭૯ ,, ૨૬૯
૨૮૦ ,, ૨૭૦.
૨૮૧ ,, ૨૭૧.

તારક ને કપોલ.[૨૮૧] શંકતીર્થ.[૨૮૨] ગર્ગ આગ્રી.[૨૮૪] ઋષિતીર્થ પાસે ત્રિનેત્રેશ્વર,[૨૮૫] દેવિકા નદી અને ઉમાપતીશ્વર.[૨૮૬] દેવિકાતટે ભૂધરયજ્ઞ-વરાહ.[૨૮૭] ત્યાં શ્રુસરથાન( મૂલસ્થાન )આદિત્ય.[૨૮૮] હિરણ્યાની પૂર્વે સ્યવનાદિત્ય.[૨૮૯] સ્યવનેશ્વર.[૨૯૦] શુક્રન્યાસર.[૨૯૧] ત્યાં કુમતીસાગરસંગમ, અગરત્યાશ્રમ.[૨૯૨] પાસે ઉત્તરે બાલાર્ક,[૨૯૩] પાસે પૂર્વે અજાપાલેશ્વરી[૨૯૪] અને પૂર્વે બે ગાઉએ બાલાદિત્ય.[૨૯૫] તેની દક્ષિણે બે ગાઉએ પાતાલગંગા, ગંગેશ્વર, વિશ્વામિત્રેશ્વર, બાલેશ્વર.[૨૯૬] કુબેરસ્થાન.[૨૯૭] ઉત્તરે ભદ્ર-કાલી.[૨૯૮] નૈઋત્યે કુબેર.[૨૯૯] તેની પૂર્વે દસ ગાઉએ પુષ્કર અને અજો-ગન્ધેશ્વર,[૩૦૦] ઈશાને દસ ગાઉ ઉપર ઇન્દ્રસ્થાન[૩૦૧] અને પાસે ઉત્તરે ચન્દ્રેશ્વર (–ચન્દ્રોદ્દકતીર્થ),[૩૦૨] અને અગ્નિએ ૧૪ ગાઉ ઉપર દેવકુલ (દેલ-વાડા).[૩૦૩] તેની પશ્ચિમે ઋષિતોયા નદી.[૩૦૪] તેની પશ્ચિમે બે ગાઉ ઉપર સંગાલેશ્વર[૩૦૫] ને ગુપ્તપ્રયાગ.[૩૦૬] માધવવિષ્ણુ,[૩૦૭] પાસે પૂર્વમાં સિદ્ધે-શ્વર.[૩૦૮] તેની ઉત્તરે ૫ ધનુષ ઉપર ગંધર્વેશ્વર.[૩૦૯] ઉત્તરે ઉત્તમે(રે)–શ્વર.[૩૧૦] સંગાલેશ્વરથી ઈશાને ૭ ધનુષ ઉપર ત્રિપથગામિની ગંગા[૩૧૧] ( જેમાં ત્રણ નેત્રવાળા મત્સ્યો છે ).[૩૧૨] તેની પૂર્વે નારદાદિત્ય.[૩૧૩] તેની

---

૨૮૨ સ્કપ્ર ૨૭૨.
૨૮૩ ,, ૨૭૩.
૨૮૪ ,, ૨૭૪.
૨૮૫ ,, ૨૭૫.
૨૮૬ ,, ૨૭૬.
૨૮૭ ,, ૨૭૭.
૨૮૮ ,, ૨૭૮.
૨૮૯ ,, ૨૭૯.
૨૯૦ ,, ૨૮૦.
૨૯૧ ,, ૨૮૧.
૨૯૨ ,, ૨૮૨.
૨૯૩ ,, ૨૮૬.
૨૯૪ ,, ૨૮૭.
૨૯૫ ,, ૨૮૮.
૨૯૬ ,, ૨૮૯.
૨૯૭ ,, ૨૯૦.
૨૯૮ સ્કપ્ર ૨૯૧.
૨૯૯ ,, ૨૯૩.
૩૦૦ ,, ૨૯૪.
૩૦૧ ,, ૨૯૫.૧
૩૦૨ ,, ૨૯૫.૨
૩૦૩ ,, ૨૯૬.૧
૩૦૪ ,, ૨૯૬.૩
૩૦૫ ,, ૨૯૮;૩૦૦.
૩૦૬ ,, ૨૯૮.૨
૩૦૭ ,, ૨૯૯.
૩૦૮ ,, ૩૦૧.
૩૦૯ ,, ૩૦૨.
૩૧૦ ,, ૩૦૩.
૩૧૧ ,, ૩૦૪.૧
૩૧૨ ,, ૩૦૪.૨
૩૧૩ ,, ૩૦૫.

ઉત્તરે સામ્બાદિત્ય.[૩૧૪] તેની પૂર્વે કાંઈક અગ્નિએ અપરનારાયણ.[૩૧૫] તેની પૂર્વે કાંઈક ઈશાને મલચંડીશ.[૩૧૬] તપ્તોદકકુંડ.[૩૧૭] ચંડીશથી ઉત્તરે કાંઈક ઈશાને ૪ ધનુષ ઉપર ચતુર્મુખગણપતિ.[૩૧૮] તેની વાયવ્યે ૨ ધનુષ ઉપર કલંબેશ્વર.[૩૧૯] ચંડીશની પૂર્વે ૨૦ ધનુષ ઉપર ગોપાલસ્વામી હરિ.[૩૨૦] તેની ઉત્તરે ૮ ધનુષ ઉપર બકુલસ્વામી સૂર્ય.[૩૨૧] તેની વાયવ્યે ૧૬ ધનુષ ઉપર ઉત્તરાર્ક.[૩૨૨] દેવકુલથી અગ્નિએ બે ગાઉ ઉપર સમુદ્રતટે ઋષિતીર્થ.[૩૨૩] તેની પશ્ચિમે અર્ધા કોશ ઉપર મરુદાર્યા દેવી.[૩૨૪] દેવકુલની પૂર્વે ૧૦ ગાઉ ઉપર શંબરસ્થાનમધ્યે ક્ષેમાદિત્ય[૩૨૫] અને ઉત્તરે ( ઉન્નતસ્થાનની દક્ષિણે ) કંટકશોધિણી દેવી.[૩૨૬] તેની પાસે પૂર્વે બ્રહ્મેશ્વર.[૩૨૭] તેની ઉત્તરે ઋષિતોયાને તટે ઉન્નતસ્થાન.[૩૨૮] ( તે જ ઊના). ત્યાં સ્થલકેશ્વર.[૩૨૯] તેની પૂર્વે કાંઈક અગ્નિએ લિંગદ્વય.[૩૩૦] ત્યાં ઊનામાં બાલબ્રહ્મા.[૩૩૧] તેની દક્ષિણે દુર્ગાદિત્ય.[૩૩૨] તેની દક્ષિણે ઋષિતોયાતટે ક્ષેમેશ્વર.[૩૩૩] તેની ઉત્તરે કાંઇક વાયવ્યમાં ગણનાથ વિનાયક.[૩૩૪] ઋષિતોયાને બીજે તટે પણ ગણપતિ.[૩૩૫] તેની ઉત્તરે મહાકાલેશ્વર.[૩૩૬] તેની ઈશાને મહોદયતીર્થ અર્ધા કોશના ઘેરાવાનું.[૩૩૭] તેની વાયવ્યે સંગમેશ્વર.[૩૩૮] દેવકુલની ઉત્તરે બે ગાઉ ઉપર ઉત્તમસ્થાન, તેની ઉત્તરે ૧૨ ધનુષ ઉપર ઉન્નતવિનાયક.[૩૩૯] ઉન્નતસ્થાનની ઉત્તરે ૩ યોજન ઉપર તમોદકસ્વામી, તમકુંડ, તલસ્વામી.[૩૪૦] તેની પૂર્વે કાલમેઘ

---

૩૧૪ સ્કપ્રમ ३०६.
૩૧૫ ,, ३०७.
૩૧૬ ,, ३०८.
૩૧૭ , ३०८ ६३
૩૧૮ ” ३०९.
૩૧૯ ” ३१०.
૩૨૦ ” ३११.
૩૨૧ ” ३१२.
૩૨૨ ” ३१३.
૩૨૩ ” ३१४.
૩૨૪ ” ३१५.
૩૨૫ ” ३१६.
૩૨૬ ” ३१७.
૩૨૭ સ્કપ્રમ ३१८.
૩૨૮ ” ३१९.
૩૨૯ ” ३१९.६७
૩૩૦ ” ३२०.
૩૩૧ ” ३२१.
૩૩૨ ” ३२२.
૩૩૩ ” ३२३.
૩૩૪ ” ३२४.
૩૩૫ ” ३२५.
૩૩૬ ” ३२६.
૩૩૭ ” ३२७.
૩૩૮ ” ३२८.
૩૩૯ ” ३२९.
૩૪૦ ” ३३०.

ક્ષેત્રપ.[૩૩૯] તેની દક્ષિણે ૫ ધનુ ઉપર તમોદ કુંડ—જે આજે પણ છે,[૩૪૦] અને કુંડની પૂર્વે ૨૫ ધનુષ ઉપર રુક્મિણી દેવી.[૩૪૩] પૂર્વે બાહ્ના નદી અને બલદેવે સ્થાપેલા કુર્મેશ્વર.[૩૪૪] ક્ષેત્રના પરિધિસ્થાને મધુમતી નદી.[૩૪૫] તેની નૈઋત્યે ખંડઘટા.[૩૪૬] ત્યાં સમુદ્રતટ પાસે પિંગેશ્વર; ત્યાં સાત કૂવાઓ; ભદ્રાસાગરસંગમ.[૩૪૭] તક્ષસ્વામી તે જ તપ્તોદકસ્વામી.[૩૪૮] તેની પશ્ચિમે ન્યંકુમતીને તટે દક્ષિણ દિશામાં શંખાવર્ત, જ્યાં ચિત્રાંકિત શિલા છે.[૩૪૯] ગોષ્પદ(મોક્ષદ)તીર્થ,[૩૫૦] ન્યંકુમતીમાં. તેની પાસે અનન્ત નાગેન્દ્ર.[૩૫૧] ગોષ્પદની દક્ષિણે સાગરતટે ન્યંકુ પાસે નારાયણગૃહ.[૩૫૨] દેવિકાતટે જાલેશ્વર.[૩૫૩] દેવિકાકાંઠે હુંકારથી આજે પણ જેમાં પાણી આવે છે તે હુંકારકૂપ.[૩૫૪] ત્યાં ચંડીશ્વર.[૩૫૫] શશિભૂષણની વાયવ્યે આશાપૂર ગણપતિ.[૩૫૬] તેની પાસે દક્ષિણ નૈઋત્યે ચક્રેશ્વર ને કલાકુંડ.[૩૫૭] શશિભૂષણની પૂર્વે ને કોટિતીર્થની પશ્ચિમે, જરદ્‌ગવેશ્વરની દક્ષિણે ને સમુદ્રની ઉત્તરે કપિલક્ષેત્ર[૩૫૮] અને કપિલેશ્વર[૩૫૯] અને નદી કપિલાધારા.[૩૬૦] ગુહારૂપે. કપિલેશ્વરની ઈશાન–ઉત્તરે જરદ્‌ગવેશ્વર.[૩૬૧] ત્યાં અંશુમતી નદી.[૩૬૨] તેની પૂર્વે ૧૮૦ ધનુષ ઉપર હાટકેશ્વર–નલેશ્વર.[૩૬૩] તેની અગ્નિએ કર્કોટકાર્ક.[૩૬૪] નલેશ્વરની પૂર્વે ૧૦૦ ધનુષ ઉપર હાટકેશ્વર.[૩૬૫] ત્યાં ચિંતામણિની પૂર્વે ઈશાનમાં ૩૦૦ ધનુષ ઉપર અગસ્ત્યાશ્રમ.[૩૬૬] ત્યાંથી પશ્ચિમે નારદે-

---

૩૪૧ સ્કપ્રપ્ર ૩૩૧.
૩૪૨ ” ૩૩૨.૧
૩૪૩ ” ૩૩૨.૨
૩૪૪ ” ૩૩૩.૧
૩૪૫ ” ૩૩૩.૭
૩૪૬ ” ૩૩૩.૭
૩૪૭ ” ૩૩૩.૮-૧૧
૩૪૮ ” ૩૩૪.૬-૭
૩૪૯ ” ૩૩૫.
૩૫૦ ” ૩૩૬.૧
૩૫૧ ” ૩૩૬.૧૧
૩૫૨ ” ૩૩૭.
૩૫૩ ” ૩૩૮.
૩૫૪ સ્કપ્રપ્ર ૩૩૯.
૩૫૫ ” ૩૪૦.
૩૫૬ ” ૩૪૧.
૩૫૭ ” ૩૪૨.
૩૫૮ ” ૩૪૩.૧-૨
૩૫૯ ” ૩૪૩.૧
૩૬૦ ” ૩૪૩.૪
૩૬૧ ” ૩૪૪.
૩૬૨ ” ૩૪૪.૩
૩૬૩ ” ૩૪૫.
૩૬૪ ” ૩૪૬.
૩૬૫ ” ૩૪૬.૧
૩૬૬ ” ૩૪૬.૭

ેવરી ૩૬૭ ભીમેશ્વરની પાસે મનનિમૃગણા દેવી ૩૬૮ ભલ્લતીર્થની પૂર્વે ને ગોગિનીચક્રની દક્ષિણે દુર્ગકૂટક( ધર્મકૂટક ) ગણપતિ ૩૬૯ ત્યાથી કૌગ્વેશ્વરી ૩૭૦ દુર્ગકૂટથી દક્ષિણે ૫૦૦ ધનુઃ ઉપર સુપર્ણેલા ભૈરવી ૩૭૧ ત્યા સુપર્ણકુંડ છે ૩૭૨ તેની પશ્ચિમે ભલ્લતીર્થ (તે ભાલકુ) ત્યા ભલ્લથી હણાયેના વિષ્ણુએ (કૃષ્ણે) શરીર છોડયુ અર્ધા ગોજનના તે મિત્ર નનમા યુગે યુગે વિષ્ણુની સંસ્થિતિ(મૃત્યુ) છે તે વૈષ્ણવતીર્થ ૩૭૪ કર્દમાલતીર્થ ૩૭૫ તેની પશ્ચિમનયત્રે ગુપ્તેશ્વર ( ગુપ્ત સોમેશ્વર ) ૩૭૬ હિરણ્યાની પૂર્વે બહુસુવર્ણેશ્વર ૩૭૭ શુક્રસ્થાનની પાસે નાગેશ્વર ૩૭૮ તેની ઈશાને કોટિનગર તેની દક્ષિણે એક યોજને કોટીશ્વર ૩૭૯ નાગ યણ તીર્થ, તેની ઈશાને શાડિલ્યવાપી ૩૮૦ ગગસર ને શૃગારેશ્વર ૩૮૧ હિરણ્યાતટે ધટિકાસ્થાન ને માર્કંડેશ્વ ૩૮૨ મકુટેશ્વર ૩૮૩ ત્યા અગ્નિકુંડ, કોટીશ્વર,૩૮૪ અને એક યોજન ઉપર નિતૃપતીર્થ ૩૮૫ ગોષ્પદની ઉત્તરે ૪ ગાઉ ઉપર 'વલાય તીર્થ', ત્યા એકાદશરુદ્રલિંગ ૩૮૬ હિર ણ્યાકાઠે તુંડપુર, ધર્મગૃહ ને ઇન્દ્રેશ્વર ૩૮૭ ઇન્દ્રેશ્વરની પશ્ચિમે ને અર્ક-ભાસ્કરથી પૂર્વે સનર્તેશ્વર ૩૮૮ હિરણ્યાની ઉત્તરે સિદ્ધિસ્થાનો ને અનેક લિંગો-૧૦૦ છે, વજ્રિણીતટે ૧૯, ન્યકુમતીતટે ૧૨૦૦, કપિલાતટે ૬૦ અને સરસ્વતીતટે અગણિત લિંગો છે આમ પચમુખા લિંગમાલા છે પ્રભાસમા સરસ્વતી પચસ્રોતા છે, જેના પ્રવાહોથી તેનુ દ્વાદશ યોજનનુ ક્ષેત્ર છવાયુ છે ૩૮૯

---

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૩૬૭ | સ્કપ્રપ્ર | ૩૪૭ | ૩૭૯ | સ્કપ્રપ્ર | ૩૫૭ |
| ૩૬૮ | ' | ૩૪૮ | ૩૮૦ | | ૩૫૮ |
| ૩૬૯ | ' | ૩૪૯ | ૩૮૧ | | ૩૫૯ |
| ૩૭૦ | " | ૩૫૦ | | | |
| ૩૭૧ | ' | ૩૫૧ ૧ | ૩૮૨ | " | ૩૬૦ |
| ૩૭૨ | ' | ૩૫૧ ૫ | ૩૮૩ | " | ૩૬૧ ૧ |
| ૩૭૩ | " | ૩૫૨ ૧ | ૩૮૪ | ' | ૩૬૧ ૨ |
| ૩૭૪ | ' | ૩૫૨ ૨ | ૩૮૫ | " | ૩૬૧ ૪ |
| ૩૭૫ | " | ૩૫૩ | ૩૮૬ | ' | ૩૬૨ |
| ૩૭૬ | " | ૩૫૪ | ૩૮૭ | ' | [illegible] |
| ૩૭૭ | " | ૩૫૫ | ૩૮૮ | ' | [illegible] ૪ |
| ૩૭૮ | " | ૩૫૬ | ૩૮૯ | | ૩૬૫ |

ब्रह्मखेटक

ખેડબ્રહ્મા.[1]

સાભ્રમતીમાહાત્મ્યમાં નોંધાયેલું આ સ્થળ એ. પી. રેલ્વેનું છેલ્લું સ્ટેશન ખેડબ્રહ્મા સંભવે છે. ત્યાંની અદિતિવાવના શિલાલેખમાં[2] તેનાં ચારે યુગનાં ચાર નામ આપ્યાં છે; સત્યયુગમાં તેનું નામ બ્રહ્મપુર, ત્રેતામાં અગ્નિખેટ, દ્વાપરમાં હિરણ્મપુર અને કળિયુગમાં બ્રહ્મખેટ છે.

બ્રહ્મપુરાણાન્તર્ગત 'બ્રહ્મક્ષેત્રમાહાત્મ્ય'[3] હસ્તપ્રતો ઉપરથી વડાલીના શાસ્ત્રીશ્રી ગણપતિશંકર જયશંકરે પ્રગટ કરેલું છે તેમાં નીચેની પંક્તિ રહે છેઃ—

બ્રહ્મ-ક્ષેત્ર એક યોજનના પ્રમાણનું છે.[4] તેને બાર દ્વાર છે.[5] બ્રહ્માએ કમંડલુમાંથી ભૂતલ પર ધારા કરતાં શુભ અને મુક્તિદ ગંગાનો ઉદ્ભવ થયો.[6] દશ યોજનના વિસ્તારવાળી તે હિરણ્યા નામે ઓળખાઈ.[7] શિવ-પાર્વતીના વિવાહપ્રસંગે પાર્વતીનું રૂપ જોઈ બ્રહ્મા તેજોભંગ થયા;[8] એ સ્વરૂપવિસ્મરણનું પ્રાયશ્ચિત્ત કરવા બ્રહ્મક્ષેત્ર આવી તે યજ્ઞ આરંભે છે, તેમાં સાવિત્રીની જરૂર પડે છે. આમંત્રિત મુનિઓને તે કહે છે કે તમે સાવિત્રીને તેડી લાવવા એ અટત-આકાશે અટન કરો.[9] તે ઉપરથી જે એક મુનિ સાવિત્રીને લેવા ગયો તેનું હે खेटक ! એમ સંબોધન કર્યું

ब्रह्मखेटक

૧ પદ્મ ૧૨૯.૨૪ तीर्थयात्राभिषेण वै खेटके ब्रह्मसंनिधौ।
૨ પુરાતન બ્રહ્મક્ષેત્રઃ પરિશિષ્ટ ૧ લું. શ્લોક ૬–૭
૩ પુરાતન બ્રહ્મક્ષેત્રઃ પરિશિષ્ટ ચોથું (મૂળ સંસ્કૃત ગુજરાતી અનુવાદ સાથે).
૪ બ્રહ્મા ૧.૨૦
૫ „ ૧.૨૧
૬ „ ૧.૨૪
૭ „ ૧.૨૫
૮ „ ૧.૧૧
૯ „ ૨.૨
यूयमटत मे विप्राः... ।

છે.[૧૦] ખેડટક એટલે આકાશમા અટન(પરિભ્રમણ) કરનાર. વિપ્રોનુ નવુ સર્જન કરવા તે ખેટકમુનિને બ્રહ્માએ એક કન્યા ઉત્પન્ન કરી તેની સાથે ગૃહસ્થાશ્રમ મંડાવ્યો.[૧૦] તેમને નવ કુમાર થયા, જેમને ચોત્રીસ પુત્રો થયા, જેમાથી પ્રપૌત્રો આદિનો હજારોનો વિસ્તાર થયો.[૧૧] આ ખેટક બ્રાહ્મણોની આજીવિકા માટે વૈશ્યોની ઉત્પત્તિ થઈ, મૂળ પુરુષના અઢાર પુત્રો અને તેમાથી અઢાર હજારની સખ્યામા વિસ્તાર થયો.[૧૨]

**નોધ ૧** ખેડનાબાજ બ્રાહ્મણોની આ રીતે ઉત્પત્તિ આપી છે અને ખેડટક આકાશમા અટન કરનાર–ના વર્ગને એ રીતે વ્યુત્પત્તિ આપી છે તે પૌરાણિક પ્રણાલિકાનુસાર છે બાકી ખેટક શબ્દ તો કોઈ દેશ્ય-સસ્કૃતેતર વાચે છે ખેટક નામ હોવા વિશે 'ખેટક'ની ચર્ચામા નોધ મુજબ છે

તીર્થો ક્ષીરજાદેવી, હિરણ્યાની દક્ષિણે ટેકરી ઉપર[૧૩] બ્રહ્મા[૧૪] બ્રહ્માએ પોતાની ચોસઠ મુખવાળી મૂર્તિ પ્રગટ કરી, જેની ડાબી બાજુ સાવિત્રી અને જમણી બાજુ ગાયત્રીનુ સ્થાપન થયુ સમય જતા બ્રાહ્મણો તેની ઉપાસના કરવાનું સામર્થ્ય ગુમાવતા પ્રાર્થના કરે છે અને બ્રહ્મા બત્રીસ મુખવાળી મૂર્તિ પ્રગટ કરે છે વળી કાળે કરી બ્રાહ્મણોની બુદ્ધિ ક્ષીણ થતાં તેમની માગણીથી બ્રહ્માએ સોળ મુખવાળી–અને વળી સમય જતા છેવટે ચાર મુખવાળી પોતાની મૂર્તિ કરી આપી, જે હજીયે પૂજાય છે ત્રિવેણીસગમ હિરણ્યા, ભીમા અને કૌશામ્બીનો[૧૫] ફણીન્દ્ર તીર્થ,[૧૬] પક્ષિરાજતીર્થ[૧૭] નાગહ્રદ[૧૮] ભૃગુનાથ[૧૯] હિરણ્યાના દક્ષિણ તીરે ભૃગુ

૧૦ બ્રમા ૨ ૫
તૂર્ણમાગન્ડ ખેડટક ॥
૧૦ , ૨ ૮ ૬
૧૧ , ૨.૧૧ ૪
૧૨ ,, ૪
૧૩ ,, ૪ ૨૫
૧૪ ,, ૫
૧૫ ,, ૭ ૨૨
૧૬ ,, ૧૦ ૨૨,૧૪
૧૭ ,, ૧૦ ૨૩,૧૨ ૧૩
૧૮ ,, ૧૧ ૧૮
૧૯ , ૧૧ ૧૨,૧૬

અ.૧૪૫,[20]—ભૃગુતીર્થ.[21] અમ્બિકા[22]—અંબામાતા. માનસ-સરોવર[23] માનસરોવર.—ટૂંકમાં, બ્રહ્મક્ષેત્રની એક હાથ જમીન પણ તીર્થ વિનાની નથી[24] (આ અને અન્ય તીર્થોના પરિચય માટે જિજ્ઞાસુએ 'પુરાતન બ્રહ્મક્ષેત્ર' પૃ૦ ૧–૨૩ જોવાં )

ખેડબ્રહ્માના ભૃગુઆશ્રમ અને બ્રહ્માજીનું મંદિર તે ઈડરરાજ્યના પાંચ તીર્થમાં ગણાય છે પ્રચલિત શ્લોક છે કે—

> इडरे पंच तीर्थानि भृगुर्ब्रह्मा गदाधर ।
> चतुर्थ. मल्लनाथश्च पचमो भुवनेश्वर. ॥

भरकच्छ

પ્રદેશ,[1] હાલના ભરૂચ આસપાસનો

જાતકો 'ભરુકચ્છ' નામનો પ્રયોગ કરે છે[2] કથાસરિત્સાગર (૧.૬) 'ભરુકચ્છ' આપે છે, ભરૂચ શહેર માટે વલભિ સ. ૩૩૦ ના ધરસેન ચોથાના તામ્રપત્રો 'ભરુકચ્છ' આપે છે.[3] જૈન ચૂર્ણિઓ પણ 'ભરુકચ્છ' આપે છે[4]

જુઓ भारुकच्छ.

भारुकच्छ

પ્રદેશ આજના ભરૂચ આસપાસનો તેનો સમાવેશ અપરાન્ત વિભાગમા

૨૦ બ્રહ્મા ૧૫.૧૬
૨૧ ,, ૧૬.૨૭
૨૨ ,, ૧૭
૨૩ ,, ૧૭.૨૬
૨૪ ,, ૧૦.૨૪

भरुकच्छ

૧ મત્સ્ય ૨૮.૫૦; ૨૮.૪૭ પાદટીપ
૨ સ્રિઘ પૃ૦ ૪૧૨, દીપવંશ ૯–૨૬ ( જાતક ૨ પૃ૦ ૨૪૧ ) સુપ્પારક જાતક ( જાતક ૪ પૃ૦ ૮૬ )
૩ ગુઅ ૧ લેખ ૭૨, ૭૩
૪ આવશ્યક ચૂર્ણિ ઉત્તર ભાગ પૃ૦ ૨૦૦

થતો.[1] આ શબ્દના પાઠો—ભીરુકચ્છ ( માર્કંડેય )[2] ભાનુકચ્છ ( વાયુ )[3] અને દારુકચ્છ ( વામન )[4] મળે છે. મરુકચ્છ પાઠ પણ મળે છે અને આજે પણ ભૃ અને રૂ સાચવતું ભરૂચ નામ છે એ જોતા ભાનુ૦ અને દારુ૦ એ પાઠ ભ્રષ્ટ ગણી શકાય

ભરુકચ્છ અને ભારુકચ્છમાથી ભારુકચ્છના પક્ષમા એટલુ કહી શકાય કે તેમાંથી 'ભીરુ૦' અને 'ભાનુ૦' થવા વધુ શક્ય છે અને 'દારુ૦' પણ લેખનદોષને કારણે ઉપરાંત પ્રાચીન અને મધ્યકાલીન ઉલ્લેખોમા પ્રથમ શ્રુતિ દીર્ઘ જણાય છે પેરિપ્લસ[5] Barygaza-અખાતનુ અને નર્મદાના મુખે આવેલા બંદરનુ નામ આપે છે ટોલેમી[6] પણ એ જ નામ આપે છે સ્ટ્રેબો[7] Bargosa આપે છે. ગ્રીક નામ દીર્ઘશ્રુતિક હોવા સભવ છે અરબી નામો દીર્ઘશ્રુતિક છે[8] Barauz ( ઈ સ. ૬૩૬ ), Barus ( ઇ સ ૮૯૨). Barus અને તે ઉપરથી Barusi ( અલ મસુદી ઇ. સ. ૯૧૫-૪૪ ), Baruh ( અલ ઇદ્રિસી ઇ સ ૧૧૦૦ ) અલબરૂની[9] 'લારદેશ'-મા Bihroj આપે છે.

યુઆન શુવાંગ[10] Po-lu-ka-che-p o આપે છે, જેને કનિંગહામ 'ભૃગુકચ્છ' કરતા 'ભારુકચ્છ' લેખવાનુ વધુ પસદ કરે છે. 'ભારુકચ્છ'

---

भाह्कच्छ

૧ જુઓ अपरान्त ૨

૨ „ ૪, ઉપરાંત નોંધ ૪

૩ „ ૫, „

૪ „ ૮.

૫ પેરિ કંડિકા ૪૦-૪૫, પૃ૦ ૩૮-૪૦

૬ ટો પૃ૦ ૩૮

૭ સ્ટ્રેબો ૩ પૃ૦ ૧૧૯ ગ્રીસમા મૃત્યુ પામેલા હિંદી નરરત્નની કબર પરના લેખમા ' Of Zarmanochegao, an Indian, Native of Bargosa who immortalised himself according to the custom of his country.' એટા પૃ૦ ૩૩

૮ ઓગે ૧ પૃ૦ ૫૨૩ બીજો અક્ષર a દીર્ઘ છે

૯ અઇ ૧ પૃ૦ ૨૦૫

૧૦ વૉ ૨ પૃ૦ ૨૪૧.

રૂપ સિક્કાઓમાં મળે છે એમ પણ તે નોંધે છે, અને કહે છે 'ટોલેમી અને પેરિપ્લસના 'Barygaza'માં તે રૂપ ('ભારુકચ્છ') લગભગ અક્ષરશઃ સચવાયું છે એ જોતાં તે રૂપનો વધુ ચાલ હતો એમાં શંકા નથી.'[11]

ભૃગુકચ્છ, ભૃગુપુર, ભૃગુતીર્થ, ભૃગુક્ષેત્ર એવાં ભરૂચનાં પ્રાચીન નામો છે તે ભારુકચ્છ પછીના ભાર્ગવોની વસાહતને પરિણામે પ્રચારમાં આવ્યાં સંભવે છે. ભરુકચ્છ નામ ભૃગુકચ્છનું પ્રાકૃત છે એમ ઘટાવી ભૃગુકચ્છ જ જૂનામાં જૂનું નામ છે એમ કહી શકાતું નથી, કારણ કે પ્રચારનું નામ ઉપર જોયું તેમ, આદ્ય દીર્ઘશ્રુતિવાળું ભારુકચ્છ અને નહિ કે ભરુકચ્છ છે, અને 'ભૃગુકચ્છ'માંથી 'ભરુકચ્છ' દુર્ઘટ બને ભૃગુકચ્છમાંથી ભરુકચ્છ અને પછી, સ્વરાણા સ્વરાથી અત્યારે ભરુ–ભારુ રૂપો મળે છે તેમ, ભરુ–ભારુ થઈને ભારુકચ્છ રૂપ પ્રચલિત થયું હોય એમ લેખી શકાય, પણ પુરાણો પ્રચારના નામ તરીકે કેવળ 'ભારુકચ્છ'નો પક્ષ કરતાં લાગે છે, કેમકે ઉપર જોયું તેમ મીદ૦, માનુ૦, દાહ૦ એ પાઠાન્તરો 'ભૃગુકચ્છ' કે 'ભરુકચ્છ' પ્રચલિત નામ હોય તો સંભવી શકે નહિ. ઉપર્યુક્ત પુરાણો માત્ર પૂર્વમાં સ્પષ્ટ 'ભાર્ગવ'[12] જનપદ આપે છે, પશ્ચિમમાં નર્મદાતટે એ નામ આપતાં નથી. માત્ર મધ્યદેશના જનપદોના વર્ણન પછી 'ગોદાવરીનો પ્રદેશ આખી પૃથિવીમાં મનોરમ છે અને ત્યાં મહાત્મા ભાર્ગવનું ગોવર્ધનપુર છે'[13]–એવા શબ્દો કેટલાક પુરાણો ભુવનકોશ વર્ણનમાં આપે છે. તે પુર પરશુરામે નિર્મ્યું હતું,[14] એમ કહી ભાર્ગવ ઋષિનું નામ પણ આપે છે. જનપદોની નામગણનામાં આવો પ્રાસંગિક ઉલ્લેખ જરી આશ્ચર્યકારક છે, પણ તે પ્રાચીન હોય તો પણ ગોવર્ધન-

---

૧૧ એન્જ્યા પૃ૦ ૩૭૪.

૧૨ વાપુ ૪૫ ૧૨૩, બ્રપ્ર ૧૬ ૫૪, મા ૫૪ ૪૩

૧૩ બ્ર ૨૫—

सह्यस्य चोत्तरे यस्तु यत्र गोदावरी नदी ।
पृथिव्यामपि कृत्स्नायां स प्रदेशो मनोरमः ॥ ४३
गोवर्धनपुरं रम्यं भार्गवस्य महात्मनः । ४४

ઉપરાંત મા ૫૪ ૩૪-૫; વા ૪૫ ૧૧૨ ૧૪

૧૪ બ્રપૂ ૧૬ ૪૪

પુર નર્મદાતટે નહિ પણ દૂરની ગોદાવરીને તીરે છે એટલું જ તે કહે છે. ભાર્ગવો નર્મદાતટ પર પણ વસેલા એ તો નક્કી જ છે. ભીષ્મપર્વ[15]માંનો 'ભાર્ગવ'નો ('ભાર્ગ'નો પણ)[16] ઉત્તર જનપદોમાં ઉલ્લેખ છે તે માગધ, મલ્લુત્તર (મલ્લોત્તર), અને આનર્તનૈઋત વચ્ચે છે તે નર્મદાતટ પ્રદેશ માટે સંભવી શકે, જો કે ભીષ્મપર્વની નામગણના દેશોના સાન્નિધ્યક્રમમાં જ હમેશ નથી ભાર્ગવોનું વર્ચસ્વ સ્થપાતાં ભારુકચ્છ ભૃગુકચ્છ નામે પણ ઓળખાતું થયું હોય એ સ્વાભાવિક છે.

પાછળથી પણ કથાસાહિત્ય (જાતક[17], કથાસરિત્સાગર[18], આદિ) અને તામ્રપત્રો[19]નો ઝોક જોતાં ભૃગુકચ્છ કરતાં ભરુકચ્છ નામ તરફ પ્રજાનો પક્ષપાત દેખાયાં કરે છે જે પ્રાચીન નામ ભારુકચ્છ હોવાની સંભાવનાને બલવત્તર બનાવે છે. भुरुच्छ, तरुकच्छ, हरुकच्छ-પાઠાંતરો[20] પણ એ જ સૂચવે છે.

જુઓ भरुकच्छ, भृगुकच्छ, भृगुतीर्थ.

भुज

દેશ.[1] શ્રીપતિ રાજાના પુત્ર ભુજવર્માએ શબર ભિલ્લોને જીતીને રાષ્ટ્ર કર્યો તેથી તે ભુજદેશ કહેવાયો.

भृगुकच्छ

[૧] નર્મદાતીરે નગર.[1] આજનું ભરૂચ. ભૃગુકચ્છની ઉત્પત્તિ રેવાખંડમાં

---

૧૫ મભા ૧૦.૪૧

૧૬ ,,

૧૭ જુઓ भरुकच्छ ૨.

૧૮ ,, ,, ૩.

૧૯ જુઓ भरुकच्छ ૩.

૨૦ મસ ૬૭૮ પાદટીપમાં.

भुज

૧ અપ્રચ ૨.— भुजरमां नतोऽभवत् ।
जित्वा स शबरान् भिल्लान राष्ट्रमकारयत् ॥ ३१
भुजदेशस्ततो जात. प्रसिद्धोऽभून्महीतले ॥ ३२

भृगुकच्छ

૧ ભાઅ ૧૮.૨૫; મગ ૨૮ ૬૭,૭૦ ની પાદટીપ.
જુઓ नर्मदा. ૨૬આ॰ ૧૮૨.૬૭

વર્ણવી છે. શ્રી(લક્ષ્મી)ના નામથી એ ક્ષેત્ર ઓળખાતું. લક્ષ્મીની અનુજ્ઞા મેળવી ભૃગુઋષિ ત્યાં પોતાના નામથી ચાતુર્વિદ્ય બ્રાહ્મણો માટે સ્થાન જમાવવા માટે કચ્છપ-કૂર્મ-ની પ્રાર્થના કરે છે. કચ્છપ કહે છે કે મારી ઉપર મારા નામથી અંકિત એ સ્થાન અચલ અને સુસ્થિર રહેશે. ભૃગુઋષિએ નંદનવત્સરના માઘની પંચમીએ રેવાને ઉત્તર તીરે એક કોશના પ્રમાણનું ક્ષેત્ર-ભૃગુકચ્છ નગર-વસાવ્યું ...[૨] ચાતુર્વિદ્ય દ્વિજોના લાભાર્થે ગુંથાયેલી આ કથા સ્પષ્ટપણે પાછળની છે. ભૃગુકચ્છ નામ કચ્છપ ઉપરથી પડ્યું એ નામનિર્વચન પણ દોષયુક્ત છે. (જુઓ કચ્છ [૧].)

[૨] હાલના ભરૂચ આસપાસનો પ્રદેશ[૩] જુઓ भारुकच्छ.

भृगुतीर्थ

[૧]ભૃગુકચ્છ, આજનું ભરૂચ. જુઓ भारुकच्छ.

मरु

મરુભૂમિ, મારવાડ,[૧] આબુની ઉત્તરનો રેતાળ પ્રદેશ. નકુલ પશ્ચિમ તરફ દિગ્વિજય કરતાં જે પ્રદેશો જીતે છે તેમાંના એક તરીકે મરુભૂમિને ગણાવેલ છે.

રુદ્રદામનના ગિરનારના શિલાલેખમાં મરુનો ઉલ્લેખ છે.[૨]

महती

[૧] મહી નદી.[૧]

---

૨ સ્કંઆરે ૧૮૧.૫૭ ૬૬,
૧૮૬.૫-૧૧

૩ મા ૫૫.૨૧ भृगुकच्छा सनोह्वणा ॥

भृगुतीर्थ

૧ મ્ય ૨૧૬ ૬૫ भृगुतीर्थं प्रभाश च तथा चामरकण्टकम्। સ્કંઆરે ૧૮૨.૫૭, ૬૯ ૪૨ ૧૫

मरु

૧ મસ ૨૬.૫ मरुभूमि च कात्स्न्येन... ॥ ૪૮.૨૦ પાદટીપ પછી.

૨ જુઓ आनर्त १६.

महती

૧ જુઓ पारियात्र २, ४.

પાર્જીટર મહતીને મહીનું પાઠાંતર ગણે છે.[2] જુઓ મહી.
[૨] નર્મદાનું એક નામ પણ મહતી છે.[3]

मराष्ट्र

દેશ, હાલનો.[1] દક્ષિણ–દક્ષિણાપથના–દેશોમાંનો એક.[2]
બ્રહ્મ અને વાયુના મહારાષ્ટ્રાઃ ને ઠેકાણે મત્સ્ય[3] નવરાષ્ટ્રા. આપે છે, પણ તે ભ્રષ્ટ પાઠ કરતાં કોઈ સ્વતંત્ર દેશનામ જ લાગે છે, મહાભારતનું નવરાષ્ટ્રાઃ ચંબલ–નર્મદાની ઉત્તરનો પ્રદેશ જણાય છે.[4] બ્રહ્મામાં[5] મહા- રાષ્ટ્ર આપ્યું છે તે મુદ્રણદોષ જ હશે.
જુઓ माहाराष्ट्र.

हिता

મહી નદી.[1]
પાર્જીટર મહિતા તે મહી લાગે છે એમ કહે છે.[2] જુઓ મહી.

हिषिक

પ્રદેશ, દક્ષિણાપથમાંનો.[1] જુઓ माहिषक.

---

૨ માર્ક૦ પૃ૦ ૨૯૫.
૩ જુઓ नर्मदा ૬.

महाराष्ट्र

૧ પઉ ૧૯૩.૫૨ स्थिता त्रिचिन्महाराष्ट्रे... । જુઓ गौर्जर ૧.
૨ બ્રપૂબ્ર ૧૬.૫૭, महाराष्ट्रा महिषिकाः कलिंगाश्चैव सर्वशः ।
વાપૂ ૪૬ ૧૨૫ महाराष्ट्रा माहिषकाः .. ।
મા ૫૬.૨૩ महाराष्ट्राः सकर्णाटा.... ।
૩ મ ૧૧૪.૪૭
૪ મમ ૨૮.૬
૫ બ્ર ૨૫.૫૭ महाराष्ट्रा माहिषकाः...॥

महिता

૧ મ ભી ૧૦.૨૦
૨ માર્ક૦ પૃ૦૨૯૫.

महिषिक

૧ જુઓ महाराष्ट्र ૨.

## મહી

### મહી નદી[1]

પાર્જિટર[2] મહતી અને મહિના તે મહી એમ કહે છે[3] શ્રી દે પણ.[3] પરંતુ દે મહિતા તે મહી એમ કહી તે માળવાની ચંબલ નદીની શાખા છે એમ નોંધે છે[4]

મહીની ઉત્તરે મહ્યુત્તર દેશ ભીષ્મપર્વ આપે છે[5] માહેય પ્રદેશ અપરાન્તવિભાગમાં પુરાણો ગણાવે છે[6]

ટોલેમી[7] Mophis અને પેરિપ્લસ[8] Mais આપે છે તે મહીના ઉલ્લેખો મનાય છે

રામાયણ મહી સાથે બીજી એક 'કાલમહી' પણ ગણાવે છે[9]

## મહીનગર

ખંભાતનું એક પ્રાચીન નામ[1] તારકપુર નામ પણ તારકાસુર ઉપરથી છે[2]

## મહીસાગરસગમ–ક્ષેત્ર

મહી નદીને કાંઠે, મહી સાગરને મળે છે ત્યાં સાત કોશ પ્રમાણનું મહી

---

મહી

૧ જુઓ પારિયાત્ર ૬, ૭, ૮, ભલી ૧૦૪૬, ગકિ ૪૦૨૦, સ્કન્દના માહેશ્વરખંડના કૌમારિકાખંડમાં મહી (અને મહીસાગરસંગમ)ના વારંવાર ઉલ્લેખો થયા છે દા ત સ્કમાકૌ ૩ ૨૩ ૨૬

૨ જુઓ મહતી ૩, મહિના ૨

૩ ક્યોડિ મહતી મહિતા

૪ ,, મહતી

૫ મભી ૧૦૪૬ 'સહોત્તર' પાઠ પણ છે

૬ જુઓ માહેય

૭ ટો પૃ૦ ૧૦૩

૮ પેરિ કંડિકા ૪૨ પૃ૦ ૩૯

૯ રાકિ ૪૦,૨૦

મહીનગર

૧ સ્કમાકૌ ૪૨ ૦૪૪,૮૮ ૨૧ ૮૬ ૨ ૩,૦૨ ૫,૦૭ ૧,૦,૬૬ ૧૧૭,૧૨૬

૨ ,, ૩૧ ૨૮

સાગરસંગમક્ષેત્ર[૧] છે. તેનું બીજું નામ ગુપ્તક્ષેત્ર[૨] પણ છે. મહીસાગર-સંગમક્ષેત્રે સ્તંભ (ગર્વ) કર્યો તેથી તેનું સ્તમ્ભતીર્થ પણ પડયું.[૩] મહી-સાગરસંગમમાહાત્મ્ય.[૪] આ ક્ષેત્રમાંનાં તીર્થો: ઇન્દ્રદ્યુમ્નેશ્વર.[૫] શતરુદ્રિયા-દિલિંગ.[૬] કુમારનાથ.[૭] રુદ્રભક્ત તારકાસુરને માર્યાના પાપની શંકાથી શોકાકુલ થયેલા કુમારસ્વામીએ વિષ્ણુના ઉપદેશથી પાતકશાંતિ અર્થે વિશ્વકર્મા પાસે ત્રણ શિવલિંગોનું નિર્માણ કરાવી પ્રતિજ્ઞેશ્વર કપાલેશ્વર ( જેની પાસે કપાલેશ્વરી ) અને શક્તિચ્છિદ્રેશ્વર ( જ્યાં પાતાલગંગા છે)ની સ્થાપના કરી[૮] બ્રહ્મદેવે આણેલા લિંગની કુમારેશ્વર નામે સ્થાપના કરી, તેનું માહાત્મ્ય.[૯] દેવોની માગણીથી મહીસાગરસંગમ ઉપર જયસ્તમ્ભ રોપી તેની ઉપર વિશ્વકર્માવિનિર્મિત ત્રીજા લિંગની સ્તમ્ભેશ્વર નામે સ્થાપના કરી, તેનું માહાત્મ્ય.[૧૦] કૂપતીર્થ.[૧૧] મહીસાગરસંગમ ઉપર બ્રહ્મ, ઇન્દ્ર, રુદ્ર આદિ દેવોએ કોટિ કોટિ લિંગોની સ્થાપના કરી, તેમનું માહાત્મ્ય.[૧૨] સિદ્ધામ્બિકા, સિદ્ધકૂપ, સિદ્ધેશ્વર, સિદ્ધવટ, સિદ્ધસર, સિદ્ધ-વિનાયક, સિદ્ધેશ ક્ષેત્રાધિપતિ.[૧૩] બર્બરીતીર્થ, જે કુમારિકા તરીકે ખ્યાત હોઈ કૌમારિકાખંડ નામ પડયું છે.[૧૪] બર્કરેશ્વરલિંગ.[૧૫] ભટ્ટાદિત્ય[૧૬]

---

महीसागरसंगम-क्षेत्र

૧ સ્કમાકૌ ૬૬.૧૨૫
૨ ,, ૧૩.૧૦૨; ૫૫.૩,૧૪૫;૫૮.૧-૨;૬૨.૧૨૮;૬૬.૧૨૫
૩ ,, ૫૮.૩૭
૪ ,, ૩. થી ૧૩.;૫૮.
૫ ,, ૧૩.૨૧૧
૬ ,, ૧૩.૧૪૪-૧૬૫
૭ ,, ૧૪. થી ૩૨.
૮ ,, ૩૩.
૯ ,, ૩૪.
૧૦ ,, ૩૫.
૧૧ ,, ૩૧.૧૨
૧૨ ,, ૩૬.
૧૩ ,, ૩૨.૩૫
૧૪ ,, ૩૭.૧-૨
પારિયાત્રની પશ્ચિમે કૌમારિકાખંડ: સ્કમાકૌ ૩૯.૧૧૩
पारियात्रस्य चैवार्वाक् खण्डं कौमारिकं स्मृतम् ॥
૧૫ ,, ૩૯,૧૮૭
૧૬ ,, ૪૩.

સૂર્યમૂર્તિ, નારદે સ્થાપેલી. કપિલેશ્વર,[17] બહૂદક કુંડ[18] પાસે. સોમકુંડ અને સોમનાથ.[19] હાટકેશ્વરલિંગમાહાત્મ્ય[20] જયાદિત્ય-માહાત્મ્ય[21] કોટિતીર્થ, અત્રીશ્વર, ભગ્દાજેશ્વર, ગૌનમેશ્વર, અહલ્યાસર.[22] નારદે સ્થાનની રક્ષા માટે ત્રિપુરુષશાળાની વ્યવસ્થાપના કરી.[23] નારદીયસરોવર, નાગેશ્વર;[24] બે દેરીઓ અપદ્દારકા, ઉત્તરદ્દારકા.[25] નારદમૂર્તિ.[26] બ્રહ્મસર, બ્રહ્મેશ્વર.[27] મોક્ષેશ્વર, જયાદિત્ય રૂપ –ગર્ગેશ્વર.[28] કેદારેશ્વર, નીલકંઠ.[29] ભીમેશ્વર.[30]

માન્ધાતૃપુર

નગર, કપિલનર્મદાસગમ ઉપર.[1]

માલવ

પ્રદેશ નકુલના પશ્ચિમ દિગ્વિજયમાં મરુ, શિબિ, માલવ, કર્પટ, પુષ્કર એ ક્રમમાં ઉલ્લેખાયેલો[1] વિન્ધ્યપૃષ્ઠનિવાસીઓના પ્રદેશોમાંનો એક.[2] ઉપ-

---

૧૭ સ્કમાગે ૪૫ ૨
૧૮ ,, ૪૬.
૧૯ ,, ૪૮.૧૧-૨૦
૨૦ ,, ૪૮.૨૦
૨૧ ,, ૪૯ થી ૫૧.
૨૨ ,, ૫૨
૨૩ ,, ૫૩ ૧-૧૩
૨૪ ,, ૫૩.૧૪ ૨૫
૨૫ ,, ૫૩ ૨૬ ૩૮
૨૬ ,, ૫૪.
૨૭ ,, ૫૬.૫ ૭
૨૮ ,, ૫૬.૧૨-૧૫
૨૯ ,, ૫૭.૩-૪
૩૦ ,, ૬૪.

માન્ધાતૃપુર

૧ સ્કઆરે ૨૪ ૧

માલવ

૧ મસ ૨૧ ૬,૪૮ ૧૪,૪૮ ૧૫ની પાદટીપ.
૨ મ ૧૧૪.૫૨ माल्याश्च वरुपाश्च मेकलाश्चोत्कलैः सह ।
वायु ४६ १३२ ,, ,,

રાત પર્વતાશ્રયી લોકોનો એક પ્રદેશ[૩]

મત્સ્ય માલવા આપે છે ત્યા બ્રહ્મ[૪] મલદા આપે છે

સ્કન્દ માલવદેશમા ૧૧૮૦૯૨ ગામ છે એમ કહે છે[૫]

**નોંધ ૧** ઉપર માલવ જાતિવાચક શબ્દ ઉપરથી દેશવાચક શબ્દ તરીકે યોજાયો હતો અહી માલવ કેવળ દેશવાચક શબ્દ છે

માલવના પૂર્વ પશ્ચિમ ભાગો પૂર્વ અને અપર માલવ તરીકે ઉલ્લેખાય છે.[૬] તે ઉપરથી રુદ્રદામનના ગિરનાર શિલાલેખના[૭] 'પૂર્વા-પરાકરાવન્તિ'માના પૂર્વાપર શબ્દને પણ ઘટાવ્યા છે ( સર૦ पूर्वापरौ तोयनिधी वगाह्य... । કુમારસભવ ૧ ૧–મા 'પૂર્વાપર'નો રૂઢ પ્રયોગ )

જુઓ विन्ध्यपृष्ठनिवासी

माहाराष्ट्र

[૧]મહારાષ્ટ્ર દેશ જુઓ महाराष्ट्र

माहिषक

પ્રદેશ, દક્ષિણાપથમાનો[૧] મહિષવિષય ( મૈસૂર–મહિષપુર–આસપાસનો ) અથવા તો માહિષ્મતી નગરી આસપાસનો પ્રદેશ.

જુઓ माहिषिक

---

૩ વાપૂ ૪૫.૧૩૬

૪ બ્રપૃઅ ૧૬ ૬૩

૫ સ્કમાકો ૩૯ ૧૩૬ ष्माष्टादशसाहस्र नाती द्वे च मात्व ।

૬ કાસૂ ૨ ૫ ૨૩ અને ૨૬ ઉપર જયમગલા ટીકા

૭ જુઓ आनर्त ૧૬

माहाराष्ट्र

૧ જુઓ महाराष्ट्र ૨

माहिषक

૧ મભી ૧૦ ૫૭, જુઓ महाराष्ट्र ૨,૫

माहिष्मती

નગરી[1] રેવાતીરે[2] નર્મદાતટના અયુત ગુપ્તતીર્થ છે[3] હરિવંશ[4] પ્રમાણે મહિષ્મને અને પદ્મ[5] પ્રમાણે મહિશે તે સ્થાપી

અનૂપદેશની તે રાજધાની હતી[6]—એવો ડૉ૦ ર૦ ભાણ્ડારકરનો મત છે[7] માહિસ્સતિ તે અવન્તિની રાજધાની હતી એમ ગોવિંદસુત્ત કહે છે[8] પ્રાચીન માહિષ્મતી કયાં હશે તે વિશે મતભેદ છે નર્મદાતટે ૧ મહેશ્વર અને ૨ મન્ધાતા પાસે માહિષ્મતી માનવામાં આવે છે[9] શ્રી ક૦ મા૦ મુનશી આજે ભરૂચ છે ત્યા માહિષ્મતી હતી એવો મત ધરાવે છે[10]

જુઓ मृगुकच्छ

माहेय

પ્રદેશ, મહી નદીની આસપાસનો, આજનો મહીકાંઠો કે મહીકાંઠા, તેની ગણના અપરાન્ત વિભાગમા થતી[1] ભીષ્મપર્વ મह्युत्तरा આપે છે[2]

બૃહત્સંહિતા મહીતટના (૧૬ ३१) આપે છે

જુઓ अपरान्त

---

माहिष्मती

૧ જુઓ अनूप ६ मत्स २८ ११ १७

२ भाद ७५ २१ रेवामगमवत्र माहिष्मता पुरी । पद्म २२० १७

३ स्कआरे २३१ ३९

४ हर्व २२ ४ १

५ पद्म ७५ (? જ્યોડિ પૃ० १२० )

६ रघुवंश ६ ४३

७ જુઓ अनूप ६

८ જુઓ अवन्ति २४२

९ જ્યોડિ माहिष्मती, મार्क પૃ० ३२४ (પાર્જિટર)

१० ચિઅ પૃ० ५६१

माहेय

१ જુઓ अपरान्त २,३,४ ५

२ मभी १० ८९

સ્કન્દ મૂલસ્થાન દેશ આપે છે, જેમાં ૨૫ હજાર ગામ છે.[2] તે કદાચ મુલતાન આસપાસના પ્રદેશ માટે હોય. મૌલિસ્તાનથી કયું નગર વિવક્ષિત છે તે પ્રશ્ન છે.

## રેવા

[૧] નર્મદા નદી. સ્કન્દના આવન્ત્યખંડનો ત્રીજા ખંડ–રેવાખંડમાં નર્મદા અને રેવાને એક જ માનવામાં આવી છે.

નર્મદા અને રેવાની સામાન્યતઃ એકતા જ સ્વીકારાઈ છે. ભૂગોળમાં અભૂટ રસ લેતા કવિ કાલિદાસનો જ દાખલો લો. વિન્ધ્યપાદ આગળ તે રેવાં प्रेक्ष्यस्युपलविषमें विन्ध्यपादे विशीर्णाम् (મેઘ ૧.૧૯)માં નદીને રેવા કહે છે અને माहिष्मतीवप्रनितम्बकाञ्चीं रेवां ... ( રઘુ૦ ૬.૪૩ )માં માહિષ્મતી આગળ પણ નદીને તે રેવા નામથી જ ઓળખાવે છે.

[૨] નદી, નર્મદા કરતાં જુદી. ભાગવત[1] અને વામનપુરાણ[2] નર્મદા ઉપરાંત રેવા ગણાવે છે.

રેવા વિન્ધ્યમાંથી નીકળતી નદી ગણાય છે[3] અને નર્મદાને ઋક્ષમાંથી નીકળતી લેખવામાં આવી છે[4] ટૉલેમી[5] નર્મદા–Namadosને વિન્ધ્ય–Ouindionમાંથી નીકળતી ગણાવે છે, તે ગોળ ગોળ રીતે જ અને નીગતના જ્ઞાનપૂર્વક નહિ, એમ–ડૉ. લૉ[6] કહે છે. પણ વિષ્ણુપુરાણ નર્મદાને વિન્ધ્યમાંથી નીકળતી પણ કહે

---

૨ સ્કમાકૌ ૩૯.૧૬૧

રેવા

૧ ભાપ ૧૧.—

निर्विन्ध्या तापी रेवा सुरसा नर्मदा चर्मण्वती सिन्धुः . . . ।

૨ વા ૧૩.૨૫,૩૧

૩ વા ૧૩.૩૧

૪ મા ૫૪.૨૧; બ્રપુ ૧૬.૨૯; વા ૧૩.૨૫; ૧ ૮૬.૫; બ્ર ૨૫.૩૦; કૂપૂ ૪૭.૩૩

૫ ટૉ પૃ૦ ૩૮, ૧૦૨.

૬ જ્યૉ પૃ૦ ૪૧.

છે.[૭] નર્મદા પારિયાત્રમાંથી નીકળતી પણ ગણાવાઈ છે.[૮] નર્મદાનું એક નામ मेकलसुता છે, જે સૂચવે છે કે એ ઋક્ષના એક અંશ સમા मेकलगिरि-હાલના मैकल-માંથી નીકળે છે. જ્યારે રેવાનું મૂળ વિન્ધ્ય પાસેના अमरकंटक ગિરિમાં શોધી શકાય છે. ડૉ૦ બી. સી. લૉ કહે છે તેમ નર્મદા અને રેવા માંડલાની સહેજ ઉપર સંગમ રચે છે અને પછીથી બંનેમાંથી ગમે તે નામે ઓળખાતી આગળ ધપે છે.[૯]

જુઓ नर्मदा.

## रैवत

સૌરાષ્ટ્રમાં એક પર્વત.

શ્રીશૈલના પુત્રને ઉખાડીને આનર્તના પુત્ર રૈવતે દ્વારકા આગળ સ્થાપ્યો એવી ગર્ગસંહિતામાં કથા છે.[૧]

[૧] ઉજ્જયંત (ગિરનાર)થી જુદો, તેનાથી દૂર સમુદ્રની પાસે દ્વારકાની પૂર્વમાં એક પર્વત. આદિપર્વમાં દ્વારકાની પાસેમાં સમુદ્ર અને રૈવત-પર્વત બને હોવાનું સુભદ્રાહરણપ્રસંગના વર્ણનમાં સમજાય છે; દ્વારકા-માંથી પુરવાસીઓ 'અન્તર્દ્વીપ'માં મહોત્સવ માટે નાવથી ગયાનું અને તેવામાં જ સુભદ્રા રૈવતનું અર્ચન કરવા જાય છે ને અર્જુન તેને લઈ જાય છે એમ કહ્યું છે.[૨] હરિવંશમાં પિણ્ડારક આગળની જળક્રીડાના વર્ણનમાં કેટલાક રૈવતક જઈને પાછા આવે છે એમ કહ્યું છે,[૩] અર્થાત્ રૈવત સમુદ્રની નજીકમાં છે. રૈવત દ્વારકાની પૂર્વ દિશાએ છે.[૪]

રૈવતને દ્વારકાના 'પુરદ્વારભૂષણ'[૫] રૂપ અને અતિ દૂર નહિ[૬] એવો

---

૭ विद्वि ૨.૧૧

૮ જુઓ पारियात्र ૨.

૯ પૃ૦ રીઇ પૃ૦ ૪૨.

रैवत

૧ ગસંહ્રા ૧૪.૬-૨૬; ૯.૨૨-૨

૨ જુઓ द्वारका ૩, ૪, ૬.

૩ જુઓ द्वारका ૩૦.

૪ જુઓ द्वारका ૩૬.

૫ જુઓ द्वारका ૨૫.

૬ જુઓ द्वारका ૨૩.

વર્ણવવામાં આવ્યો છે, પણ તે દ્વારકાના બારણામાં એટલે નજીકમા સમજવાનો છે. કૃષ્ણ અર્જુનને પ્રભાસથી દ્વારકા લઈ જતાં રૈવત ઉપર રાતવાસો રોકાય છે.[7] રૈવત પર ઉત્સવ થયો ત્યારે ગિરિની ચોમેર પ્રદેશ પ્રાસાદોથી શોભાવવામાં આવ્યાનું[8] અને પુરજનો ચાલતા અને ઊંચાંનીચા વાહનોની મદદથી ગયાનું વર્ણન છે.[9] રૈવતથી પાછા વળતા યાદવોને અર્જુન ઉપવનમાં યતિવેરો મળે છે, એ દ્વારકા અને રૈવત વચ્ચે ઉપવન હોવાનુ સૂચવે છે.[10] હરિવંશ નગર અને પર્વત વચ્ચે પાંચજન્ય વન હોવાનું કહે છે.[11] તેમ છતા રૈવત દ્વારકાથી બહુ દૂર નથી એવું સુભદ્રાહરણપ્રસંગના વર્ણનમાંથી સમજાય છે. અર્જુન સુભદ્રાનુ હરણ કરી નીકળે છે તે રૈવતકનું દ્વાર જોતો જોતો નીકળે છે[12] અને રૈવત ઉપર કૃષ્ણની ગેરહાજરીમાં પુરના રક્ષણ અર્થે હમેશ માટે વિપૃથુશ્રવા નામે બળદેવ જેવો યોદ્ધો રહેતો હતો તે પાંડવના જવાના સમાચાર જાણી બહાર આવ્યો અને રસ્તા ઉપર ધસી જઈને જુએ છે તો દ્વારકાના દ્વારમાંથી અર્જુન બહાર આવે છે.[13]

---

७ જુઓ द्वारका १.

८ મભા २११.३
प्रासादै रत्नचित्रैश्च गिरेस्तस्य समन्ततः ।
स देशः शोभितो राजन् कल्पवृक्षैश्च सर्वशः ॥

९ મભા २११ ६
पौराश्च पादचारेण यानैरुच्चावचैस्तथा ।

१० જુઓ द्वारका २

११ જુઓ द्वारका ३६.

१२ જુઓ द्वारका ५.

१३ મભા (કુભા०) २४४ —
गिरौ रैवतके नित्यं बभूव विपृथुश्रवाः ॥ १
प्रशमे वासुदेवस्य तस्मिन् हलवरोपमः ।
सम्भूतं तथा गोप्ता पुरस्य पुरवर्धनः ॥ २
प्राप्य पाण्डवनिर्याणं निर्ययौ विपृथुश्रवाः ॥ ३
सोऽभिपत्य तदाध्वानं ददर्श पुरुषर्षभम् ।
निःसृतं द्वारकाद्वाराद्युमनमिवांशुमान् ॥ ४
મભા (ભાન્ડાo) પૃ० ९६३.

રૈવતનુ લશ્કરી મહત્ત્વ હોય એવું ઉપરની છેલ્લી વીગતથી લાગે છે. પણ કૃષ્ણની ગેરહાજરીમાં દ્વારકાનો બચાવ કરવા માટે પગલા લેવાયાનું ઝીણવટભર્યું વર્ણન અપાયું છે તેમાં રૈવતનો ઉલ્લેખ નથી[૧૪]

રૈવત મુખ્યત્વે વિહારસ્થળ લાગે છે. અલબત્ત ધાર્મિક મહત્ત્વ પણ એનું ખરું જ. અર્જુન સુભદ્રાને ઉપાડી જાય છે તે પ્રસંગે એ રૈવતનું અને સૌ દેવોનું અર્ચન કરીને પાછી ફરતી હોય છે.[૧૫] રૈવત ઉપર મોટો ઉત્સવ યોજાયો હતો તે એનું ધર્મસ્થાન અને વિહારસ્થળ તરીકેનુ મહત્ત્વ સૂચવે છે.[૧૬] તે વિહારસ્થળ હોવાનું સૂચન કૃષ્ણ અર્જુનને લઈ આવતાં પહેલાં તેની શોભા કરાવી રાખે છે અને અર્જુનને નટનર્તકોનું કામ બતાવે છે તેમાં પણ મળે છે.[૧૭] શિશુપાલ દ્વારકા પર ચઢી આવે છે ત્યારે ભોજગણ રૈવત ઉપર ક્રીડા કરતો હતો.[૧૮] હરિવંશ જ્યાં દ્વારવતીનું નિર્માણ થયુ તેની પાસેના રૈવતને સિન્ધુરાજની વિહારભૂમિ તરીકે ઓળખાવે છે.[૧૯]

[૨] આજનો ગિરનાર પર્વત.

પુરાણો અને મહાભારત પ્રમાણે ઉજ્જયંત (ગિરનાર) તે જ રૈવત હોય એમ દેખાતું નથી. વાયુ, બ્રહ્માંડ અને માર્કંડેય રૈવત અને ઉજ્જયંત એમ બે જુદાજુદા પર્વતોનાં નામ સાથેસાથે આપે છે, અને આદિપર્વમા પણ રૈવતથી ભિન્ન ઉજ્જયિતીનો ઉલ્લેખ છે.[૨૦]

---

૧૪ જુઓ द्वारका ૧૨

૧૫ જુઓ द्वारका ૬, મભા ૨૧૨ ૧

૧૬ જુઓ ઉપર ૯.

૧૭ મભા ૨૧૦ —

पूर्वमेव तु कृष्णस्य वचनात् सर्वधरम् ।
पुरुषा समलंकुर्वजहु च भोजनम् ॥ ९
प्रतिगृह्यार्जुनं सर्वमुपभुज्य च पाडव ।
सहैव रामुरमन् नटानर्तनर्तकान् ॥ १०

૧૮ જુઓ द्वारका ૧૦

૧૯ જુઓ द्वारका ૨૩

૨૦ उज्जयन्त ૨ ૪, ૫.

[૩] ઉજ્જયંત( ગિરનાર )થી જુદો,;પણ તેની પાસે જ, પશ્ચિમ દિશાએ–બંને વસ્ત્રાપથક્ષેત્રમાં.

સુરાષ્ટ્ર દેશમાં વસ્ત્રાપથક્ષેત્રમાં ઉજ્જયંતગિરિ છે તેમજ રૈવત છે. બંનેની વચ્ચે મોટી જાલિ (ઝાળાં) છે....[21] ઉજ્જયંત નામે ગિરિવર છે, જ્યાં રૈવતગિરિ છે...[22] વસ્ત્રાપથક્ષેત્રમાં ભવનાથ છે. દામોદરહરિ રૈવત ઉપર છે અને અંબા દેવી ગિરિ ( ઉજ્જયંત ) માથે છે.[23] ભવનાથના પશ્ચિમભાગમાં રૈવત ગિરિ.[24] સોમનાથ(ભવનાથ)ની પાસે મહાન ઉદયન્ત ગિરિ છે અને તેની પશ્ચિમે રૈવત.[25]

માર્કંડેયમાં ઉજ્જયન્તના ભ્રષ્ટ પાઠ દુર્જયન્ત સાથે રૈવત જુદો ગણાવ્યો છે.[26]

આજની દ્વારકા પ્રાચીન દ્વારકાની નજીક વસી હોય તો પ્રાચીન દ્વારકા સાથે રૈવતનું પણ સાગરનિમજ્જન થયું એમ માનવું રહે, કેમકે આજની દ્વારકા પાસે કોઈ નાનકડો પણ પર્વત નથી. આજની દ્વારકા પરત્વે લખાયેલા સ્કન્દના પ્રભાસખંડમાંના દ્વારકામાહાત્મ્યમાં રૈવત પર્વતનો

---

૨૧ સ્કપ્રવ ૧૬.—

सुराष्ट्रदेशे विख्यातं तीर्थं वस्त्रापथं शृणु ॥ ७२
उज्जयतो गिरिस्तत्र तथा रैवतको गिरिः ।
महती वर्तते जालिस्तयोर्मध्ये मया श्रुतम् ॥ ७३

૨૨ સ્કપ્રવ ૨૬.૮૩

उज्जयंतो गिरिवरो यत्र रैवतको गिरिः ॥

૨૩ સ્કપ્રવ ૬.૨૨૬.

वस्त्रापथे देववरो भवः स्थितो
दामोदरो रैवतके व्यवस्थितः ॥
अंबेति देवी गिरिमूर्ध्नि संस्थिता ।

સ્કપ્રવ ૧૦.૬૧ उज्जयंतगिरेर्मूर्ध्नि गौरीस्कन्द गणेश्वर

૨૪ સ્કપ્રવ ૬.૧૩૮

भवस्य पश्चिमे भागे तत्र रैवतके गिरौ ।

૨૫ સ્કપ્રવ ૧.૬૮

सोमनाथस्य सान्निध्य उदयन्तो गिरिर्महान् ।
तस्य पश्चिमभागे तु रैवतक इति स्मृतः ॥

૨૬ જુઓ उज्जयन्त ૪.

ઉલ્લેખ નથી માર્કંડેયપુરાણ[27]ના અંગ્રેજી ભાષાંતરની પાદનોંધમાં પાર્જીટર કહે છે કે રૈવતને એક જ ગિરિ ગણવાની જરૂર નથી હિમવત્ ને વિન્ધ્ય પણ એ વચનમાં વપરાય છે તેથી પોતે એને બરડાની ડુંગરમાળા ગણે છે પણ બરડો દ્વારકાથી માઈલો દૂર હોઈ પૌરાણિક વર્ણનોમાંના દ્વારકા-રૈવત સંબંધને એ યથાર્થ ઠરી શકે એમ નથી

તેમ છતાં પાછળથી એટલે કે મહાભારત અને જૂના પુરાણોના સમય પછી સાહિત્ય આદિના ગ્રંથોમાં ઉજ્જયંત અને રૈવતની એકતા જ અભિપ્રેત હોય એમ દેખાય છે દા ત, માઘના શિશુપાલવધ (સર્ગ ૪)માં રૈવતનું વર્ણન તે ગિરનારનું હોય એમ લાગે છે પણ સૈન્ય દ્વારકાનો સમુદ્રતટ છોડી તરતજ રૈવત પાસે આવે છે એટલે રૈવતને ગિરનાર એમ નક્કીપણે કહેવું મુશ્કેલ છે જૈનોના સાહિત્યમાં ઉજ્જયન્ત (ગિરનાર) અને રૈવતની ઘણુંખરું એકતા સ્વીકારાયેલી દેખાય છે[28]

તેમ છતાં શિલાલેખોમાં ગિરનાર માટે ઉજ્જયન્ત નામ વાપરવા તરફ પક્ષપાત છે પુરાણો ગિરનાર માટે રૈવત શબ્દ વાપરતાં ખચકાય છે વસ્ત્રાપથક્ષેત્રમાં રૈવત મૂકે છે ત્યારે પણ ગિરનાર સિવાયના—તેની પડખેના ગિરિને રૈવત કહે છે જુઓ ઉજ્જયન્ત અંગેની ચર્ચા (પૃ ૫૦)

રૈવત શબ્દ ઘણો જૂનો છે સોમ વાટવાના પથ્થર માટે रैवत्या (ચળકતો-તેજયુક્ત) વિશેષણ ઋગ્વેદ (૧૦ ૮ ૯૪ ૧૦)માં પ્રયોજાયું છે રૈવત પ્રાચીન કાળથી કોઈ ગિરિનું નામ હશે દ્વારકાની ચર્ચામાં (પૃ ૧૦૦–૦૧) સૂચવ્યું છે તેમ રૈવત પણ દ્વારકાપ્રલયનો ભોગ બન્યો હોય અને રૈવત નામ સૌરાષ્ટ્રના સૌથી મોટા ગિરિ ઉજ્જયન્તો માટે પણ પ્રયોજાવા માંડ્યું હોય

સ્કન્દમાં રૈવતનું એક સુંદર વર્ણન છે નારદ કહે છે કે સાધુપુરુષોને માનવાનો જાણે પૃથ્વીએ ઊંચો કરેલો હાથ ન હોય એવા ગિરિસત્તમ રૈવતને જોઈને હું આનંદમાં આવી ગયો[29]

જુઓ उज्जयन्त द्वारका द्वारकाक्षेत्र रैवतक वस्त्रापथक्षेत्र

---

૨૭ માર્ક પૃ ૨૮૮

૨૮ જુઓ उज्जयन्त ૨૧–૨૪

૨૯ સ્કં માહે ૫ —

इत्यागम रैवतं गिरिम् ॥ १

आसं प्रमुदितश्चाहं पश्यंस्तं गिरिसत्तमम् ।

आढ्यानां नराणामूर्ध्वं भूमेर्भुजमिवोच्छ्रितम् ॥ २

रैवतक

[ ૧ ] તેજ રૈવત પર્વત.[1]

[ ૨ ] -ક્ષેત્ર વસ્ત્રાપથ ક્ષેત્રનું બીજું નામ રૈવતક-ક્ષેત્ર છે.[2] તે ક્ષેત્ર આસપાસના પ્રદેશના નામ તરીકે પણ ઉપયુક્ત થયેલ જોવા મળે છે.

[ ૩ ] સૌરાષ્ટ્રના કેટલાક ભાગ માટે વરાહમિહિર રૈવતક પ્રયોજે છે. બૃહત્સંહિતામાં નૈઋત્ય દિશામાં જ્યાં સમુદ્ર છે ત્યાં સિન્ધુ, અને સૌરાષ્ટ્રની જોડે જોડે રૈવતક પ્રદેશને પણ ગણાવેલ છે.[3] વળી રૈવતકને પશ્ચિમ દિશામાં ગણાવ્યો છે.[4]

[૪] શાકદ્વીપમાં રૈવતક પર્વત છે[5]

જુઓ રૈવત.

लघुकौङ्कण

દેશ. સ્કન્દ તેમાં ૧૪૨૦ ગામ હોવાનું નોંધે છે જુઓ कौङ्कण

लाट

તે નામનો દેશ.[1]

લાટનો પૌરાણિક ઉલ્લેખ તો પાછળના સમયનો છે. સંસ્કૃત સાહિત્યમાં તેનો ઉલ્લેખ ત્રીજા શતકના કામસૂત્રમાં[2] મળે છે અને

---

रैवतक

૧ જુઓ રૈવત ૧૪ ઉપરાંત ભાપ ૧૯.

૨ જુઓ वस्त्रापथ

૩ બૃહત્સંહિતા ૧૪.૧૧

૪ ,, ૧૬ ૨૦

૫ મબી ૧૧ ૧૮, પદ્મ ૮.૧૫, ,, ૪૧ ૩૪

लघुकौङ्कण

૧ જુઓ कौंकण ૧

लाट

૧ અ ૨૪૦૪ लाटीया स्फुटसदर्शा . . ।

ગ ૫૫ ૧૬

૨ કામ ૨ ૫ ૨૬

તેથી જૂનો ઉલ્લેખ ટૉલેમી( ઇ. સ. ૧૫૦ )માં[3] મળે છે: Larike. પાંચમા સૈકાના અજન્તાના[4] ઉત્કીર્ણ લેખમાં લાટનો ઉલ્લેખ છે. મંદસોર( ઇ. સ. ૪૩૭–૩૮ )નો લેખ 'લાટવિષય'[5] આપે છે. પાછળના ચાલુક્ય, ગુર્જર અને રાષ્ટ્રકૂટોના ઇ. સ. ૭૦૦થી ૧૨૦૦ સુધીના લેખોમાં લાટનો ઉલ્લેખ છે.[6] ઇ. સ. ૮૦૦–૧૨૦૦ દરમ્યાનના આરબ મુસાફરો અને ઇતિહાસકારોએ કરેલા ઉલ્લેખો પણ મળે છે.

સંસ્કૃત સાહિત્યમાં કામસૂત્ર પછી બાણના હર્ષચરિત[8]માં અને ચતુર્ભાણીમાંના એક ભાણમાં લાટનો ઉલ્લેખ મળે છે.

લાટની હદ: મહી અને તાપી એ બે નદીઓ વચ્ચેનો[9], ખાનદેશને સાથે ગણતાં થતો[10] પ્રદેશ તે લાટ. રાષ્ટ્રકૂટ રાજા ગોવિન્દ ચોથાના

---

૩ ટૉ પૃ૦ ૩૮, ૧૫૩.
પેરિપ્લસમાં પણ લારિકેનો ઉલ્લેખ છે એમ શ્રી. અલ્તેકર (એટા પૃ૦ ૩) અને શ્રી. રત્નમણિરાવ જોટે (ખંડ પૃ૦ ૧૦૪)નું માનવું લાગે છે, પણ સ્કોફે આપેલ વાચનામાં એ શબ્દ મળતો નથી.

૪ આર્કિયોલોજિકલ સર્વે ઑફ વેસ્ટર્ન ઇન્ડિયા ૪ પૃ૦ ૧૨૭.

૫ ફ્લીટ: કૉર્પસ૦ ૩ પૃ૦ ૮૦; બૉગે ૧ પૃ૦ ૭.

૬ ઇએ ૧૩ પૃ૦ ૧૫૭–૫૮, ૧૬૩, ૧૮૦, ૧૮૮, ૧૯૬, ૧૯૯, ૨૦૪.

૭ ઍલિયટસ હિસ્ટરી ૧ પૃ૦ ૩૭૮.

૮ હર્ષચરિત ઉચ્છ્વાસ ૪.
છઠ્ઠા સૈકામા વરાહમિહિરે લાટનો ઉલ્લેખ કર્યો છે એમ બૉગે (પૃ૦ ૬) કહે છે પણ ગ્રંથમા કયા સ્થાને?–તેનો નિર્દેશ કર્યો નથી; શ્રી. દુ. કે. શાસ્ત્રીજી અધ્યાય ૧૪ આપે છે (ઐસં પૃ૦ ૨૮૧) પણ બૃસં–ના ૧૪ અને ૧૬ મા અધ્યાયો જેમા પ્રદેશનામો સંખ્યાબધ અપાયા છે તેમા લાટ નો ઉલ્લેખ નથી બૃસં અપરાન્તક–કૈદ્ય (૧૪ ૨૦), ભરુકચ્છ (૧૪.૧૧,૧૬.૬), મહીતટજા: (૧૬.૩૧) આપે છે, પણ સ્પષ્ટ લાટ શબ્દથી તે પ્રદેશનો ઉલ્લેખ નથી. વરાહમિહિરમા લાટનો ઉલ્લેખ નથી તે શ્રી. અલ્તેકર પણ નોંધે છે (એટા પૃ૦ ૪)

૯ બૉગે ૧ પૃ૦ ૭.

૧૦ જ્યૉડિ : લાટ.

શક સં ૮૫૫ના દાનપત્રમાં ખેટકમંડળ(ખેડા)ને લાટમાં ગણાવ્યું છે[11] કનોજના રાજા રામભદ્ર (ઈ સ ૮૨૫-૪૦)ના એક સરદાર અલ્લને ગ્વાલિયરના એક ઉત્કીર્ણ લેખમાં લાટમંડલાન્તર્ગત-આનન્દપુરવિનિર્ગત કહ્યો છે[12] લાટ(રાષ્ટ્ર)નું સિંહપુર (શિહોર), જેના કુમાર વિજયે લંકામાં વસાહત કર્યાની વાત છે,[13] તેને ડૉ સુનીતિકુમાર ચેટરજી[14] પશ્ચિમ-અને નહિ કે પૂર્વ-હિંદમાં લેખે છે તે બરોબર હોય તો શિહોર પણ લાટમાં ગણાતું એમ કહેવાય હ્યુએનસંગ Sin-tu અને Lo-t'u(-cha) આપે છે તેમાંથી પાછળનું તે લાટ ડૉ બ્યૂલર આ લાટ તે મધ્ય ગુજરાત એમ કહે છે[15] પણ આને તો સિંધનું 'લાર'જ સમજવું જોઈએ ગુજરાતના રાજકીય એકમ લાટમાં આ લારનો સમાવેશ થવો સંભવિત નથી

પરંતુ ઉપરની હકીકતોમાંથી એક વાત ચોકસપણે સમજાય છે કે લાટની હદ જુદેજુદે વખતે બદલાતી રહી છે અને બીજા શતકમાં ટૉલેમી લારિક આપે છે તેમાં Barygaza અને Ozene એ મોટાં શહેર હતાં એ ઉપરથી મેક્ક્રિન્ડલ કહે છે તેમ લારિક-લાટ તે ભૌગોલિક કરતાં રાજકીય વિભાગ લાગે છે[16]

લાટ શબ્દ લાટ નામ કોઈ તળપદી જાતિ ઉપરથી આવ્યું હોય. કદાચ લટ્ટમાંથી જ અને આ લટ્ટ તે ર્ નો લ્ થાય છે તે અનુસાર બનવાજોગ છે કે રટ્ટ હોય મહાન રાષ્ટ્રકૂટ રાજા અમોઘવર્ષ (ઈ સ ૮૫૧-૭૮) પોતાનો રટ્ટવંશ આપે છે જેનું મૂળ નગર લટ્ટલુર લાટમાં હોય અને તે ઉપરથી દેશ અને વંશને નામ મળ્યું હોય-એવી બંને

---

૧૧ ઇએ ૧૪ પૃ ૧૯૮ એમ પૃ ૨૮૨

૧૨ એઇ ૧ પૃ ૧૫૬

૧૩ મહાવંસો ૬ ૫૪૨ ૪૩
आहु सीहपुरं ति तं । ५४२
लाळरट्ठे पुरे तस्मिं । ५४३

૧૪ ઇન્ડોઆર્યન એન્ડ હિન્દી પૃ ૬૭

૧૫ ટાકાકુસુ પૃ ૮, ૨૧૭ વા ૨ પૃ ૨૫૪

૧૬ ટૉ પૃ ૩૮, ૧૫૩

ગૅઝેટિયરની[૧૭] વિચારસરણી છે. વળી તે નોંધે છે કે ભરૂચ અને ધાર વચ્ચેનો પ્રદેશ આજે પણ રાઠ નામે ઓળખાય છે.[૧૮] રાષ્ટ્ર ઉપરથી 'લાટ' થયું એમ ડૉ. ભગવાનલાલ ઇન્દ્રજી અને પં. બેચરદાસજીનો અભિપ્રાય છે.[૧૯] વણિકોની લાડ નામે એક શાખા છે, પણ તે તેના લાટમાં વસવાને કારણે હોય. કુમારપાળે પોતાના રાજ્યમાંથી લાર જાતિને હાંકી કાઢી એમ ટૉડે કહ્યું છે તેને અંગે બોમ્બે ગૅઝેટિયર લાડ વણિકો કરતાં ઈરાનના અખાત ઉપરના લારના પારસીઓનો વિકલ્પ સૂચવે છે.[૨૦] મુસલમાનોમાં લારી અટક હોય છે તે ઈરાનના લાર ઉપરથી સંભવે છે. અલ મસુદી[૨૧] ભરૂચ આસપાસના પ્રદેશમાં લારી ભાષા બોલાતી એમ કહે છે તે તો એ પ્રદેશ મુસલમાનોમાં લાર નામે ઓળખાતો તે ઉપરથી જ છે.

લાટ શબ્દ જૂના સમયમાં કેવળ અપરિચિત લાગતો નથી. ઇ. પૂ. ના શ્રૌતસૂત્રો શાંખાયન અને લાટા(ટ્યા)યન છે તેમાં પાછલામાં 'લાટ' શબ્દ છે. પાંચમા શતક પૂર્વેના એક જ્યોતિષાચાર્ય–સૂર્યસિદ્ધાન્તકાર[૨૨] નું નામ લાટ હતું. સભાપર્વમાં પૂર્વદિગ્વિજયમાં ઉન્નાટ દેશ આપ્યો છે તેનું પાઠાન્તર ઉલ્લાટ[૨૩] મળે છે. કર્ણાટ તો એક દાક્ષિણાત્ય દેશનું નામ પ્રાચીનકાળથી છે જ. લાટ અને કર્ણાટ પાસે પાસે છે અને અંગ–વંગ જોડકાની પેઠે લાટ–કર્ણાટ પણ પ્રાચીન અને તળપદાં નામો સંભવી શકે. આવાં સામ્યધારી નામો ઉપરથી જ અનુમાન દોરી ન શકાય, પણ તેમાંથી સૂચન ઘણીવાર મળી રહે છે. દા ત. કાપી, તાપી, વાપી એ ત્રણ ગુજરાતમાં છે એ સૂચક છે.

લાટ કોઈ સંસ્કૃત શબ્દનું રૂપાન્તર છે એવા અભિપ્રાય રજૂ થયા

---

૧૭ બૉગે ૧ પૃ૦ ૭.

૧૮ ,, ,,

૧૯ ખંડ પૃ૦ ૧૭૨.

૨૦ બૉગે ૧ પૃ૦ ૧૯૪ પાદટીપ ૧.

૨૧ યુલનું માર્કોપોલો ૨ પૃ૦ ૩૫૩: ટો પૃ૦ ૧૫૩.

૨૨ ભારતીય જ્યોતિ શાસ્ત્ર શં. બા. દીક્ષિતકૃત પૃ૦ ૧૬૯ પાદટીપ, ૧૭૭; અ૪ ૨ પૃ૦ ૨૬૮.

૨૩ મસ ૨૭.૫ ની પાદટીપ.

છે. ઉપર રાષ્ટ્રકૂટ–રટ્ટ–માંથી 'લાટ' શબ્દ આવ્યા વિશેનો મત નોંધ્યો જ છે. પણ શ્રી. અલ્તેકર કહે છે કે રાષ્ટ્રકૂટોનો ગુજરાત સાથે સંબંધ વહેલામાં વહેલો છઠ્ઠા સૈકાથી શરૂ થયો, જ્યારે લાટ નામનો પ્રચાર તો પ્રથમ સૈકાથી જ છે;[૨૪] એટલે રાષ્ટ્રકૂટ–રટ્ટ–લાટ એ ક્રમ સ્વીકાર્ય ઠરતો નથી. અશોકના ધૌલી શિલાલેખનું લઠિક અને ગિરનાર શિલાલેખનું રિઠિક (? રાઠિક) તે લાટ એવો લાસેનનો મત છે.[૨૫] રાઠિક તે રાષ્ટ્રિક–રાષ્ટ્રનું–ઉપરથી એમ સૂચવાયું છે.[૨૬] પેરિપ્લસમાંનું Ariaca તે ખરું જોતાં Latika (ઉચ્ચાર Larica) છે એમ લાસેનનું ધારવું છે.[૨૭] રાષ્ટ્ર કે રાષ્ટ્રિક ઉપરાંત આનર્તમાંથી લાટ વ્યુત્પન્ન કરવાનો પ્રયત્ન પણ થયો છે. શ્રી અલ્તેકર[૨૮] आनर्तમાંથી પ્રાકૃત अलाट્ટ (? आऋट्ट) અને તેમાંથી લાટ રૂપ મળે એવો ક્રમ રજૂ કરે છે. आनर्त શબ્દને नटनर्तक સાથે સંબંધ હોવા વિશેની સંભાવના રજૂ કરતાં મેં नर्तक–नट्ट–लाट्ठ –लाट એ ક્રમ પણ સૂચવ્યો છે જ.[૨૯] શ્રી. રસિકલાલ છો. પરીખ लट[૩૦] =ચોર, લુટારુ અથવા लट=दुर्जन ઉપરથી લાટ થવાની સંભાવના મને સૂચવે છે. ભિલ્લમાલ[૩૧] નામ ભિલ્લ=માલ=જંગલી જાતના લોક–ઉપરથી થયું છે તે દૃષ્ટાન્તના પ્રકાશમાં એમની સૂચના વિચારવા જેવી છે. મહીનાં કોતરો પ્રાચીન સમયથી જ લૂંટફાટ માટે સગવડવાળાં હોય અને તો કહેવત છે જ કે 'આવી મહી ને ફિકર થઈ.' લટ્ટી એ આ પ્રદેશની કોઈ ભિલ્લ અને માલો જેવી મૂળ જાતિ હોય.

નોંધ ૧: शब्दकल्पद्रुम लट=दोष આપે છે, પણ लट=दुर्जन (शब्दरत्नावली ને આધારે) આપે છે તે लट्ट=जातिविशेष ('નેટુવા') પણ આપે છે આ સંસ્કૃત શબ્દો પણ મૂળ દેશ્ય શબ્દો કે તેમના રૂપાન્તરો હોય

---

૨૪ એટા પૃ૦ ૩.

૨૫ અશોક ટેક્સ્ટ એન્ડ ગ્લોસરી પૃ૦ ૧૨૬ 'લઠિક–રાષ્ટ્રીકો, કઈ જાતિ તે ચોક્કસ થઈ શકયું નથી સેનાર્ટ=સુરાષ્ટ્ર, લાસેન=લાટ; રા ભાણ્ડાર કર=મહારાષ્ટ્ર સાથે સંબંધ રાખનાર, દુલ્શ્ર સૂચવે છે કે તે પંજાબના આરટ્ટો, પેરિપ્લસના Aratiioi, હતા '–બૂહ્લર

૨૬ પેરિ પૃ૦ ૧૭૫

૨૭ ,, પૃ૦ ૧૭૪–૫.

૨૮ એટા પૃ૦ ૪.

૨૯ જુઓ आनर्त

'લાટ નામ ભારતીય નહિ પણ પરદેશીઓએ આપેલુ લાગે છે અને તેથી જ તેની વ્યુત્પત્તિની મુશ્કેલી છે, તેથી જ પ્રાચીન ઉત્કીર્ણ લેખો અને પુરાણોમા તેના ઉલ્લેખનો અભાવ છે,' એમ શ્રી અલ્તેકર કહે છે[૩૨] મહાભારત અને પુરાણોમા જે જાતિ-અને પ્રદેશ-વાચક અસંખ્ય નામો છે તેમાના ઘણા ભારતીયેતર છે છતા તે ગણાવાયા છે, તો લાટનો ખાસ વાધો હોવો જોઈએ નહિ સિંધમા આજે લારખાના છે અને ઈરાનમાં પણ લારિસ્તાન છે ગોરખપુર જિલ્લામા દેવરિયા તહસીલમા પણ એક લાર નામનુ ગામ છે લકામા વસાહત કરનાર વિજય લાટમાથી ગયેલો તે ડૉ રાધાકુમુદ મુકરજીના[૩૩] મત પ્રમાણે પૂર્વ ભારતનો હોય તો પૂર્વ ભારતમા પણ લાટ નામ મળે આ સદર્ભમા ટોલેમીએ તે તરફના નગરોમા ગણાવેલુ Lariagara[૩૪] નોધપાત્ર છે .. ટોલેમીનુ લારિક તે આજના આખા અરબીસમુદ્ર માટે વપરાતુ હોય એ સંભવિત છે નર્મદા અને સિંધુના મુખપ્રદેશો અને દ ઈરાન-એ આખા સમુદ્રકાંઠાને 'લાર' શબ્દ સાથે સબધ છે એ જરૂર એક સૂચક ઘટના ગણાય

શ્રી રત્નમણિરાવ જોટે લાટ અત્યારે ખભાના અર્થમા વપરાય છે એ ઉપરથી એક 'અનુમાન' રજૂ કરે છે 'જે કિનારે ખભાકાર શિવલિંગોની પૂજા ઘણા જોરમા ચાલુ રહી એ પ્રદેશને પરદેશીઓએ લાર અગર લાટ નામ આપ્યુ હોય એવો સભવ દેખાય છે એ પૂજા જેમ જેમ સકોચાતી ગઈ અને નર્મદાતટે પાશુપતાચાર્યનુ ઉદ્ભવસ્થાન હોવાથી અને ગુજરાત કાઠિયાવાડનો ખભાતના અખાતનો એ કિનારો લિંગસ્થાપનથી ભરપૂર હોવાથી એ ભાગનુ નામ લાટ રહી ગયુ'[૩૫] વળી તેઓશ્રી 'લાટ એટલે સ્તભ' એ હિંદની બહારનો શબ્દ છે એમ બતાવતા ઉમેરે છે કે 'ઇજીપ્ત વગેરે જગ્યાએ સેથ અગર સેત અગર સાત (Seth, Set or Sat) કે જેનો પહેલો અક્ષર ફરી જઈને તેટ

૩૦ મોનિયેર વિલિયમ્સનો કોશ
૩૧ કા ૨ પ્રવેશક પૃ૦ ૯૮
૩૨ એજ઼ા પૃ૦ ૩
૩૩ વસત રજતમહોત્સવ સ્મારકગ્રંથ પૃ૦ ૧૯૭-૯૮
૩૪ ટો પૃ૦ ૨૨૫
૩૫ ખભા પૃ૦ ૧૭૩

(Tel) થયુ એની સ્તંભાકારે પૂજા થતી મિ વેસ્ટરોપ લખે છે કે હિંદુસ્તાનમાં સ્તભના અર્થમા અશોક બુદ્ધ વગેરેના સ્તંભને માટે 'લાટ' શબ્દ વપરાય છે તે માત્ર આ ફિનિશિયન સેમેટિક દેવ તેન, સેટ કે સેથનુ બીજુ રૂપ છે અહી 'અ અગર તો 'ત' નો 'લ' કેવી રીતે થયો તે મિ વેસ્ટરોપ સમજાવતા નથી પરંતુ મિ વેસ્ટરોપનો અભિપ્રાય ભાષાશાસ્ત્રીની દૃષ્ટિએ નહિ તો બીજી રીતે પણ ખરો હોય એમ લાગે છે અને હિંદના પશ્ચિમ કિનારાનો પશ્ચિમ એશિયાના દેશો સાથેનો પ્રાચીન સબંધ, સ્તંભ-પૂજા અને લિંગપૂજાની વ્યાપકતા-એ બધુ સાથે લેતાં લાટ શબ્દ મિ વેસ્ટરોપ કહે છે તેમ સ્તભાકાર 'સેથ' વગેરે શબ્દો માથી આવ્યો હોય એમ સભવે અને ગુજરાતના કિનારાનુ લાટ નામ છે એનાં જે કારણો આજ સુધી આપવામાં આ યા છે તે કરતાં આ વધારે બધબેસતું લાગે છે [36] તે ઉપરાંત પશ્ચિમ એશિયાના દેશોમાં લાત નામની દેવી હતી ઇસ્લામ આવતા લાતની મૂર્તિ સોમનાથમા આવી અને મહમૂદના લશ્કરે તે જોઇ હતી, એવા ઉલ્લેખો ઉપરથી શ્રી રત્ન મણિરાવ કહે છે કે તો લાત સ્તભાકારે હોય તો ફારસીશબ્દ લાગ અને સસ્કૃત શબ્દ લાટને એની સાથે સબધ હશે? સ્તભાકાર લિંગ સાથે એને સરખાવે છે એ શુ સૂચવે છે? આ વાતનો નિર્ણય તો સબળ આધાર વગર ન થઇ શકે [37]

શ્રી રત્નમણિરાવના અનુમાનનો પાયો લાટ=સ્તભ એવા ભાષાવિષયક અભિપ્રાય ઉપર છે આ સ્તભ તે લિંગપૂજાનુ પ્રતીક હતો, લિંગપૂજા પશ્ચિમ હિંદ અને પશ્ચિમ એશિયાના દેશોમા વ્યાપક હતી અને તેને માટે પશ્ચિમ એશિયામા જે કોઇ સ્તભસૂચક શબ્દ વપરાતો હશે તે ઉપરથી પશ્ચિમ હિંદના કિનારાનો પ્રદેશ-જ્યાં પણ સ્તભપૂજા હતી તે-ને લાટ નામ મળ્યુ એવી એમની વિચારસરણી છે આવી વિચારસરણીમાથી તો બીજા અનુમાનો પણ અવશ્યપણે એ નીકળી આવે કે હિંદમાં લિંગપૂજા પણ બહારથી આવી અને લિંગવાચક પરદેશી શબ્દ પોતાના ઉદ્ભવસ્થાન ઇજીપ્ત કે અરબસ્તાન જેવા દેશોના કોઈ વિભાગને સૂચનાર વિશેષનામ ('લાટ') ન બનતા પશ્ચિમહિંદના પ્રદેશને (અને પાછળ સિંધ અને દક્ષિણ ઇરાનના ભાગોને) જતા એ વળગ્યો આ વસ્તુઓ

36 ખડ પૃ૦ ૧૭૩-૪
37 „ „ ૧૭૪ પાદનોંધ ૮૩

બાજુએ રાખીએ તો પણ, મુદ્દાની વાત છે તે તો એ કે શ્રી. રત્નમણિરાવે પોતે જ સૂચવ્યું છે તેમ ડૉ. વેસ્ટરૉપ 'લાટ' શબ્દ કોઇ સેમિટિક શબ્દમાંથી સિદ્ધ થતો બતાવવામાં સફળ નીવડ્યા નથી. શ્રી રત્નમણિરાવે ટેકારૂપ દલીલસરણી 'લાત' શબ્દને આધારે રજૂ કરી છે તેમાં પણ એક વાત એ તરી આવે છે કે અરબી શબ્દને અંતે 'ત' છે, 'ટ' નથી. ઇતિહાસોમાં અરબો 'લાર'જ વાપરે છે. અને ગ્રીક નામ પણ 'ર્'યુક્ત 'લારિક' છે. પશ્ચિમ એશિયામાંથી 'લાર' નામ અહીં આવ્યું હોય તો 'ર્' નો 'ટ્' થવો દુર્ઘટ હોઈ તે 'લાર'માંથી આપણે ત્યાંનો પ્રચારનો શબ્દ 'લાટ' ઊપજવો મુશ્કેલ છે. જ્યારે અહીં અસલ 'લાટ' નામ હોય તો તેનું પ્રાકૃત 'લાડ' (પાલી ળાળ–મહાવંસો) થતાં પરદેશીઓ એને 'લાર' કહે એ કેવળ સ્વાભાવિક છે. આપણા લાટ સાથે વેપાર સંબંધવાળા દ. સિંધ અને દ. ઈરાનના ભાગો લારી–લાર તરીકે ઓળખાયા હોય, અર્થાત્ આપણા 'લાટ'ના કારણે તેમને લાર નામ મળ્યું હોય...આ રીતે જોતાં, લાટ શબ્દ અન્નત્ય હોવાની સંભાવના વધુ વિચારપાત્ર ઠરે છે. અર્થાત્, આપણા દેશવાચક લાટ શબ્દને કોઇ વિદેશી મૂર્તિવાચક શબ્દ સાથે સંબંધ યોજવો દુર્ઘટ છે.

'સ્તંભ'નો શ્રી. રત્નમણિરાવને ઇષ્ટ એવો પર્યાય 'લાટ' તે સં. યષ્ટિ–લષ્ટિમાંથી નિષ્પન્ન થયેલો હોય. 'હિંદી શબ્દકોષો લાટને સંસ્કૃત યષ્ટિ ઉપરથી ઉપજાવે છે પણ એ વ્યુત્પત્તિ ખોટી છે એમ વિદ્વાનોનો મત છે'[૩૮] એમ એ કહે છે, પણ એવા મત પાછળનાં કારણોનો એમણે નિર્દેશ કર્યો નથી. 'ગૂજરાતીમાં સ્તભ જેવા પાતળા લાકડાને લાટ કહે છે. દા. ત. ઘાણીની લાટ, ચીંચવાની લાટ. એ શબ્દ કયી ભાષાનો એ હજી સુધી નક્કી નથી થયુ.'[૩૯]–એમ એ ઉમેરે છે. એમણે ઉત્તર હિંદમાં 'બુદ્ધ કી લાટ'[૪૦] કહેવાય છે એ નોંધ્યું છે, ઉપરાંત કબીરના ભજનની 'ગુરુ બિન કૌણ બતાવે વાટ ? ભ્રન્તિ કી પહાડી નદિયા બિચમેં અહંકાર કી લાટ !' એ પંક્તિઓમાં 'લાટ' શબ્દ લાંબા મોટા પથ્થર માટે પણ પ્રયોજાયેલો જોવા મળે છે. હિંદી તેમ જ ગુજરાતી બંને શબ્દો સ્ત્રીલિંગી છે એ ઉપરથી પણ લષ્ટિ–લાટિ–લાટ્ય–લાટ એ ક્રમ જોઇ

---

૩૮ ખંડ પૃ૦ ૧૭૩ પાદટીપ ૮૦.

૩૯ ,, ,, ૧૭૩.

૪૦ ,, ,, ,,

શકાય છે. આ ગુજરાતી શબ્દ 'લાટ' તે ખરું જોતાં 'લાટ્ય' છે. અને એ શબ્દ 'લાટ્ય' (મૂળ લષ્ટિ–જેમાંથી 'લાઠી' શબ્દ પણ આવ્યો છે–) ને સ્તંભ–કે લિંગ–પૂજા સાથે સંબંધ હોય તો પણ એ 'લાટ્ય' અને પ્રદેશવાચક 'લાટ' એ બંને શબ્દો તદ્દન ભિન્ન સંભવે છે. સાણુનો લાટો, લાકડાની લાટી, વગેરેમાંના લાટને અંગ્રેજી લૉટ (lot=જથ્થો) સાથે સંબંધ હશે? અં. લૉર્ડસાહેબમાંથી આવેલા 'લાટ સાહેબ'નો પ્રાચીન લાટ સાથે સંબંધ યોજાતો નથી એટલું ઠીક છે!

ઉપરની ચર્ચાથી પ્રતીત થશે કે પ્રદેશવાચક શબ્દ 'લાટ' કોઈ દેશ્ય, તળપદો, અત્રત્ય જાતિવાચક હોવાની સંભાવના કાઢી નાખવામાં ઉતાવળિયાપણું લેખાશે, ઊલટું એ સંભાવના વધુ તપાસ માગી લે એવી છે.

લાડ

દેશ, જેમાં ૨૧૦૦૦ ગ્રામ હતાં.[1] તે જ લાટ. જુઓ લાટ.

લોહાટી

ગામ, દેવીએ અંધ કરેલ લોહાસુરને જ્યાં હરિએ હણ્યો તે સ્થળે વસેલું.[1] આ જ લોહાણુ કે લોહાણા નગર. જુઓ લોહાण અને લોહાणा.

લોહાણ

તે જ લોહાણા.[1] જુઓ લોહાणा અને લોહાटी.

લોહાણા

નગર, જ્યાં લોહાસુરને દેવી અંધ કરી દે છે.[1] પછીથી તે દેવી એ નગર-

---

लाड

૧ સ્કમાકૌ ૩૯.૧૪૬ एकविंशतिसाहस्रो लाडदेश: प्रकीर्तित: ।

लोहाटी

૧ સ્કમાકૌ ૬૬.—

...... हरि: ॥ ११५

यत्र हता तत्र ग्राम लोहाटीति भविष्यति ॥ ११६

लोहाण

૧ જુઓ अट्टालय ૧.

लोहाणा

૧ સ્કમાકૌ ૬૬.૨૫ अन्धो यत्र कृतो लोहो लोहाणाभिधया पुरम् ।

માં મહીસાગરની પૂર્વે, ધર્મારણ્યમાં વસી.[2] અડાલજ અને લોહાણુ[3] એ બંનેમાં એ દેવી–કેશેશ્વરી, દુર્ગા અથવા વત્સેશ્વરીનો વાસ ગણાવાયો છે. ધર્મારણ્યમાહાત્મ્યમાં લોહાસુરને મારનાર દેવીનું નામ શ્રીમાતા આપ્યું છે. (જુઓ ધર્મારણ્ય.) જુઓ લોહાણ અને લોહાટી.

**वर्णाशा**

બનાસ નદી, પારિયાત્ર પર્વતમાંથી નીકળેલી નદીઓમાંની એક.[1] લૂણીને મળે છે.[2] જુઓ पर्णाशा.

**वलभी**

નગર. શર્યાતિ, જેણે પોતાની દીકરી સુકન્યા ચ્યવન ભાર્ગવને પરણાવી, તે વલભીમાં હતો એમ પ્રભાસખંડ કહે છે.[1]

વલભી, ગુજરાતનું એક પ્રાચીન પાટનગર, હાલ વળા નામે ઓળખાય છે. તાજેતરમાં વળાને પાછું 'વલભીપુર' નામ આપવામાં આવ્યું છે. વલભીવંશનાં તામ્રપત્રો માટે જુઓ ગુએ ૧ અને ૩. યુવાન શુવાંગ[2] Fa-la-p'i આપે છે. દશકુમારચરિત ઉપરથી વલભી બંદર સમજાય છે.[3]

**वल्कलिनी**

તે જ વલ્કિની ? વેકળી નદી.[1] જુઓ वल्किनी.

---

૨ સ્કમાકો ૬૫.૧૦૪

दुर्गा नाम भविष्यामि महीसागरपूर्वत:।
धर्मारण्ये वसिष्यामि . . . ॥

૩ જુઓ अडालय ૧.

वर्णाशा

[1] જુઓ पारियात्र ૩, ૪, ૫.

[2] રીઈ ૫૦ ૩૮.

वलभी

૧ સ્કપ્રપ્ર ૨૮૨.૧ तत. श्रुत्वा च शर्यातिर्वलभीस्थानसंस्थितः।

૨ વો ૨ પૃ० ૨૪૬.

૩ જુઓ मेटक ૧૦.

वल्कलिनी

૧ પઉ ૧૩૪.૫૬ श्वेता वल्कलिनी पुण्या ततः श्वेता हिरण्मयी।

वल्किनी

[1]વેકળી ( ઈડર સંસ્થાનની ) નદી સંભવે છે. વલ્કલિનીનો પાઠભેદ ? જુઓ વલ્કલિની.

वस्त्रापथ–क्षेत्र

સૌરાષ્ટ્રમાં ગિરનારની આસપાસનું ક્ષેત્ર,[1] રૈવતક ક્ષેત્ર.[2] તે ક્ષેત્રનો વિસ્તાર : જતા જતાં શિવનું વસ્ત્ર ભૂમિ પર પડ્યું તેના જેવડું વસ્ત્રાપથ ક્ષેત્ર ગણાયું.[3] ઉત્તરમાં ભદ્રા નદી, પૂર્વમાં બે યોજન, દક્ષિણે બલિનું સ્થાન ને નદી પછી ઉજ્જયંત અને પશ્ચિમે નદીઓનો સંગમ. ક્ષેત્રનો વિસ્તાર ચાર યોજન છે.[4] ભવ ( ભવનાથ ) વસ્ત્રાપથે, દામોદર રૈવતકે અને અંબા ગિરિમસ્તકે છે.[5]

---

वल्किनी

१ ५ G १३६.३

वस्त्रापथ–क्षेत्र

१ स्कप्रव १६.—
सुराष्ट्रदेशे विख्यात तीर्थं वस्त्रापथ शृणु ॥ ७२
उज्जयन्तो गिरिस्तत्र तथा रैवतको गिरिः । ७३

२ स्कप्रव १.—
एतद्रैवतक क्षेत्र वस्त्रापथमिति श्रुतम् ॥ २

३ स्कप्रव ११ १३-१४

४ ,, ११.—
उत्तरेण नदी भद्रा पूर्वस्यां योजनद्वयम् ॥ १४
दक्षिणेन बले. स्थानमुज्जयन्तो नदीमनु ।
अपरस्यां पर नद्यो सगम वामनात्पुरात् ॥ १५
क्षेत्रस्य विस्तरो ज्ञेयो योजनानां चतुष्टयम् ॥ १६

५ स्कप्रव ९.२२९
वस्त्रापथे देवदरो भव स्थितो दामोदरो रैवतके व्यवस्थितः ।
अंबेति देवी गिरिमूर्ध्नि संस्थिता ।

ત્યા સુવર્ણરેખા(સોનરેખ)નદી છે, જે વામનનગરથી ઈશાન કોણે છે[૬] ત્યા સાક્ષાત્ વિષ્ણુ દામોદરહરિ છે ને મૃગીકુડ છે[૭]. . સોમનાથના સાન્નિધ્યમાં મહાન ઉદયન્ત (ઊર્જયન્ત) ગિરિ છે, તેના પશ્ચિમભાગે રૈવતક છે ત્યા કાચનશેખરથી વાહિની નદી વહે છે[૮] ત્યા રેવતીકુંડ છે[૯]. દામોદરમદિર ઉપર પચવર્ણ ધ્વજ ચડાવવો તે સ્થળથી બે ગાઉ વસ્ત્રાપથક્ષેત્ર[૧૦] ભવદેવ (ભવનાથ)[૧૧] વૈશાખની પૂર્ણિમાએ સ્વર્ણરેખા નદીના તળમાથી ભૂમિ ભેદીને નીકળ્યા[૧૨]

વસ્ત્રાપથના તીર્થો સ્વર્ણરેખા જે દામોદર હરિ પાસે છે તે ત્યા જ બ્રહ્મકુંડ અને બ્રહ્મેશ્વર કાનમેઘ ભવ[૧૩] ત્યાથી ૪ ગાઉ ઉપર કાલિમ, ત્યા જ ઇન્દ્રેશ્વર અને રૈવત પર્વત ઉજ્જયત અને કુભી(તી)શ્વર તેમજ ભીમેશ્વર[૧૪] તે પછી તૈલસારણિક નામે ક્ષેત્ર જે દસ ગાઉનુ છે[૧૫] ત્યા જ મૃગીકુડ[૧૬] દુર્ગાવિઘ્નાદેવી, મગલની પશ્ચિમે એક યોજન ઉપર પહેલા ત્યા સુવર્ણની ખાણ હતી ત્યા પાતાલવિવર છે[૧૭] મગલની પશ્ચિમે ગગાસ્રોત અને સુરાર્કલિગ-ગગેશ્વર[૧૮] મગલની પશ્ચિમે સિદ્ધેશ્વર, ત્યા જ ચક્રતીર્થ ત્યાથી મગલની પશ્ચિમે યક્ષવન, જ્યા યક્ષેશ્વરી દેવી છે[૧૯] ભુક્તિશિખરે સીમાનિગ ત્યા ગજેન્દ્રનું પદ (તે જ હાથી પગલુ) છે રસકૂપિકાઓ છે. ત્યા રૈવત ઉપર સાત કુડ છે અબિકા (તે જ

---

૬ સ્કપ્રવ ૧૪ ૨
૭ , ૧ ૨ ૪
૮ ,, ૧ ૬૮ ૬૯
૯ ,, ૧ ૬૮
૧૦ ,, ૧ ૧૦૫ ૦૬
૧૧ ,, ૨.
૧૨ ,, ૧૧ ૬ ૧૦
૧૩ ,, ૩ ૧ ૩
૧૪ ,, ૩ ૪ ૬
૧૫ ,, ૩ ૫ ૬
૧૬ ,, ૩ ૬
૧૭ , ૪
૧૮ ,, ૫
૧૯ ,, ૬ ૧ ૪

वामननगर

નગર.[1] વામન બલિને બાંધી નગર સ્થાપીને રૈવતક ઉપર આવી વસ્યા એવો ઉલ્લેખ છે. તે નગરથી ગિરનાર પાસેનું વામનસ્થલી–આજનું વંથલી અભિપ્રેત છે. આગળ 'વામનનગર' સ્પષ્ટ આપ્યું છે.[2] નગરની ઈશાને સ્વર્ણ-રેખા નદી છે.[3] નગર વસ્ત્રાપથક્ષેત્રની દક્ષિણ દિશાએ આવેલું છે.[4]

वार्तघ्नी

વાત્રક નદી.[1] જુઓ वार्त्रघ्नी, वेत्रवती.

वार्त्रघ्नी

વાત્રક નદી.[1] વૃત્રને મારવાથી ઇન્દ્રને બ્રહ્મહત્યા લાગી તે વાર્ત્રઘ્નીસાભ્રમતી સંગમતીર્થે દૂર થઈ.[2] વાત્રક નામ ઉપરથી ઉપજાવેલું આ સંસ્કૃત રૂપ છે. બીજાં રૂપો પણ મળે છે. જુઓ वातघ्नी, वार्तघ्नी, वृतघ्नी, मतघ्नी; ઉપરાંત वेत्रवती.

---

वामननगर

१ स्कप्रव १०.१३
वामनो नगरं स्थाप्य शिवं सिद्धेश्वरं प्रति ।
जित्वा दैत्यं बलिं बद्ध्वा स्वयं रैवतके स्थितः ॥

२ स्कप्रव १४.१ वस्त्रापथे महाक्षेत्रे नगरे वामने पुरा ।
'વામનપુર' માટે જુઓ वस्त्रापथ–क्षेत्र ४.

३ स्कप्रव १४.२ ईशानकोणे नगरात्स्वर्णरेखानदीजले ॥

४ स्कप्रव १४.७८
सुराष्ट्रदेशे विख्यातं क्षेत्रं वस्त्रापथं नृप ।
तस्य दक्षिणदिग्भागे बलेः सिद्धं महापुरम् ॥

वार्तघ्नी

१ पउ १३४.५६

वार्त्रघ्नी

१ पउ १६८.

२ पउ १६८.६९-७०

वासिक्य

નાસિક્યનો ભ્રષ્ટ પાઠ.[1] જુઓ नासिक.

विन्ध्य

પર્વત[1] સાત કુલ પર્વતમાંનો એક.[2]

તેમાંથી વહેતી નદીઓ[3] तापी, क्षिप्रा, આદિ મુખ્ય છે.

જુઓ विन्ध्यपृष्ठनिवासी અને विन्ध्यवासी.

विन्ध्यपृष्ठनिवासी

વિન્ધ્યપર્વતના પૃષ્ઠ ભાગ પર રહેતા લોકોના પ્રદેશોનો સમૂહ.[1] તેમાં માલવ, અનૂપ, અવન્તિ, આદિનો સમાવેશ થાય છે. જુઓ विन्ध्यवासी.

विन्ध्यवासी

વિન્ધ્યપર્વતના પૃષ્ઠભાગ પર રહેતા લોકોના પ્રદેશોનો સમૂહ.[1] જુઓ विन्ध्यपृष्ठनिवासी.

---

वासिक्य

१ જુઓ अपरान्त २.

विन्ध्य

१ બ્રપૂઅ ૧૬.૩૪; મ ૧૧૪.૨૮; વા ૪૬.૧૦૨

२ મભી ૬.૧૧

महेन्द्रो मलयः सह्यः शुक्तिमानृक्षवानपि ।
विन्ध्यश्च पारियात्रश्च सप्तैते कुलपर्वताः ॥
કૂપૂ ૪૭.૨૩-૨૪; ૫ ૮૫.૨; પસ્વ ૬.૭-૮

૩ મ ૧૧૪.—

तापी पयोष्णी निर्विन्ध्या क्षिप्रा च ऋषभा नदी ।
वेणा वैतरणी चैव विश्वमाला कुमुद्वती ॥ २७
तोया चैव महागौरी दुर्गमा तु शिला तथा ।
विन्ध्यपादप्रसूतास्ताः सर्वाः शीतजलाः शुभाः ॥ २८

विन्ध्यपृष्ठनिवासी

१ મ ૧૧૪.૫૧-૫૪; બ્રપૂઅ ૧૬.૬૩-૬; વાપૂ ૪૬.૧૩૧-૪ ઉપરાંત જુઓ अनूप २, ४.

विन्ध्यवासी

१ જુઓ विन्ध्यपृष्ठनिवासी १.

### વિશાલા

ઉજ્જયિનીનું એક નામ. વિશાલાભિધાનકથન અધ્યાય[1]માં કથા છે કે એકવાર સર્વ ભૂતગણો સર્વ સુરાસુરો, ચોરાશી લિંગો, લોકપાલો, ઋષિઓ, આદિ સૌએ ઉમાપતિનું ધ્યાન ધર્યું ત્યારે પાર્વતીએ એમની તરફ ઉપેક્ષા ન સેવવા પતિને કહ્યું અને તેમને રક્ષણ આપવાની ઇચ્છાથી મને એક પુરી રચી આપો એવી ઇચ્છા દેખાડી, જે શિવે પૂરી કરી. બહુ વિસ્તારવાળી વિશાળ નગરી હોઈ તે વિશાલા કહેવાઈ.[2]

### વિશ્વામિત્રા

નદી.[1]

વડોદરા પાસે વહેતી આજે વિશ્વામિત્રી નામે ઓળખાતી જ નદી તે આ એમ કહી શકાતું નથી. વનપર્વની વિશ્વામિત્રનદી પારા પશ્ચિમ દિશામાં ગણાવેલી છે.[2] પારિયાત્રને આશ્રયે વહેતી નદીઓ વાત્રક, બનાસ, નર્મદા, મહી, શિપ્રા વ૦માંની એકનું નામ પારા છે,[3] તે તો ભોપાલમાંથી નીકળી ચંબલને મળતી પર્બતી છે.[4] પણ છેવટે વિશ્વામિત્રી નામ ગુજરાતની નદી પરત્વે સ્થિર થયું લાગે છે.

### વૃત્રઘ્ની

વાત્રક નદી. પારિયાત્રમાંથી નીકળેલી નદીઓમાંની એક.[1]

પાર્જિટર, નદીના બીજા ઉલ્લેખો મને મળ્યા નથી અને તે કઈ નદી તે દેખીતી રીતે જ કહી શકાતું નથી. એમ કહે છે.[2] એના

---

વિશાલા

૧ સ્કઆઅ ૪૭.

૨ સ્કઆઅ ૪૭.૩૧

વિશ્વામિત્રા

૧ મત્સ્ય ૬.૨૬; ૫૨૪

૨ મવ ૮૭.૭

૩ જુઓ પારિયાત્ર ૨.

૪ માર્ક૦ પૃ૦ ૨૯૫.

વૃત્રઘ્ની

૧ જુઓ પારિયાત્ર ૨,

ઉલ્લેખો નીચે બતાવ્યા જ છે અને તે વાત્રક લાગે છે
જુઓ વાર્ત્રઘ્ની અને વેત્રવતી.

## વેત્રવતી

વાત્રક નદી.

વૃત્રે મહાગંભીર નામનો કૂપ કરેલો તેમાંથી તે નીકળી[1] અને સાભ્રમતીને મળી[2] કાંઠે ખેટકનગર છે[3]

ભુવનકોશવર્ણનમાં ક્યાંક બે વેત્રવતી આવે છે.[4] એક ઉત્તરની લાગે છે અને બીજી પારિયાત્રમાંથી નીકળેલી નદીઓમાંની એક તરીકે મત્સ્ય, વાયુ, બ્રહ્મ આપે છે.[5]

પારિયાત્રમાંથી નીકળતી વેત્રવતી અને વાર્ત્રઘ્ની એ બે નદીઓમાંથી હાલની વાત્રક કઈ? વાગ્વ્યાપારની દૃષ્ટિએ તો વાત્રક રૂપ વાર્ત્રઘ્ની કે એને મળતાં બીજાં વાતઘ્ની, વાર્તઘ્ની, વૃતઘ્ની અને વ્રતઘ્નીને વધુ નજીક છે પણ બન્નેને વૃત્ર સાથે સંબંધ ધરાવતી, સાભ્રમતીને મળતી વર્ણવી[6] બને હાલની વાત્રકના પ્રાચીન રૂપો છે એમ સ્થાપે છે. પણ મોટી મુશ્કેલી એ છે કે ભુવનકોશવર્ણનમાં પારિયાત્રમાંથી નીકળતી નદીઓમાં વેત્રવતી(વત્યા) અને વૃત્ર(-વ્રત-વાત-)ઘ્ની એમ બે જુદી જુદી નદીઓ ગણાવી છે[7]

પાર્જિટર[8] વેત્રવતી તે ભોપાલ પાસેથી નીકળી યમુનાને મળતી બેટવા એમ કહે છે તે સહેજે સ્વીકાર્ય છે મેઘદૂત (૧ ૨૫) વેત્રવતી (જેને તટે વિદિશા–આજનું ભીલસા) આપે છે તે જ આ બેટવા. પારિયાત્રમાંથી

---

વેત્રવતી

૧ પઉ ૧૩૩.૧
૨ „ ૧૩૩ ૧૮,૧૩,૪
૩ „ ૧૩૩.૧૧
૪ મબ્રી ૧૦ ૧૫,૧૦ ૧૮. પ૨૧ . ૧૭,૨૧૬
૫ જુઓ પારિયાત્ર ૨,૪,૫,૬,૭.
૬ જુઓ ઉપર ૧ અને ૨, જુઓ વાર્ત્રઘ્ની ૨.
૭ જુઓ પારિયાત્ર ૨,૩,૪,૫,૬,૭.
૮ માર્ક પૃ૦ ૨૯૫

नीकळती वेत्रवती ते बेटवा नदी अने वत्र(-मत-याम-)घ्नी ते वात्रक एम निर्वाह करवो योग्य छे.

पार्जिटर पश्चिम हिंदमां बीजी एक वेत्रवती होवानुं पण कहे छे. पाछळथी वात्रक माटे वेत्रवती रूप पण प्रयोजायुं पद्मना उल्लेखथी स्पष्ट समजाय छे.[९]

जुओ व्रतघ्नी, वार्तघ्नी, वार्त्रघ्नी, वृत्रघ्नी, वेत्रवत्या, व्रतघ्नी

वेत्रवत्या

वेत्रवती नदी.[१] जुओ वेत्रवती.

व्रतघ्नी

वात्रक नदी.[१] जुओ वार्त्रघ्नी, वेत्रवती.

शिप्रा

[१] उज्जेन पासेनी सिप्रा नदी[१]

मेघदूत (१.३२) शिप्रा आपे छे. रघुवंश (६.३५) पण आजे पण नदी सिप्रा नामे ओळखाय छे ग्वालियर राज्यनी आ नदी चमलने मळे छे.

क्षिप्रा ते शिप्रानुं पाठान्तर लागे छे, केमके पारियात्रमाथी नीकळती नदीओनी यादी जोता ते बने नामो एकबीजाने बदले वपरायेला लागे छे[३] महाभारतमां[४] शीघ्रा नाम छे ते, क्षिप्रानुं समानार्थ होइ, सिप्रा नदी माटे होवानुं संभवे

---

९ जुओ उपर १, २, ३.

वेत्रवत्या

१ जुओ पारियात्र ३.

व्रतघ्नी

१ जुओ पारियात्र ३.

शिप्रा

१ जुओ पारियात्र २,४,७

२ रीर्झ पृ० ४०.

३ जुओ पारियात्र २,४,५,६,७

४ भळी १०३८.

[૨] શિપ્રા નામ ઉજ્જેન પાસે વહેતી નદી ઉપરાંત દક્ષિણની કોઈ નદીનું પણ છે એમ પાર્જિટર[૫] હરિવંશમાંના ઉલ્લેખ ઉપરથી કહે છે. પણ પ્રસ્તુત ઉલ્લેખ ક્ષિપ્રા[૬]નો છે અને ત્યાં એને જો કે દક્ષિણાપથવાહિની નદીઓમાંની એક કહી છે તેમ છતાં એ નદીઓની યાદી જોતાં તે પારિયાત્રમાંથી નીકળતી નદીઓમાંની જ એક સમજાય છે. ક્ષિપ્રા પછી તરત ચર્મણ્વતી (ચંબલ, જેને એ મળે છે તે)નું જ નામ છે. પણ વિન્ધ્યપાદમાંથી નીકળતી એક નદીનું નામ ક્ષિપ્રા છે. જુઓ ક્ષિપ્રા [૨].

## शूर्पाकार

શૂર્પારકનું પાઠાન્તર[૧] જુઓ शूर्पारक.

## शूर्पारक

[૧] નગર, થાણા જિલ્લામા મુંબઈથી ઉત્તરે ૩૭ અને વસાઈથી વાયવ્યે ૪ માઈલ ઉપર આવેલું સોપારા (નાલા સોપારા) પ્રાચીનકાળમાં તે મોટું તીર્થ હતું.[૨] જામદગ્ન્યે તેનું સેવન કર્યું હતું.[૩] શૂર્પારકક્ષેત્રના ચતુરંગણગિરિ ઉપર તે રહેતા હતા એમ મહાભારત કહે છે.[૪] ભાગવત તેને ગોકર્ણની ઉત્તરે મૂકે છે.[૫]

---

૫ માર્ક પૃ૦ ૨૯૯.

૬ હવિ ૧૦૬ —

दक्षिणापथवाहिन्य: सलिलै: स्नपयन्तु माम् ।
क्षिप्रा चर्मण्वती पुण्या मही शुभ्रवती तथा ॥ २६

૭ જુઓ ક્ષિપ્રા ૨.

शूर्पाकार

૧ જુઓ अपरान्त ૫ અને નોધ ૫.

शूर्पारक

૧ મસ ૨૮.૪૩.

૨ ભાદ ૭૬.૨૦; મત્ર ૧૧૮.૮,૧૪

૩ મવ ૮૩.૪૦; ૮૬ ૬

૪ મશા ૪૬.૬૭

૫ ભાદ ૭૬.૨૦

બૌદ્ધ ગ્રંથોમાં સુપ્પારક એક મહાન નૌકાપતિના નામ તરીકે મળે છે તે સોપારા બંદર–શૂર્પારક–નું સૂચન કરે છે.[૬] એકાદ પૂર્વજન્મમાં બુદ્ધ સુપ્પારકમા બોધિસત્ત્વરૂપે હતા એમ બૌદ્ધગ્રંથોમાં કહેવાયું છે[૭]

પેરિપ્લસ[૮] Suppara અને ટોલેમી[૯] Soupara આપે છે.

બર્જેસે પ્રાચીન શૂર્પારક તે હાલનું સોપારા એમ નક્કી કરી આપ્યું હતુ.[૧૦] મલ્લિનાથે[૧૧] શૂર્પારક તે અપરાન્તની રાજધાની હતું એવો વિશ્વકોષનો આધાર આપ્યો છે તેનો ડૉ. ભગવાનલાલ ઇન્દ્રજી[૧૨] ઉલ્લેખ કરે છે. ડૉ. ભગવાનલાલે સોપારામાં ખોદકામ કરાવી અશોકનો શિલાલેખ શોધી કાઢયો હતો.[૧૩]

સોલોમને ઓફિર જહાજો મોકલેલાં તે ઉપરથી શૂર્પારક તે પ્રાચીન Ophir એવો મત અપાયો છે. ઓફિર તે જો સમગ્ર હિંદ માટે ન વપરાયું હોય તો તે શૂર્પારક માટે તો છે જ અને શૂર્પારક–સોફિર–ઓફિર એ ક્રમને હિંદ માટે Sophir એવું કોપ્ટિક નામ છે તે પુષ્ટિ આપે છે એમ પણ કહેવાયું છે.[૧૪] પણ શૂર્પારક, અથવા તો લાસેન[૧૫] કહે છે તેમ આભીર પણ, પ્રાચીન ઓફિર નથી. અરબી કિનારાનું કોઈક સ્થળ ઓફિરથી સૂચિત થયું હોવાનું હવે મનાય છે.[૧૬]

[૨] શૂર્પારક–સોપારા–આસપાસનો પ્રદેશ તેની અપરાન્તમાં ગણના થતી.[૧૭]

---

૬ 'સુપ્પારક જાતક'માં : ફ્રિઈ પૃ૦ ૪૪૨.

૭ ઇમ્પિરિયલ ગૅઝેટિયર ૨૩ પૃ૦ ૮૭; પેરિ પૃ૦ ૧૯૭.

૮ પેરિ કંડિકા ૫૨, પૃ૦ ૪૩.

૯ ટો પૃ૦ ૩૯–૪૧.

૧૦ ઇએ ૧ પૃ૦ ૩૨૧; એન્ટીકવીટીઝ ઑફ કાઠિયાવાડ એન્ડ કચ્છ પૃ૦ ૧૩૧.

૧૧ જુઓ अपरान्त ૧૭.

૧૨ ઇએ ૭ પૃ૦ ૨૫૯.

૧૩ ગુમંત્રૈ ૧ અંક ૪ પૃ૦ ૧૦.

૧૪ ટો પૃ૦ ૪૧ : મૅક્ક્રીન્ડલનું ઇન્ડિયેન પૃ૦ ૩૦–૩૨.

૧૫ જુઓ आभीर ૧૮.

૧૬ ,, ,, ૧૯.

૧૭ જુઓ अपरान्त ૭,૮.

તેનાં સુર્પારક, શર્પાકાર પાઠાન્તર માટે જુઓ અપરાન્ત નોંધ ૫.
જુઓ શૂર્પાકાર.

શ્રીપતિ

દેશ. ક્ર૨૭ દેશનું નામ, શ્રીપતિ રાજા ઉપરથી.[1]

શ્રીમાલ

ભિન્નમાલ નગર, જૂના ગુર્જરપ્રદેશની રાજધાની. 'સ્કન્દપુરાણના તૃતીય પરિચ્છેદમા બ્રાહ્મવિભાગમાં શ્રીમાલમાહાત્મ્ય'[1] સ્કન્દપુરાણની પ્રચલિત વાચનાથી અલગ પુસ્તકાકારે મળે છે તેમાંની (અને બીજી) શ્રીમાળ અંગેની માહિતી નીચે આપી છે.

તેના ચાર યુગમાં ચાર નામ હતાં. સત્યયુગમાં તેનું નામ શ્રીમાલ, ત્રેતામાં રતનમાલ, દ્વાપરમા પુષ્પમાલ અને કલિયુગમાં ભિન્નમાલ હતું.[2] પણ શ્રીમાલમાહાત્મ્ય ત્રેતામાં પુષ્પમાલ નામ આપે છે. (લક્ષ્મી કહે છે કે મેં કશ્યપના કંઠમાં પુષ્પમાલા પહેરાવી તેથી ત્રેતામાં શ્રીમાલ પુષ્પમાલ કહેવાશે.)[3] રત્નમાલ નામ કલિયુગને લીધે તેનાં સઘળાં રત્નો લુપ્ત થઇ જશે,[4] વ૦ ભવિષ્યદુપાખ્યાનની વીગતોમાં સૂચિત થયું છે (અને પ્રબંધચિન્તામણિમાં નોંધાયું છે).[5]

---

શ્રીપતિ

૧ જુઓ कच्छ ૮.

શ્રીમાલ

૧ સને ૧૮૯૯ મા પ્રગટ થયેલ શ્રી. જટાશંકર લીલાધર તથા કેશવજી વિશ્વનાથ કૃત 'શ્રીમાળપુરાણ અથવા સ્કન્દપુરાણ માંહેનું શ્રીમાળ માહાત્મ્ય'મા स्कन्दपुराणे एकाशीतिसाहस्र्या संहिताया तृतीयपरिच्छेदे ब्राह्मविभागे श्रीमालमाहात्म्ये . . .—એમ પુષ્પિકા છે.

૨ ભોગે ૧ પૃ૦ ૪૬૧.

૩ શ્રીમા ૪૫ ૫૬

पुष्पमाला मया कठे कश्यपस्य निवेशिता ।
त्रेतादौ पुष्पमालेति नाम्ना श्रीमालमस्त्विति ॥
શ્રીમા ૪૬.૧

૪ શ્રીમા ૬૬ ૭, ૧૨,૧૫

૫ પ્રબંધચિન્તામણિ (સિંધી) પૃ૦ ૧૦૯.

શ્રીમાલ નામ પૂર્વે ભૃગુને ત્યાં લક્ષ્મી દીકરી થઈને અવતર્યાં હતા અને તેમનું વિષ્ણુ જોડે લગ્ન કરવામાં આવ્યું હતું શ્રીમાલના ત્ર્યંબક-સરમાં નહાવાથી નવવધૂને પોતે લક્ષ્મી છે એવી સ્વરૂપ-સ્મૃતિ થઈ[૬] તે પ્રસંગે દેવોએ આપી ભૂમિને માળાઓથી ઢાંકી દીધી ઉત્તમ વિમાનો અને લક્ષ્મીનાં પગના વડે તે ભૂમિ પવિત્ર થઇ અને શ્રીને ઉદ્દેશીને માળાઓથી ઢંકાઇ તેથી તેનું નામ શ્રીમાલ પડ્યું.[૭]

ભિન્નમાલ નામ શ્રીમાલમાહાત્મ્યને અંતે કહ્યું છે કે વિક્રમ સંવત્સરના બાગ્સેને ત્રણની સાલના વૈશાખ સુદિ આઠમને દિવસે દેવી ગુર્જરખંડમાં પાટણ નગરમાં જશે અને શ્રીના જવાથી શ્રીમાલનગર તેજ વિનાનું થશે જ્યાં શ્રી જશે ત્યાં લોક જશે અને લોક જશે એટલે શ્રીમાળ શૂન્ય થશે અને ત્યારપછી તેનું નામ ભિન્નમાલ પડશે[૮] તેનું નામ ભિલ્લમાલ પણ મળે છે બોમ્બે ગેઝેટિયર કહે છે કે, ગુર્જરો તેમની સત્તાની પરાકાષ્ઠિએ હતા ને આવું નામ પ્રચારમાં હતું એ આશ્ચર્ય-

---

૬ શ્રીમા ૬. થી ૮

૭ શ્રીમા ૬ —

परमात्ममय ब्रह्म रूप स्वरूप महेश्वरि ।
प्राप्तायां त्वयि देवी [ ? ] वै माल्याभिर्भूरियं वृता ॥ ३५
तद्विमानैश्च परमैस्त्वत्पदाङ्कैः पवित्रिता ।
श्रियमुद्दिश्य माल्याभिरावृता भूरियं सुरैः ॥ ३६
ततः श्रीमालनाम्ना तु लोके ख्यातमिदं पुरम् । ३७

૮ શ્રીમા ૭૫ —

अग्निखाक्षिभूमितऽब्दे वत्सरे विक्रमे तथा ।
वैशाखे शुक्लपक्षे च ह्यष्टम्यां च शुभे दिने ।
गमिष्यति च सा देवी पट्टणं गुर्जरे ॥ २६
श्रिया गतायां श्रीमाल कान्तिहीनं भविष्यति ।
यत्र गमिष्यति श्रीस्तु लोकस्तत्र गमिष्यति ॥ २७
लोके गते तच्छ्रीमालं शून्यं तद भविष्यति ।
भिन्नमाल इति नाम भविष्यति ततो नृप ॥ २८

શ્રીમા ૭૨ —

आगत्य गुर्जरं खण्ड पत्तनं निवसिष्यति । ३४
भिन्नमालेति तन्नाम भविष्यति कलौ युगे । ३५

કારક છે, અને પછી ગુર્જરો બીજાઓની જેમ સારા બાણાવળી હોઈ એવું નામ મળ્યું હશે એમ અનુમાન કરે છે[૯] પણ આ વિષયમાં શ્રી. રસિકલાલ છો. પરીખે[૧૦] તારવેલો નિશ્ચય શ્રદ્ધેય છે. એમણે નગરનાં ચારે નામમાંના ' માલ ' શબ્દ પ્રત્યે ધ્યાન ખેંચ્યું છે. માલના ત્રણ અર્થ થાય' ૧ બે ગામ વચ્ચેનું જંગલ, ૨ ડુંગરાળ ઊંચી જમીન (માળ) અને ૩ કિરાત, આર્યેતર, દેશ્ય જાતિ.[૧૧] આ દાખવવામાં 'માલ'-ના ત્રણે અર્થ ઘટે છે એમ નોંધી તેઓશ્રી યોગ્ય રીતે જ કહે છે કે " કલિયુગનું નામ-ભિલ્લમાલ તે જ પ્રથમ ઐતિહાસિક નામ લાગે છે, જ્યારે બાકીના પ્રશસાત્મક નામો છે. એ તો પ્રસિદ્ધ વાત છે કે ઘણા પ્રદેશો ત્યા વસતી જાતિઓના નામ ઉપરથી ઓળખાય છે. પૂર્વે આ ભૂમિવિશેષમા ભિલ્લો અને માલો તરીકે ઓળખાતી અસભ્ય જાતિઓનો વસવાટ હોય, અને તેથી ભિલ્લમાલ તરીકે તે પ્રસિદ્ધ હોય. જેમ જેમ નગરની સમૃદ્ધિ વધી, તેમ તેમ ત્યાના ગરવા નાગરિકોએ તેનુ નામ શ્રીમાલ પાડ્યું હશે, જો કે...સાતમા શતકના આરંભમાં પ્રખ્યાત જ્યોતિર્વિદ્ બ્રહ્મગુપ્ત પોતાને भिल्लमालकाचार्य કહે છે. પુરાણ અને દંત-કથા મુજબની રાક્ષસો તરફની વારવારની આફતો તે બીજું કાંઇ નહિ, પણ આ નિ:સ્વ કરવામા આવેલા ભિલ્લો અને માલોના બળવાઓ જ હોય. શ્રીમાલપુરાણે વર્ણવેલા તીર્થોમા એકનુ નામ ' કિરાતસર '–અર્થાત્

---

૯ ઓઝે ૧ પૃ૦ ૪૬૬ પાદટીપ ૬.
આના અનુસંધાનમાં ઓઝે ઉમેરે છે' ચાવડાઓનું મૂળ ચાપ તેનુ ' ચાપોત્કટ '–તીક્ષ્ણ બાણાવળીઓ એવુ સંસ્કૃતીકરણ થયુ છે અને ચાપો અથવા ચૌર જેના ઉપરથી ચાપાનેર અથવા ચાંપાનેર નામ થયુ તે પણ કદાચ ભીલ હતો એવી પણ દતકથા છે. આમા ચાપા-નેરને ચાપા–અને નહિ કે ચાપા-સાથે સબધ છે એ વાતનુ વિસ્મરણ થયુ છે. ચાપો સ૦ चम्पक ઉપરથી અને ચાપાનેરનુ સસ્કૃતીકરણ चम्पकनगर છે જુઓ चम्पकनगर

૧૦ કા ૨ પ્રવેશક પૃ૦ ૯૮

૧૧ અભિધાનચિન્તામણિ ૪.૨૯ माल ग्रामान्तराटवी । ૪.૫૯૮
माला भिल्ला किराताश्च सर्वेऽपि म्लेच्छजातय ।
મલ્લિનાથ, મેઘ૦ ૧૧૬ ઉપરની ટીકામા माल शैलप्रायमुन्नतस्थलम्।

કિરાત અથવા ભિલ્લને મન પવિત્ર એવું સરોવર-છે."[૧૨] યુવાનશ્વાંગ Pi-lo-mo-lo[૧૩] આપે છે તેમાંથી પણ ભિન્નમાલ કરતાં બલકે ભિલ્લમાલ નામ મળે છે. અલ્બરૂની પણ ભિલ્લમાલ આપે છે.[૧૪]

શ્રીને નિજ સ્વરૂપની સ્મૃતિ થઈ ત્યારે દેવતાઓએ તેમને વરદાન આપ્યું.[૧૫] લક્ષ્મીએ કહ્યું કે જે પ્રમાણે તમારાં વિમાનો વડે આ પૃથ્વી શોભિત છે તે પ્રમાણે મહેલો વડે વિંટાયેલી આ પૃથ્વીને કરવા હું હવે ઇચ્છું છું.[૧૬] ઉપરાંત તેમણે પોતાનો એક અંશ આ સ્થળે રહે એવી ઇચ્છા દર્શાવી.[૧૭] વિષ્ણુએ દેશના વિવિધ ભાગોમાંથી બ્રાહ્મણોને બોલાવી લાવવા ગણોને આજ્ઞા કરી[૧૮] અને દરમ્યાનમાં એક સુંદર નગર બાંધવા વિશ્વકર્માને હુકમ કર્યો.[૧૯] વિશ્વકર્માએ અદ્ભુતરમ્ય નગરની રચના કરી.[૨૦] શ્રીએ પ્રસન્ન થઈને વરદાન દીધું કે શાળા-ઇમારત-નું ત્રણે લોકમાં ઉત્તમ શાસ્ત્ર કરેલું છે તેનું ઉત્તમ બ્રાહ્મણો ધર્મશાસ્ત્રની પેઠે અધ્યયન કરશે અને સૌ શિલ્પીઓમાં તુ આદિ ગણાઈશ.[૨૧] પુરાણના આ શબ્દો ઉપરથી શ્રી. રસિકલાલ પરીખ ઉચિત રીતે ધ્યાન ખેંચે છે કે ગુજરાતના સ્થાપત્યવારસાનું અને તેને સર્જનાર સ્થપતિઓનું સ્મરણ કરીએ છીએ ત્યારે આ વરદાન ફળ્યું ભાસે છે.[૨૨]

શહેર પાચ યોજનના[૨૩] વિસ્તારમાં હતું અને ચતુરસ્ર-ચોરસ આકા-

---

૧૨ કા ર પ્રવેશક પૃ૦ ૬૮. કૈરાતસર: જુઓ શ્રીમાલ-ક્ષેત્ર ૧૪. ઉપરાંત જુઓ શ્રીમાલ-ક્ષેત્ર ૩૭.

૧૩ વૉ ૨ પૃ૦ ૨૪૯.

૧૪ અઇ ૧ પૃ૦ ૧૫૩, ૨૬૭ (બ્રહ્મગુપ્ત ભિલ્લમાલના હતા તેવા ઉલ્લેખમાં).

૧૫ શ્રીમા ૮.૩૬

૧૬ ,, ૮.૩૮

૧૭ ,, ૮.૪૨-૬; ૪૫.૬૭

૧૮ ,, ૮.૪૬

૧૯ ,, ૬.૧-૨૨

૨૧ ,, ૬.૩૧

૨૨ કા ર પ્રવેશક પૃ૦ ૬૧.

૨૩ શ્રીમા ૮,૧૪; ૧૦.૫૮; ૭૨.૨૪

રનું હતુ[૨૪] યુવાનશુવાગ નગરનો વેગવો ૩૦ લી ( આશરે ૬ માઈલ ) આપે છે[૨૫] પાછળના સમયમા–ઠેક ઇ સ ૧૬૧૧ મા–નિકોલસ ઉફ-લેટ નામનો એક અગ્રેજ વેપારી શહેર ફરતા ૩૬ માઇલના અનેક સુદર ટાગ વાળા કિલ્લાની વાત કરે છે, જો કે આજે તેનું નામાનશાન નથી[૨૬] પુરાણુમા શ્રીમાલની સખ્યાઓ આપી છે શ્રીમાલમા ૭ લાખ હવેલીઓ, ૨ લાખ હાટ ૧॥ કરોડ તીર્થ, ૮૪ દરવાજા ૧૮ કોટ અને ૧૦૦૦ સભાગૃહો છે[૨૭] આ પ્રમાણુનું શ્રીમાલનગર મરુદેશમા ઉત્તમ છે[૨૮] શ્રીમાલનગરમા ૧૮૦૦ ગણુપતિ, ૪૦૦૦ ક્ષેત્રપાલ, ૮૪ ચડિકા દેવી ૧૦૦૦ સરોવર, ૧૧૦૦૦ શિવલિંગ, ૯૮૯ મુખ્ય દેવાલય, ૧૮૦૦૦ દુર્ગાના મંદિર ૪૦૦૦ બ્રહ્મશાલાઓ, ૮૦૦૦ પણ્યવિક્રયશાળાઓ (ચૌગ) છે[૨૯] તેમા ૪૫૦૦૦ બ્રાહ્મણો–૮૪ અટકના–છે,[૩૦] ૩૦ ગોત્રના વણિકો છે, જેમની સખ્યા ૯૮૦૦ છે,[૩૧] ઉપરાત ૨૦૦૦ કસારા ૯૦૦૦ નગરવેશ્યાઓ, ૭૬૦૦૦ ક્ષત્રિયકુટુમ્બ, ૫૦૦૦ રગારા, ૫૦૦૦ સોમપા, ૫૦૦૦ કુભાર ૩૦૦૦ નટ, ૧૦૦૦ હજામ ૧૦૦૦ ધોબી, ૪૦૦૦ માળી, ૫૦૦૦ વૈશ્ય અને ૨૫૦૦ શૂદ્ર રહે છે[૩૨]

જે વૈશ્યો નગરના પૂર્વ ભાગમા રહ્યા તે પ્રાગ્વાટ, દક્ષિણુમા રહ્યા તે ધનોત્કટ અને પશ્ચિમ તેમજ ઉત્તરમા રહ્યા તે શ્રીમાલી[૩૩]

લોકસાહિત્યમા શ્રીમાલ અગે નીચેની તારીખો જળવાઈ રહી છે.

---

૨૪ શ્રીમા ૧૦ ૫૮, ૭૨ ૭૪

૨૫ વો ૨ પૃ૦ ૨૪૯

૨૬ ઑર્ગે ૧ પૃ૦ ૪૪૯

૨૭ શ્રીમા ૭૨ ૨૩ ૫

૨૮ ,, ૭૨ ૨૬

एतत्प्रमाणं श्रीमाल्मुत्तमं च मरुस्थले॥

૨૯ ,, ૭૨ ૨ ૫

૩૦ ૭૨ ૬ ૭

૩૧ ,, ૭૨ ૧૮ ૪

૩૨ ,, ૭૨ ૧૮ ૨૨

૩૩ ,, ૧૩ ૨૫

प्राग्वाटा दिग्नि पूर्वस्यां दक्षिणस्यां धनोत्कटा ।
श्रीमाल्नि प्रतीच्यां वै उत्तरस्यां तथाविशन् ॥

જગત્સ્વામીનું સૂર્યમંદિર બંધાયું–સં. ૨૨૨ ( ઇ. સ. ૧૬૬ ). નગરનો નાશ–સં. ૨૬૫ ( ઇ. સ. ૨૦૯ ). એક રાક્ષસના હાથે નગર લૂંટાયું–સં. ૪૯૪ ( ઇ. સ. ૪૩૮ ). નગર ફરી બંધાયું–સં. ૭૦૦ ( ઇ. સ. ૬૪૩ ). ત્રીજીવાર લૂંટફાટ–સં. ૯૦૦ ( ઇ. સ. ૮૪૪ ) સં. ૯૫૫ ( ઇ. સ. ૮૯૬ )માં ફરી શ્રીમાલનો સંસ્કાર થયો અને ચૌદમા સૈકાના આરંભ સુધી તેની સમૃદ્ધિનો કાળ ટક્યો.[૩૪]

શ્રીમાલ ગુર્જરોની રાજધાની હતી[૩૫] એ યુવાનશુઆંગ ઉપરથી જાણવા મળે છે અને ગુજરાતને ગુજરાત બનાવનાર અણહિલવાડ પાટણના ઘડતરમાં તેનો પ્રત્યક્ષ અને પરોક્ષ ફાળો છે. ઇ. સ. ના ૧૧મા શતક લગભગ કોઈ એક–ભીમસેન નામના–રાજાના સમયમાં ભિન્નમાલમાંથી ૧૮૦૦૦ ગુર્જરો ચાલ્યા ગયાનું કહેવાય છે.[૩૬] શ્રીમાલમાહાત્મ્ય ઉપર જોયું તેમ એ પ્રસંગને ઇ. સ. ૧૧૪૭ની સાલનો ગણાવે છે, અને શ્રીમાલ તજીને શ્રી અને શ્રીમાલવાસીઓ ગુર્જરખંડમાં ગયાં એમ કહ્યું છે.[૩૭] ભિન્નમાલને છોડી જવાના આ પ્રસંગનું એક અગત્યનું પરિણામ એ આવ્યું કે ભિન્નમાલનો દિવસ આથમ્યો અને અણહિલવાડનો દિવસ ઊગ્યો.[૩૮] શ્રીમાલ તે શ્રીમાળી બ્રાહ્મણવાણિયાનું મૂળ સ્થાન છે.

શ્રીમાલમા પ્રસિદ્ધ મહાકવિ માઘનો વાસ હતો. શિશુપાલવધ મહાકાવ્યમાં માઘ પ્રત્યેક સર્ગને અંતે 'શ્રી' શબ્દ પણ ગૂથે છે. (–જેથી તે 'શ્ર્યંક'–શ્રીના ચિહ્નવાળા કહેવાય છે.) બ્રહ્મસ્ફુટસિદ્ધાન્તકાર જ્યોતિર્વિદ બ્રહ્મગુપ્ત પોતાને 'ભિલ્લમાલ'ના ગણાવે છે. શ્રીમાલ જૈનવિદ્યાનું ધામ હતું સિદ્ધર્ષિએ ઉપમિતિભવપ્રપંચકથા ભિન્નમાલમાં પૂરી કરી હતી. પાછળથી પાટણના ઇતિહાસમાં મહત્ત્વનો ભાગ ભજવનાર પ્રાગ્વાટોની મોટી સંખ્યાને જૈનધર્મમા લાવનાર આચાર્ય હરિભદ્રસૂરિની વિદ્યોપાસનાનું શ્રીમાલ પણ એક કેન્દ્ર હતુ. ઉદ્યોતનસૂરિની કુવલયમાલા

૩૪ બોગે ૧ પૃ૦ ૪૬૩.
૩૫ વો ૨ પૃ૦ ૨૪૯, બોગે ૧ પૃ૦ ૪૬૫.
૩૬ કા ૨ પ્રવેશક પૃ૦ ૧૦૨.
૩૭ જુઓ ઉપર ૮.
૩૮ બોગે ૧ પૃ૦ ૪૬૯.

કયા પણ 'શ્રીભિન્નમાલનગર'મા પૂરી થઈ હતી—આ બધા વિદ્યાવૈભવ તરફ ધ્યાન ખેચી શ્રી રસિકલાલ પરીખ[૩૯] સૂચવે છે કે આવુ શ્રીમાળ અણહિલવાડ પાટણને પ્રેરક આદર્શરૂપ થઈ પડયુ હોય એ સ્વાભાવિક છે અને શ્રીમાળમા આચાર્ય હરિભદ્રસૂરિએ જે ભાગ ભજવેલ તે જોઇ હેમચદ્રની મહત્વાકાક્ષા પ્રજ્વલિત થઇ હોય

યુઆનશુઆગે Pi-lo-mo-lo નામ આપ્યુ છે તે ઉપરથી તે રાજ્ય પુતાનાનુ ભાનમેર છે એમ ફ્રેન્ચ અનુવાદકોની માન્યતા હતી પણ ડો બ્યૂલરે, જર્નલ વોટ્સનો અનુસરી, યોગ્ય રીતે તે આજનું ભિનમાલ છે એમ મત આપ્યો છે[૪૦] આજનું ભિનમાલ આબુથી પશ્ચિમે પચાસેક માઇલ ઉપર ૧૫૦૦ જેટલા ઘર(જેમા ૧૨૦ ભોનોના છે)[૪૧]નું મામુલી ગામ છે તેની દક્ષિણ, પશ્ચિમ અને ઉત્તરની સપાટ જમીન સીધી પશ્ચિમ તરફના રણમા ઢળી જાય છે પૂર્વ તરફ, ડુગરો અને ભિનમાલની વચ્ચે ના મેદાનમા છૂટા છવાયા ગામડા છે અને ચરાઉ જમીનમા જાળા-ઝાખરા થુવેર અને ઊંટને પ્રિય એવા પિલૂડીના ઝાડ છે[૪૨]

જુઓ શ્રીમાલ-ક્ષેત્ર

શ્રીમાલ-ક્ષત્ર

શ્રીમાળ-ભિન્નમાલ-ની ફરતું ક્ષેત્ર સૌગધિક પર્વતથી ઉત્તરે અને અર્બુદારણ્યની વાયવ્યે,[૧] પાચ કોશ પ્રમાણનું[૨] (દસ ગાઉનું)[૩] છે ત્યા ગૌતમઋષિને તપ કરવાનુ શિવે કહ્યુ[૪] પ્રસન્ન થયેલા શકર પાસે ગૌતમ

---

૩૯ કા ૨ પ્રવેશક પૃ૦ ૧૬૭

૪૦ બોગે ૧ પૃ૦ ૪૪૮

૪૧ „ પૃ૦ ૪૫૧

૪૨ „ ભિનમાલના શા હાલ છે તે વિશે અને તેના ગત ગૌરવની ગાથા માટે શ્રી જેક્સનનો બોગે ૧ પાછળ પરિશિષ્ટ ૩ રૂપે આપેલો ( પૃ૦ ૪૪૯-૮૮ ) અહેવાલ વાચો ઉપરાત જુઓ કા ૨ પ્રવેશક ( ખડ ૧૧ ) પૃ૦ ૮૩-૧૦૨

શ્રીમાલ ક્ષત્ર

૧ શ્રીમા ૨૨૨ ૩ શ્રીમા ૨૨૫

૨ „ ૧૩૮ ૪ „ ૨૨૩

ઋષિએ પેતાના નામથી એ સ્થલ પ્રખ્યાત થાય તેમ માગ્યું[5] ગૌતમાશ્રમ નામે તે તીર્થોત્તમ પાછળથી શ્રીમાલક્ષેત્ર તરીકે[6]–ગૌતમઋષિના તપથી નિર્મળ થવાથી અને શ્રીના વરદાનને લીધે[7]–ઓળખાયું

તીર્થો ત્રૈયબકસર[8] વરુણકાનન[9] યોગેશ્વરી[10] કૃષ્ણસરોવર–કાક વારાહ[11] બ્રહ્મસર[12] વરુણાવી[13] કૈંગતસર[14] વટયક્ષિણી[15] યક્ષ સ્થલ[16] યક્ષકૂપ[17] તેની દક્ષિણે કશ્યપેશ્વર[18] મહાસ્થલીપર ચામુડા[19] દાન્તા દેવી–વાચ્સ્પતિસર[20] ભૂર્ભુવ સ્વેશ્વર[21] બધુદેવી ( ભુવનેશ્વરી )[22] નાગિની[23] મુકુન્તિની[24] જયેશ્વર[25] ક્ષેમકરી[26] દુર્ધરસ્થલ[27] સર કૂપ[28] ખગાનના[29] સિદ્ધિવિનાયક[30] ચડમુડાર્યા[31] આર્યાકૂપ[32] ચડીશ[33] તેની ઉત્તરે પ્રયુતેશ્વર[34] કારનપેશ્વર[35] દ્વાદશાદિત્ય[36] આદિત્યાશ્રમ–જગત્સ્વામી શ્રીમાળનગરમા મહારોગચાળો ફાટી નીકળેલો ત્યારે બ્રાહ્મણો પર દયા આવવાથી સૂર્ય ભગવાન ભીલનુ રૂપ ધારણ કરી ત્યા પ્રત્યક્ષ થયા અને તેમણે હાથમાના લીલાકમલથી મડદાંઓને સ્પર્શ કરી સજીવન કર્યા શ્રીમાલનગરનિવાસીઓ સૂર્યની પૂજા કરવા લાગ્યા સૂર્યે કહ્યુ કે યાત્રાના ઉત્સવમાં તમામ શ્રીમાલનગરવાસીઓએ મે કિરાત

---

5 શ્રીમા ૩ ૨૬ ૪
6 ,, ૧ ૩૭-૬
7 ,, ૧ ૪૪
8 ,, ૪ ૪,૧૪
9 ,, ૩ ૨૧
10 ,, ૧૫
11 ,, ૧૬
12 ,, ૧૭
13 ,, ૧૮
14 ,, ૧૯
15 ,, ૨૦
16 ,, ૨૧
17 ,, ૨૨
18 ,, ૨૩
19 ,, ૨૪
20 ,, ૨૫ ૪૮
21 શ્રીમા ૨૬
22 ,, ૨૭
23 ,, ૨૮
24 ,, ૨૯
25 ,, ૩૦
26 ,, ૩૧
27 ,, ૩૨
28 ,, ૩૩ ૧
29 ,, ૩૩ ૨
30 ,, ૩૪
31 ,, ૩૫
32 ,, ૩૬ ?
33 ,, ૩૯
34 ,, ૪૦
35 ,, ૪૧
36 ,, ૪૨

નો વેષ ધારણ કર્યો હતો તેવો વેષ ધારણ કરવો. પછી બનાવટી મડદું કરી રોતા રોતા અને વાળ છૂટા મૂકીને મારી પાસે લોટવું, જેથી મહામારીથી ભય નહિ થાય રથના ઉત્સવની મૂર્તિનું નામ આત્માધાર આત્માને ટેકો આપનાર-કર્યું. શ્રીમાલવાસીઓએ આત્માધાર સૂર્યનારાયણની કિરાતરૂપની અદ્‌ભુત મૂર્તિનું સ્થાપન કરી પૂજન કર્યું. ત્યારથી આરંભી શ્રીમાલમાં બ્રાહ્મણો રથોત્સવ વખતે ભિલ્લદેવ સજે છે અને બનાવટી મડદું કરી રોતા રોતા કેશ છૂટા મૂકી સૂર્યની આગળ લોટે છે અને રોગમુક્ત રહે છે ૩૭

[ નોંધ ૧: શ્રીમાલ-ભિન્નમાલનુ અસલ નામ ભિલ્લમાલ સંભવે છે અને તેને ભિલ્લો-માલો-ફિરાતો સાથે સંબંધ છે તે આ પ્રચલિત રૂઢિ અને તે ઉપરથી ઉપજાવેલી પુરાણકથા ઉપરથી સમન્વય છે. જુઓ શ્રીમાલ ૧૨. ]

અહિલ્યાહ્રદ.[૩૮] વારાહ.[૩૯] વલ્મીકેશ્વર.[૪૦] કૌશિકાદિત્ય.[૪૧] આત્મછંદા.[૪૨] ઇન્દ્રવાટ.[૪૩] અરિષ્ટા.[૪૪] સર્વમંગલા.[૪૫] ભૂર્ભુવતીર્થ.[૪૬] નંદિની.[૪૭] આર્યાચણ્ડી.[૪૮] બાલગૌરી.[૪૯] ગોવત્સલ.[૫૦] સિદ્ધચામુંડા.[૫૧] દુર્ગા, ઇશેસર.[૫૨] પરાશરેશ.[૫૩] કમલતીર્થ, કમલા.[૫૪] વરુણતીર્થ.[૫૫]

---

૩૭ શ્રીમા ૪૩.;

,, ૪૪.—

—अभयन् मरवाग्रान्त श्रीमालमतिदारुणम् ॥ १०

—कैरात रूपमास्थाय प्रत्यक्षोभूज्जगत्प्रभु ॥ १६

—तदाप्रभृति भूपाल द्विजा श्रीमालवासिन: ।

श्रीमाले भिल्लवेषेण प्रवर्तते रथोत्सवे ॥ ४८

कृतकं मृतक कृत्वा रुदतो मुक्तमूर्धजा ।

लुठति पुरतो भानोस्तन ते स्युर्निरामया. ॥ ४९

જુઓ શ્રીમાલ ૧૨

| | | |
|---|---|---|
| ૩૮ શ્રીમા ૪૫.૭૦;૪૬. | | ૪૭ શ્રીમા ૫૫. |
| ૩૯ ,, ૪૭ | | ૪૮ ,, ૫૬. |
| ૪૦ ,, ૪૮. | | ૪૯ ,, ૫૭. |
| ૪૧ ,, ૪૯ | | ૫૦ ,, ૫૮. |
| ૪૨ ,, ૫૦. | | ૫૧ ,, ૫૯. |
| ૪૩ ,, ૫૧. | | ૫૨ ,, ૬૦. |
| ૪૪ ,, ૫૨. | | ૫૩ ,, ૬૧. |
| ૪૫ ,, ૫૩. | | ૫૪ ,, ૬૨. |
| ૪૬ ,, ૫૪. | | ૫૫ ,, ૬૪. |

सरस्वती

[૧] सरस्+वती=પાણીવાળી, એટલે કે હરાઈ નદી તે સરસ્વતી કહી શકાય આવો એનો સામાન્ય અર્થ થાય

[૨] ઋગ્વેદમા સરસ્વતી નદીના ઉલ્લેખ છે તેને સૌથી મોટી નદીતમા કહી છે[૧] તે વચ્ચે લુપ્ત થઈ જતી નહિ પણ સમુદ્ર સુધી વહેતી વર્ણ-વાઇ છે[૨] તે સિધુ નદીથી ભિન્ન બીજી એક મોટી નદી છે[૩]
વૈદિક કાળમા સરસ્વતી મોટી નદી હતી અને સમુદ્રને મળતી એમ મેકસ-મૂલરનો મત છે[૪]

[૩] પૌરાણિક ભુવનકોશવર્ણનોની હિમાલયમાથી નીકળતી સરસ્વતી તે સિમલાની ટેકરીઓની પેલી બાજુ હિમાલયમાથી નીકળી સિમલા–સિરમુરમા પસાર થઈ, પતિયાળા પાસે થઈ, રજપુતાનાના રણમા સિરસાથી થોડેક છેટે લુપ્ત થાય છે[૫] ચનોગ્રામ પાસે થોડીકવાર લુપ્ત થઈ ભવાનીપુર આગળ તે પુન પ્રકટ થાય છે બાલછપ્પર પાસે ફરી અદશ્ય થઈ બડાખેડા આગળ દેખા દે છે પેહોઆ પાસે ઉરણાઇ આગળ તેને માર્કણ્ડ નદી મળે છે અને બનેનું ભેગુ વહેણ સરસ્વતી નામે ઓળખાય છે અને ઘગ્ગર (ઘર્ઘર-ગધ્ધર)ને મળે છે,[૬] જે પછીથી રણમા વિલુપ્ત થાય છે[૭] વનપર્વ કહે છે કે વિનશન આગળ મરુપૃષ્ઠમાં અન્તર્હિત થઈને સરસ્વતી આગળ વધે છે અને ચમસોદ્ભેદ, શિવોદ્ભેદ અને નાગોદ્ભેદ આગળ દેખાવામા આવે છે[૮]

---

सरस्वती

૧ ઋ ૨ ૪૧ ૧૬
૨ „ ૭ ૯૫ ૨ एका चेत् सरस्वती गिरिभ्यआसमुद्रात् ।
૩ „ ૧ ૧૧૨ ૬, ૧૨૬ ૧, ૪ ૫૪ ૬ ૫ ૫૨ ૬, ૧૦ ૭૫ ૫
૪ ઋગ્વેદસહિતા પૃ૦ ૪૬, ટીકા
૫ રીપ પૃ૦ ૧૬.
૬ જ્યોડિ સરસ્વતી
૭ ખઇ પૃ૦ ૧૮૬, પાદટીપ ૩૦
૮ મત્ર ૮૨ ૧૧૮
ततो विनशन गच्छेन्नियतो नियताशन ।
गच्छत्यन्तर्हिता यत्र मरुपृष्ठ सरस्वती ।
चमसे च शिवोद्भेदे नागोद्भेदे च दृश्यते ॥

[૪] આબુ પાસે આરાસુર-અંબાજીના ડુંગરોમાંથી કોટેશ્વર પાસેથી નીકળી અણહિલવાડ પાટણ પાસે થઈ કચ્છના રણમાં મળતી સરસ્વતી.[૯]

[૫] ગીરના જંગલમાથી નીકળી પ્રભાસ આગળ સમુદ્રને મળતી સરસ્વતી.[૧૦]

ઉપર જોયુ તેમ મેકસમૂલર વૈદિક સરસ્વતી[૨]ને સમુદ્રગામિની માને છે પણ મેકડોનેલ[૧૧] આદિ પાશ્ચાત્ય વિદ્વાનો પતિયાલામાં લુપ્ત થતી સરસ્વતી તે જ વૈદિક એવો મત ધરાવે છે, અર્થાત્ [૨] અને [૩]ની એકતા સ્થાપે છે. સરસ્વતી પ્લક્ષપ્રસ્રવણમાંથી નીકળી એવું નદીના મૂળ અંગે તો વૈદિક અને પૌરાણિક સાહિત્યનું મતૈક્ય છે.[૧૨] પણ સરસ્વતીનું પછીનું વહેણ વૈદિક પરંપરા પ્રમાણે સમુદ્ર સુધીનુ અને પૌરાણિક પરંપરા પ્રમાણે રણ સુધીનુ છે એટલો ફેર છે. વૈદિક અને આ પૌરાણિક ઉત્તરાપથની સરસ્વતી[૩]ને એક માનનારાઓ આરાસુર અને ગીરમાંથી નીકળેલી નાની નદીઓને વેદપુરાણની મહાન અને પવિત્ર સરસ્વતીના અનુકરણથી સરસ્વતી નામ મળ્યું હોવાનુ કહે છે. પણ પુરાણોનુ વલણ [૩], [૪] અને [૫]નું સળંગ એક વહેણ ગણવાનું-સરસ્વતી હિમાલયમાથી નીકળી પ્રભાસ આગળ સમુદ્રને મળી એવું વર્ણન આપી ત્રણે સરસ્વતીની એકતા સ્થાપવાનું છે. પુરાણોએ સરસ્વતી વચ્ચે વારંવાર લુપ્ત થવાના કારણ રૂપે, તે વડવાનલને પશ્ચિમ સમુદ્રમા પધરાવવા લઈ જતી હતી તેને લીધે એમ થયુ એવી કથા આગળ ધરી છે[૧૪] બીજું કારણ પણ સૂચવ્યું છે વિષ્ણુએ બધી નદીઓને પૂછ્યુ પણ એક સરસ્વતી જ વડવાનલને લઈ જવા તૈયાર થઈ. પણ તેને સંકોચ થતો હતો કે આ કલિયુગના

---

૯ ખઇ પૃ૦ ૧૭૫; રીઇ પૃ૦ ૩૮ ઉપર ડૉ. લૉ સરસ્વતી લૂણીને મળે છે એમ શા આધારે કહે છે એ સમજાતું નથી.

શ્રી દે આરાસુરમાથી નીકળતી સરસ્વતી (૪) અને ગીરમાથી નીકળતી સરસ્વતી (૫) વચ્ચે ગોટાળો કરે છે જુઓ જ્યૉડિ સરસ્વતી ૨. ઉપર સરસ્વતીના ચાર વહેણો નોંધ્યા છે તે ઉપરાંત શ્રી દે બીજા ચાર આપે છે જુઓ જ્યૉડિ સરસ્વતી ૩,૪,૫,૬

૧૦ ખઇ પૃ૦ ૧૭૫

૧૧ ખઇ પૃ૦ ૧૭૪, પાદટીપ ૪.

૧૨ પસ્ત ૧૪. ઋ ૧૦ · ૭૫ ૫. મઆ ૧૭૨ મત ૮૭ ૫, સ્કપ્રપ્ર

૧૩ ખઈ પૃ૦ ૧૭૪.

૧૪ સ્કપ્રપ્ર ૩૨.

સમયમાં પૃથિવીતલ ઉપર પાપી લોકનો તેને સ્પર્શ થશે. ત્યારે બ્રહ્માએ તેને કહ્યું કે 'જો પાપી માણસોવાળું ધરણીતલ તને ન જોઈતું હોય તો પાતાલતલમાં રહીને વડવાનલને મહોદધિમાં લઈ જા. અત્યંત શ્રમિત થયેલી તું જ્યારે અગ્નિથી બહુ દાઝી ઊઠે ત્યારે ધરાતલ ફોડીને હે પુત્રી, પ્રત્યક્ષ થજે અને પ્રાચી (પૂર્વ તરફ વહેનારી) થજે, જેથી તને તેત્રીસ કોટિ તીર્થો મારા શાસન અનુસાર આવી મળશે અને સહાયરૂપ થશે.[૧૫]

આ પાછળનું કારણ તો એક સુંદર તર્ક માત્ર છે, વસ્તુસ્થિતિને ઘટાવવાનો એક હૃદ્ય પ્રયત્ન છે. પણ પહેલું કારણ–વડવાનલ અંગેનું વિચારપાત્ર છે. પુરાણકથાઓ મનુષ્યજાતિના વિવિધ અનુભવોની સ્મૃતિના ભંડાર રૂપ હોય છે. આ ત્રણ સરસ્વતીઓની એકતા સ્થાપવા પુરાણકારોએ જે કથા આપી છે તેમાં 'વડવાનલ' સરસ્વતીના પ્રવાહમાં ભૂકંપાદિથી થયેલાં ભૂસ્તરવિષયક પરિવર્તનોનું સૂચન આપવા માટે બસ છે. 'મન્વન્તર જતાં અન્ય વાડવ પ્રગટશે–જ્વાલામુખી નામે તે વડવાનલ રુદ્રક્રોધમાંથી ઉદ્ભવશે'–[૧૬] એમ એ વડવાનલ તે જ્વાલામુખી એમ પુરાણમાં સ્પષ્ટ ઉદ્ગાર પણ મળે છે. આમ સરસ્વતીના પ્રવાહ સાથે ભૂકંપાદિને સંબંધ છે એટલું પૌરાણિક વર્ણનો ઉપરથી કહી શકાય; એટલે કે વૈદિક અને પ્રાગ્વૈદિક સરસ્વતીના સ્રોતને જ્વાલામુખી કે ભૂકંપ જેવી ભૂસ્તરવિષયક પ્રક્રિયાઓને પરિણામે નદીતમા–મોટી નદી–સરસ્વતીનું નામનિશાન રહ્યું ન હોય, માત્ર મૂળ તરફનો ટુકડો જેનું નાનકડું વહેણ વચ્ચે રણમાં જ શમી જાય એવડો ટકવા પામ્યો હોય, તે ઘટનાની સ્મૃતિ પુરાણકારોએ ઉપર નિર્દેશેલા વડવાનલવાળા કથાપ્રસંગથી સાચવી રાખી છે. અર્બુદારણ્યમાંથી નીકળી પાટણ પાસે થઈ વહેતી નદી પણ રણમાં લુપ્ત થાય છે એટલે એને પણ લોકકલ્પનાએ પ્રાચીન વૈદિક સરસ્વતીનું જ નામ આપ્યું હોય અને પ્રાચીન નદી પશ્ચિમ સમુદ્રને ક્યાંક તો મળતી જ

---

૧૫ સ્કપ્રપ્ર ૩૩.૨૪–૨૯

૧૬ ,, ૩૫.—
मन्वन्तरे व्यतीतेऽस्मिन्भविताऽन्यस्तु वाडवः ॥ १०४
ज्वालामुखेति नाम्ना वै रुद्रकोपाद्भविष्यति ॥ १०५

હરી-મહાભારત કહે છે કે પ્રભાસ આગળ[૧૭]-તો પ્રભાસ પાસેની ગીરમાથી વહી આવતી નદીનુ નામ પણ સરસ્વતી જ રહ્યુ આમ પુરાણકથાઓના નિર્માણની પ્રક્રિયા ઉપર નજર રાખીશુ તો દેખાશે કે પુરાણોએ લોકકલ્પનાના છૂટા તતુઓને ગૂથીને હિમાલયથી પ્રભાસ સુધી વહી આવતી નદીનુ પોતાની લાક્ષણિકતા પ્રમાણે એક બહુ રમી જાય એવુ આસ્વાદ્ય કાવ્ય રચી આપ્યુ છે તેમાથી એકદમ ભૌગોલિક અનુમાનો તારવવા બેસી ન જતા તેને પૌરાણિક યાત્રિક-કવિઓની મનોરમ કલ્પના તરીકે આસ્વાદવુ જોઈએ અલબત્ત, ઉપર, અને અન્યત્ર બીજા પ્રસગોએ પણ સૂચવ્યુ છે તેમ પ્રત્યેક પૌરાણિક કથા, ઘણુખરુ કોઈને કોઈ રીતે ઇતિહાસગર્ભ હોય છે અને આ સમગ્ર સરસ્વતીની કથા તે, નિ:સશય, પ્રાચીન પ્રાગ્વૈદિક સરસ્વતીને ભૂકપાદિથી સોસવુ પડ્યાની વાતનું સ્મરણ સાચવી રાખનારી છે પણ માત્ર એટલા આધાર ઉપરથી પશ્ચિમ હિદના ભૂસ્તરવિષયક ફેરફારોની હકીકતો સ્થાપવામા ભયકર જોખમ ગણાય એ કહેવાની ભાગ્યે જ જરૂર હોય વૈદિક અને પ્રાગ્વૈદિક સરસ્વતી એ ખરેખર આપણા

---

૧૭ મવ ૮૦ ७૯, પરવ ૨૪૧૦. ઉપરાત મશ ૩૬—

सगुद्र पश्चिम गत्वा सरस्वत्यब्धिसगमम् ।
आराधयतु देवेश तत कान्तिमवाप्स्यति ॥ ३३
सरस्वतीं तत सोम स जगामर्षिशासनात् ।
प्रभास प्रथम तीर्थं सरस्वत्या जगाम ह ॥ ३४

શલ્યપર્વમાની બલરામની તીર્થયાત્રા મોટે ભાગે સમુદ્રથી શરૂ કરી સરસ્વતીને સામે વહેણે શરૂ થાય છે

सरस्वत्या प्रतिस्रोत समुद्रादभिजग्मिवान । મશ ૩૫ ૨૨

પણ બલરામની તીર્થયાત્રામા સરસ્વતીનુ પ્રથમ તીર્થ તે પ્રભાસ (સરસ્વતી સાગરસગમ ઉપર મશ ૩૯ ૩૪૩) અને બીજુ તીર્થ તે ચમસોદ્ભેદ જ આપ્યુ છે (મશ ૩૯ ૪૮), એટલે કે હિમાલયમાથી આવતી સરસ્વતી લુપ્ત થયા પછી જ્યા નીકળે છે તે સ્થળનુ નામ આપ્યુ છે અરવલ્લીવાળી સરસ્વતીની તો વાત જ નથી

સરસ્વતીના પ્રશ્ન અગે નીચેના પુસ્તકોમા વિચારપ્રેરક સામગ્રી મળશે શ્રી રત્નમણિરાવ જોટે-કૃત 'ખભાતનો ઇતિહાસ પરિશિષ્ટ ૨ પૃ૦ ૧૭૫-૧૮૯ શ્રી ગબાલાલ પુરાણી-કૃત 'વૈદિક સરસ્વતી' અને શ્રી કનૈયાલાલ દવે-કૃત 'સરસ્વતી પુરાણ'

પ્રાચીન ઇતિહાસની એક 'ખોવાયેલી નદી' છે, પણ તેનો નિર્ણય કરવાનાં ઉપકરણો સ્વાભાવિક રીતે, વૈદિક-પૌરાણિક સાહિત્યના અભ્યાસીઓ કરતાં ભૂસ્તરશાસ્ત્રીઓ (Geologists) પાસે જ વિશેષ મળશે. પૌરાણિક સાહિત્યના અભ્યાસમાંથી મળેલાં સૂચનોનો પણ ભૂસ્તરવિદો ઉપયોગ જરૂર કરશે, અને પોતાનાં અનુમાનોની દિશા દોરવામાં કે નિશ્ચયોનો તાળો મેળવવામાં પૂરક-અને નહિ કે પ્રધાન, સ્થાપક,-પ્રમાણ તરીકે તેનો અવશ્ય લાભ લેશે.

સરસ્વતીતટ ઉપરનાં તીર્થો : ઉપર જોયું તેમ પુરાણોએ સરસ્વતી હિમાલયમાંથી પ્લક્ષમૂલમાંથી નીકળી મરુભૂમિમાં વિલોપ પામી, ફરી અર્બુદારણ્યમાંથી આગળ વધી કચ્છના રણમા લુપ્ત થઈ અને ફરી ગીરમાંથી નીકળી પ્રભાસ આગળ સમુદ્રને મળી એમ હિમાલયથી પ્રભાસ સુધીના સળંગ એક પ્રવાહનું વર્ણન કર્યું છે. તે પ્રવાહ ઉપરનાં તીર્થોમાંથી આપણને લગતાં અર્બુદારણ્ય પછીનાં તીર્થોની અહીં ક્રમવાર નોંધ આપી છે:

અર્બુદારણ્યમાં થઈ વટવન, જ્યાં વસિષ્ઠે તપ કરેલું;[૧૮] ઉદુમ્બરવન જ્યાં મેરુપાદ ઉપર તણ્ડિએ તપ કરેલું;[૧૯] ગોલાંગૂલ;[૨૦] વાંસના ઝુંડમાંથી નીકળી દક્ષિણમુખી વહી ત્યાં ઉદ્‌ગમવટ;[૨૧] રુદ્રાવતાર[૨૨]; તરત્તરંગ[૨૩] (તે નામનું સૂચન હાલના 'તારંગા'માં શોધી શકાય.[૨૪]) કાકતીર્થ[૨૫]; ધારેશ્વર[૨૬]; ગંગોદ્‌ભેદ[૨૭]; પુણ્ડરીક;[૨૮] માતૃતીર્થ[૨૯]; અનરકતીર્થ,[૩૦] સંગમેશ્વર;[૩૧] કોટીશ્વર[૩૨]; શંભુકુણ્ડેશ્વર;[૩૩] ત્યાંથી પશ્ચિમાભિમુખી થઈ ગંગાને સંભારે છે ને તેની મદદ પામે છે. પછી પ્રાચી બને છે,[૩૪] ત્યાં સિદ્ધવટ[૩૫], વટેશ્વરની સામે;[૩૬] મહાલય[૩૭];

૧૮ સ્કપ્રપ્ર ૩૫.૩૬
૧૯ ,, ,,.૩૬
૨૦ ,, ,,.૪૧
૨૧ ,, ,,.૪૩
૨૨ ,, ,,.૪૫
૨૩ ,, ,,.૪૬
૨૪ સરસ્વતીપુરાણ પૃ૦ ૧૭૫
૨૫ સ્કપ્રપ્ર ૩૫.૪૬
૨૬ ,, ,, ,,
૨૭ ,, ,,.૪૭
૨૮ સ્કપ્રપ્ર ૩૫.૪૭
૨૯ ,, ,,.૪૮
૩૦ ,, ,,.૪૧
૩૧ ,, ,,.૫૦
૩૨ ,, ,, ,,
૩૩ ,, ,,.૫૧
૩૪ ,, ,,.૫૨-૫
૩૫ ,, ,,.૫૬
૩૬ ,, ,, ,,
૩૭ ,, ,,.૫૭

પિણ્ડતારક[૩૮], કુમ્ભકક્ષિગિરિ પર[૩૯] આવેલું, પ્રાચીનેશ્વર[૪૦] દેવની સામે, નરતીર્થ[૪૧], પુણ્ડરીક[૪૨], વાલખિલ્યેશ્વર[૪૩], ગંગાસમાગમ[૪૪], પછી દક્ષિણ દિશામાં વળી પશ્ચિમમુખી થઈ તે પછી ઉત્તરતટે એકદ્વાર[૪૫], ગુહેશ્વર[૪૬], વટેશ્વર[૪૭], આમર્દકી સંગમ, સંગમેશ્વર[૪૮] મુડી(ડે)શ્વર[૪૯] પૂર્વમુખ માડવ્યેશ્વર[૫૦] પીલુક(વ)ર્ણિક[૫૧], દ્રાગવતી[૫૨], ગોવત્સ[૫૩], તેની નૈર્ઋત્યે લોહયષ્ટિકા[૫૪], રુદ્રપુર[૫૫] (તે જ વટિયાર પ્રાન્તનું પ્રસિદ્ધ ઝીંઝુતીર્થ)[૫૬]ની જગાએ રુદ્રહ્રદ, આનંદેશ્વર,[૫૭] કૂષ્માંડ મુનિના આશ્રમ પાસે કૂષ્માંડેશ્વર, ત્યાં કોટ્યાદેવી[૫૮], મન્મથાનુ[૫૯], હરિણી, વજ્રિણી, ન્યંકુ, દપિના, સરસ્વતી એમ પંચસ્રોતા બનીને પંચમુખે, કૃતસ્મરનો દાહ કરીને પ્રભાસ આગળ સમુદ્રને મળી[૬૦]

તીર્થવર્ણન ન૦ માટે જુઓ પરિ ૧૮, પત્ર ૨૦. ઉપરાંત શ્રી કનૈયાલાલ ભાઈશંકર દવે-સંપાદિત 'સરસ્વતીપુરાણ' પૃ૦ ૮–૧૦, ૧૭૨–૨ ૨

સહ્ય

પર્વત, સહ્યાદ્રિ[૧] સાત કુલપર્વતોમાંનો એ[૨] આજના પશ્ચિમ ઘાટનો ઉત્તર તરફનો ભાગ

---

૩૮ સ્કપ્રપ્ર ૩૦ ૫૮
૩૯ ,, ,, ,
૪૦ ,, ,, ૫૬
૪૧ ,, ,, ૬૧
૪૨ ,, ,, ૬૨
૪૩ ,, , ૬૩
૪૪ ,, ,, ૬૪
૪૫ ,, ,, ૬૭–૮
૪૬ ,, ,, ૬૮
૪૭ , ,, ૬૬

૪૮ સ્કપ્રપ્ર ૩૫ ૭૧
૪૯ ,, , ૭૨
૫૦ ,, ,, ૭૩
૫૧ ,, ,, ૭૪
૫૨ , ,, ૭૫
૫૩ , , ૭૬
૫૪ ,, , ૭૭
૫૫ ,, ,, ૮૧
૫૬ સરસ્વતીપુરાણ પૃ૦ ૧૩૩
૫૯ , ,, ૮૮
૬૦ , , ૯૧–૧૦૧

સહ્ય

૧ મ ૧૧૪.૭
અપૂત્ર ૧૬૩૦, ૪૨
વાપૂ ૪૬, ૧૦૪, ૧૧૨
૨ જુઓ વિન્ધ્ય ૧

साभ्रमती

નન્દિકુંડમાંથી નીકળી[1] અર્બુદપર્વતને વટાવીને[2] દક્ષિણોદધિને મળી.[3] સત્યયુગમા કૃતવતી, ત્રેતામા ગિરિકર્ણિકા, દ્વાપરે[4] ચન્દના અને કલિયુગમાં સાભ્રમતી નામે ઓળખાઇ

સાભ્રમતીની ઉત્પત્તિનો નીચેનો વૃત્તાન્ત નાગરખંડમાં મળે છે— વસિષ્ઠ ઋષિ પ્લક્ષતરુ નીચે સમાધિમાં બેઠા અને પરમ સભ્રમ પામીને વિશ્વામિત્ર ઉપર વારુણમંત્રથી જોયુ, ત્યા વસુધાતલને ભેદીને, બે લોચનથી નિરીક્ષણ કર્યું તેથી બે રન્ધ્રમાથી, પુષ્કળ પાણી બહાર આવ્યું. એકનુ પાણી તે સરસ્વતીનું અને બીજામાંથી જે પ્રવાહ નીકળ્યો તેની, સભ્રમમાથી નીકળવાને કારણે, ધરાતલ ઉપર સાભ્રમતી નદી થઇ.[5]

બ્રહ્મચારીશ્વર, જે અલિંગ છે.[6] રાજખડ્ગ[7] કપાલમોચનતીર્થ, કપાલ કુંડ, કપાલેશ્વર.[8] નન્દિતીર્થ.[9]

પહેલા સાભ્રમતીગગામા[10] બહુ પાણી હોવાથી અને તેને પર્વતોનો રોધ થવાથી તે સાત સ્રોતથી વહેતી વિકીર્ણતીર્થ[11] આગળ સાભ્રમતી, સેટિકા, વકિની, હિરણ્મયી, હસ્તિમતી, વેત્રમતી, અને ભદ્રામુખી એ સાત નદીઓના સપ્તસ્રોત એકસ્રોત રૂપે છે. શ્વેતાતીર્થ, શ્વેતાનદી સંગમ, મહાકાલેશ્વર, ભૂતેશ્વર.[12] બકુલાસંગમ, ચદનાતટે ગણતીર્થ.[13] અગ્નિતીર્થ, અગ્નિપાલેશ્વર, તેની પાસે ઉત્તરપૂર્વે પાલેશ્વર, ચણ્ડી અને યોગમાતાઓની પીઠ, ચણ્ડિકેશ્વર, ચામુણ્ડા, ગોખુરાસગમ.[14] હિરણ્યાસંગમ[15] ધર્માવતીસગમે મધુરાદિત્ય તીર્થ.[16] કંથુતીર્થ.[17] કપીશ્વર, કપીશ્વરાદિત્ય,

---

साभ्रमती

| | | |
|---|---|---|
| ૧ | પદ્મ | ૧૩૫ ૧ |
| ૨ | ,, | ,, |
| ૩ | ,, | ૧૩૬ ૨ |
| ૪ | ,, | ૧૩૪ ૭૫-૬ |
| ૫ | સ્કન્દ | ૧૭૩ ૧૪ |
| ૬ | પદ્મ | ૧૩૪ ૮૩-૧૧૨ |
| ૭ | ,, | ૧૩૪ ૧૧૬-૧૨૫ |
| ૮ | ,, | ૧૩૫ ૩-૮ |
| ૯ | ,, | ૧૩૯ ૧૪ |
| ૧૦ | પદ્મ | ૧૪૦.૧ |
| ૧૧ | ,, | ૧૩૬ |
| ૧૨ | ,, | ૧૩૭. |
| ૧૩ | ,, | ૧૩૮ |
| ૧૪ | ,, | ૧૩૯ ૧-૭ |
| ૧૫ | ,, | ૧૪૦ |
| ૧૬ | ,, | ૧૪૧. |
| ૧૭ | ,, | ૧૪૨ ૧-૬ |

કપિતીર્થ[૧૮] એકધારતીર્થ[૧૯] સપ્તધારતીર્થ[૨૦] બ્રહ્મવલ્લીતીર્થ, વૃષતીર્થ, ખડ્ગહ્રદ, ગોહ્રદ[૨૧] હસ્તિમતી (હાથમતી) સંગમ ત્યા સંગમેશ્વર –સોમેશ્વર[૨૨] રુદ્રમહાલયતીર્થ[૨૩] ખડ્ગતીર્થ, ખડ્ગેશ્વર, ખડ્ગધારેશ્વર[૨૪] ચિત્રાંગવદનતીર્થ માલાર્કતીર્થ,[૨૫] ચંદનેશ્વર[૨૬] જંબૂતીર્થ, જાબાલતેશ્વર, જાબાલતીર્થ[૨૭] ઇન્દ્રગ્રામતીર્થ, ધવલેશ્વર નામથી પ્રસિદ્ધ થયુ– સાભ્રમતીને ઉત્તરકાંઠે[૨૮] માલાપેન્દ્રતીર્થ,[૨૯] જ્યા સાભ્રમતીનુ નીર પૂર્વથી પશ્ચિમ વહે છે દુર્ધર્ષેશ્વરતીર્થ[૩૦] ખડ્ગધારેશ્વર[૩૧]તેની દક્ષિણે દુર્ગેશ્વર ચંદ્રભાગા સાભ્રમતીને મળે છે ત્યા દધીચીએ તપ કર્યું હતું[૩૨] ચંદ્રભાગાસંગમ, ચંદ્રેશ્વર.[૩૩] તેની પાસે પિપ્પલાદતીર્થ[૩૪] પિચુમર્દાર્કતીર્થ, નિબાર્કદેવતીર્થ[૩૫] સિદ્ધક્ષેત્ર, મારગક્ષી[૩૬] વામનતીર્થગંજ, જ્યા ચન્દનોદકમિશ્ર સાત નદીઓ વહે છે[૩૭] સોમતીર્થ[૩૮] કાપોતિકતીર્થ.[૩૯] ગોતીર્થ[૪૦] કશ્યપતીર્થ, નગદેવનિર્મિત હ્રદ, કુશેશ્વર, કશ્યપકુંડ[૪૧] ભૂતેશ્વર, ભૂતાલયવટ, ઘટેશ્વર, વૈદ્યનાથતીર્થ, વિજયીતીર્થ[૪૨] દેવતીર્થ, પાણ્ડુરાર્યાતીર્થ[૪૩] ચંડેશતીર્થ, ગાણપત્યતીર્થ[૪૪] વાર્ત્રઘ્નીની (તે જ વાત્રક) સંગમ તીર્થ[૪૫] તે પછી ભદ્રાસંગમ, સાગરને મળતા પહેલા, સાગરને ઉત્તર તટે, ત્યા વારાહતીર્થ[૪૬] સાભ્રમતીસાગરસંગમ[૪૭] આદિત્ય

---

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧૮ | પઉ | ૧૪૨ ૭–૧૨ | ૩૩ | પઉ | ૧૫૬ |
| ૧૯ | ,, | ૧૪૩ ૧–૫ | ૩૪ | , | ૧૫૭ |
| ૨૦ | ,, | ૧૪૩ ૬ ૨૬ | ૩૫ | ,, | ૧૫૮ |
| ૨૧ | ,, | ૧૪૪ | ૩૬ | ,, | ૧૫૯ |
| ૨૨ | , | ૧૪૫ | ૩૭ | , | ૧૬૦ |
| ૨૩ | , | ૧૪૬ | ૩૮ | ,, | ૧૬૧ |
| ૨૪ | ,, | ૧૪૭ | ૩૯ | , | ૧૬૨ |
| ૨૫ | ,, | ૧૪૮ | ૪૦ | ,, | ૧૬૩ |
| ૨૬ | ,, | ૧૪૯ | ૪૧ | | ૧૬૪ |
| ૨૭ | ,, | ૧૫૦ | ૪૨ | ,, | ૧૬૫. |
| ૨૮ | ,, | ૧૫૧ | ૪૩ | , | ૧૬૬ |
| ૨૯ | ,, | ૧૫૨ | ૪૪ | ,, | ૧૬૭ |
| ૩૦ | , | ૧૫૩ | ૪૫ | ,, | ૧૬૮ |
| ૩૧ | ,, | ૧૫૪ | ૪૬ | ,, | ૧૬૯ |
| ૩૨ | ,, | ૧૫૫ ૩ | ૪૭ | , | ૧૭૦ |

તીર્થ[48] નીલકંઠતીર્થ[49] દુર્ગા સાભ્રમતીસમુદ્રસંગમ[50] નૃસિંહતીર્થ[51] ત્યાં નૃસિંહ ! નૃસિંહ ! એવો અવાજ કરવાથી સામે તેવો પડઘો પડે છે

નોંધ ૧ સાબરમતીના વાઘાઓની રચના એવી છે કે જેને Whispering galleries કહે છે એવો પ્રતિઘોષ પડવાનો પ્રકાર ત્યાં હોવાનું સમજવામાં આવે છે

સાભ્રમતીનું મૂળ નામ ચક્રવર્તા-કોતરોવાળી-છે[52] તેની આસપાસનો પ્રદેશ પણ ચક્ર કહેવાતો[53]

## સારસ્વત

પ્રદેશ, સરસ્વતી આસપાસનો, તેની ગણના અપરાન્ત વિભાગમાં થતી[1]

સત્ય, પદ્માડ અને માર્કંડેયના સહ સારસ્વતૈરપિનુ વાયુમાં સહસા શારદૈરપિ છે એ પુરાણોની પાઠભૂલોનો એક લાક્ષણિક નમૂનો છે આ ઉલ્લેખોના અન્વયમાં શ્રી દિનેશચંદ્ર સરકાર[2] જેરેટની આઈને અકબરીના આધારે નોંધે છે કે સારસ્વત=પૂર્વ પંજાબની સરસ્વતી (સરસુતી) નદીના તટના અથવા ગુજરના લોકો, પણ અપરાન્ત વિભાગના આનર્ત-સુરાષ્ટ્ર સાથે ગણાવેલો આ પ્રદેશ ગુજરાતની સરસ્વતી સાથે સંબંધ ધરાવનારો જ હોઈ શકે એ સંશયાતીત હકીકત છે પણ જેમ અપરાન્ત અને આનર્ત ગુજરાતને લગતાં તેમજ ઉત્તરમાં પણ છે તેમ સારસ્વત પ્રદેશ ઉત્તરમાં પણ લાગે છે નકુલદિગ્વિજયમાં સિન્ધુ શૂદ્રભીર પછી સરસ્વતીતટનો પ્રદેશ,[4] પછી મત્સ્ય પંચનદ (પંજાબ) અને છેક સમરકંદ(?) સુધીના દેશો જે ક્રમમાં ગણાવ્યા છે તે ઉપરથી ઉત્તરમાં પણ સારસ્વત દેશ હશે એમ સમજાય છે પણ ભુવનકોશવર્ણનમાં અપરાન્ત-વિભાગમાંનો સારસ્વત તે તો ગુજરાતને લગતો પ્રદેશ લાગે છે

(ચૌલુક્યસમયમાં સારસ્વત મંડળની સીમા અંગે જુઓ ગુસ‌ૈ ૭ પૃ૦ ૧૫૨)

---

| | | | |
|---|---|---|---|
| ૪૮ પદ્મ ૧૭૧ | | ૫૧ પદ્મ ૧૭૪ | |
| ૪૯ ,, ૧૭૨ | | ૫૨ જુઓ પૃ૦ ૧૫-૧૮ | |
| ૫૦ ,, ૧૭૩ | | ૫૩ જુઓ આનર્ત ૧૬ | |

સારસ્વત

૧ જુઓ અપરાન્ત ૨, ૩, ૪

૨ ,, ૫

૩ ઇહિકસો ૨૧ પૃ૦ ૩૧૦

૪ મસ ૨૬.૬

सिन्धु

[ ૧ ] સિંધુ નદી[૧]

[ ૨ ] સિંધ દેશ ઉત્તર દિશાનો—ઉદીચ્ય પ્રદેશ[૨] સ્કન્દ તેમા દસ હજાર ગામ હોવાનુ કહે છે[૩]

રુદ્રદામનના ગિરનારલેખમા તેનો ઉલ્લેખ છે[૪] જુઓ સૈન્ધવ

सुराष्ट्र

સૌરાષ્ટ્ર દેશ,[૧] અપરાન્ત વિભાગમાના દેશોમાનો એક[૨]

પાણિનીય શિક્ષા[૩] અને કૌટલ્યમા તેનો ઉલ્લેખ થયો છે રુદ્રદામન[૫] અને સ્કન્દગુપ્તના[૬] ગિરનાર શિલાલેખોમા પણ બોમ્બે ગેઝેટિયર સુ લોકોનો દેશ તેનુ સસ્કૃતીકરણ સુરુ સારો દેશ—સુરાષ્ટ્ર—એવુ થયુ એમ કહે છે[૭]

---

सिन्धु

૧ મસ ૨૬ ૮ सिन्धुकूलाश्रिता ये च ॥
મત્ર ૮૦ ૮૫ सागरस्य च सिन्धोश्च सगम ..।

૨ મભી ૧૦ ૫૨ काश्मीरा सिन्धुसौवीरा ।
બ્રપૂબ ૧૬ ૪૭ सिन्धुसौवीरमण्डला ।
મ ૧૧૪ ૪૧ सिन्धुसौवीरमद्रका ।
વાપૂ ૪૬ ૧૧૬ सिन्धुसौवीरमद्रका ।
પસ્વ ૬ ૪૮ काश्मीरा सिन्धुसौवीरा ॥

૩ ૨ માહે ૩૯ ૧૪૪ सिन्धु सहस्रदशक ग्रामाणां परिकीर्तित ॥

૪ જુઓ आनर्त ૧૬

सुराष्ट्र

૧ મભી ૧૦ ૪૭, મસ ૩૮ ૩૯ ૪૦ મત્ર ૮ ૧૬ ૨૦,
ભાતૃ ૧ ૨૪

૨ જુઓ अपरान्त ૩, ૪, ૫
જુઓ उज्जयन्त ૧

૩ પાણિનીયશિક્ષા ૨૬ यथा सौराष्ट्रिका नारी तक्रँ इत्यभिभाषत ।

૪ અર્થશાસ્ત્ર અધિકરણ ૧૧

૫ જુઓ आनर्त ૧૬

૬ જુઓ ૧ લેખ ૧૫, પક્તિ ૮, ૯

૭ બોગે ૧ પૃ૦ ૬

નાસિકની ત્રીજી ગુફામાંના ઇ. પૂ ૨૫ ના શિલાલેખમાં સુરઠ[૮] નામ મળે છે એ ઉપરથી સુરઠનું સંસ્કૃતીકરણ સુરાષ્ટ્ર વધારે સંભવિત છે[૯] મહારાષ્ટ્ર તે મહારટ્ટ (રાઠી, રઠી, રટ્ટ, રઠ્ઠ) એમ રઠ્ઠ જાતિ ઉપરથી પડ્યું એવા ડૉ. ર. ગ. ભાંડારકરના[૧૦] મત ઉપરથી સુરઠ એ રીતે રઠ્ઠ જાતિ ઉપરથી જ સુરાષ્ટ્ર નામ પણ પડ્યું હોય એવી સંભાવના ઉપજે.[૧૧] ડૉ. જયસ્વાલના મત પ્રમાણે ગુજરાતના આભીરો તે અશોકના શિલાલેખના રાષ્ટ્રીકો અને મહાભારતના યાદવો હોય તો યાદવો સુરાષ્ટ્રમાં વસ્યાથી તે દેશને સુરાષ્ટ્ર નામ મળ્યું હોય[૧૨] સુરાષ્ટ્ર તે કોઈક પ્રાચીન દેશ્ય નામ ઉપરથી સંસ્કૃતીકરણ છે એ નિઃસંશય, પણ કયા શબ્દ ઉપરથી તે નિશ્ચિત નથી

સુરાષ્ટ્રનો પ્રાચીન પરદેશી ઉલ્લેખ સ્ટ્રેબોનો છે (ઈ. પૂ. ૫૦): Saraostus.[૧૩] પ્લીની (ઇ સ ૭૦) Oratura આપે છે[૧૪] ટોલેમી[૧૫] અને પેરિપ્લસ[૧૬] Syrastrene આપે છે. યુવાનશુઆંગ[૧૭] (ઇ. સ ૬૦૦) Su-la-ch'a(-t'a) આપે છે જેમાં કનિંગહામ[૧૮] સુરઠ નામ વાંચે છે

ધૌલીના અશોકશિલાલેખનું સુનાડિક કે સુરાષ્ટ્રિક તે સુરાષ્ટ્ર લેખાય છે[૧૯] સૌરાજ્ય તે પણ સૌરાષ્ટ્રનો પર્યાય ગણાયો છે[૨૦] સુરાષ્ટ્ર તે સુરત એવો મત છે પણ તે અયથાર્થ છે, સુરત તો સૂર્યપુર ઉપરથી

૮ બોગે ૧૬ પૃ૦ ૫૫૦, ઐસ પૃ૦ ૨૯૩ પાદટીપ ૧૭
૯ ઐસ પૃ૦ ૨૮૩
૧૦ દખ્ખણનો પૂર્વ ઇતિહાસ પૃ૦ ૨૦-૨૧
૧૧ ઐસ પૃ૦ ૨૮૩
૧૨ ઇએ ૪૨ પૃ ૧૨૯, ઐસ પૃ૦ ૨૮૩-૪
૧૩ બોગે ૧ પૃ૦ ૬
૧૪ „ „
૧૫ ટો પૃ૦ ૩૩, ૩૫
૧૬ પેરિ કંડિકા ૪૧ પૃ૦ ૩૯
૧૭ વો ૨ પૃ૦ ૨૪૮
૧૮ એંન્યો પૃ૦ ૩૭૨
૧૯ જ્યોડિ સુરાષ્ટ્ર
૨૦ „ સૌરાષ્ટ્ર

આવેલો શબ્દ મનાય છે.[૨૧]

સુરાષ્ટ્રની સરહદ જુદાજુદા સમયમાં જુદી જુદી છે. કોઈ વાર સિંધુના મુખથી શરૂ કરી આજનો આખો કાઠિયાવાડ તો કોઈવાર તેનો એક દેશ તે સુરાષ્ટ્ર ગણાયેલ છે. દ્વારકાને સુરાષ્ટ્રની રાજધાની કહી હોય છે, પણ વળી આનર્તની રાજધાની પણ કહી છે. પણ એકંદરે આજના સોરઠપ્રાન્ત કરતાં આજના આખા કાઠિયાવાડ માટે સુરાષ્ટ્ર નામ પ્રયુક્ત થયું હોવાનું માનવું એ ઠીક છે.

સુરાષ્ટ્ર નામ, સૌરાષ્ટ્ર કરતાં, વધારે પ્રચારનું લાગે છે. મહાભારતાદિનો સુરાષ્ટ્ર નામ તરફ પક્ષપાત છે. વલભીનાં તામ્રપત્રો ( ઇ. સ. ૫૦૨–૭૬૬ નાં ) સુરાષ્ટ્ર નામ જ આપે છે. ધ્રુવસેન પહેલાના એક તામ્રપત્ર ( ઇ. સ. ૫૨૯ )માં सुराष्ट्रा એવું સ્ત્રીલિંગી નામ મળે છે એ નોંધપાત્ર છે.[૨૨]

## सूर्पारक

શર્પારકનો ભ્રષ્ટ પાઠ.[૧] જુઓ शूर्पारक.

## सेटिका

શેઠી નદી.[૧]

**નોંધ ૧ :** શ્રી. દે સેતિકા તે સાકેતનું ભ્રષ્ટ રૂપ છે એમ કહી સેતિકા એટલે અયોધ્યા એમ આપે છે.

## सैन्धव

સિંધ દેશ, જેમાં સિંધુ નદી વહે છે.[૧]

જુઓ सिन्धु [२]

---

૨૧ જ્યોડિ: સુરાષ્ટ્ર.

૨૨ ગુઓ ૧ લેખ ૨૪ પંક્તિ ૧૪...यथा सुराष्ट्रायाम्... ।

सूर्पारक

૧ જુઓ अपरान्त ૩,૪ ; અને નોંધ ૫.

सेटिका

૧ પઉ ૧૩૬.૨

सैन्धव

૧ અપૂઅ ૧૮.૪૮; કૂપુ ૪૭.૪૬ सौवीराः सैन्धवा हूणा... ॥
મત્સ્ય ૮૭.૧૨' सैन्धवारण्यं पुण्यं... ॥

सोमनाथ

સૌરાષ્ટ્રમાં પશ્ચિમ સમુદ્રતીરે પ્રાચીન તીર્થસ્થાન મધ્યકાલનું દેવપત્તન, આજનું પાટણ, સોમનાથ પાટણ કે પ્રભાસપાટણ પ્રાચીનકાળમાં એ તીર્થ પ્રભાસ નામે ઓળખાતું[1] સોમનાથના જ્યોતિર્લિંગ માટે જુઓ प्रभास-क्षेत्र ૧૭, ૧૮. જુઓ प्रभास-क्षेत्र

सौराष्ट्र

સૌરાષ્ટ્ર દેશ[1] તેમાં ૫૫૦૦૦ ગ્રામ હતા[2] તેની ગણના અપરાન્તવિભાગમાં થતી[3] सुराष्ट्र રૂપ પણ મળે છે.[4]

જુઓ सुराष्ट्र, स्वराष्ट्र

सौवीर

ઉત્તર દિશાનો-ઉદીચ્ય-પ્રદેશ, સિન્ધ પાસેનો.

રુદ્રદામનના[2] ગિરનારશિલાલેખમાં સૌવીરનો ઉલ્લેખ થયો છે કનિંગહામ[3] સૌવીર નામ બોરડીના ઝાડ ઉપરથી થયાની સંભાવના રજૂ કરી, 'વડરી' પણ બદરી-બોરડી-ઉપરથી થયેલું છે એમ કહી ઉમેરે છે કે યુવાનશુઆંગનું[4] A-ch'a-li કે A-t'a-li તે Vadari વડરી છે અને આ વડરી તે ઈડરપ્રદેશ જ લાગે છે એ રીતે તે યુવાનશુઆંગના A-t a-li, પૌરાણિક સૌવીર અને ઈડર પ્રદેશની એકતા સ્થાપે છે બોરડીનું ઝાડ દક્ષિણ રાજપુતાનામાં બહુ થાય છે એ ઉપરથી કનિંગ

सामनाथ

૧ વધુ માહિતી માટે જુઓ એમ ૫૭૩-૮૭

सौराष्ट्र

૧ જુઓ अपरान्त ૨, ૬

૨ સ્કંમાહે ૨૬ ૧૪૯ पञ्चपञ्चाशत्सहस्र ग्रामाः सौराष्ट्रमुच्यते ॥

૩ જુઓ अपरान्त ૨,૬

૪ જુઓ सुराष्ट्र ૧

सौवीर

૧ જુઓ सिन्धु ૧ અને सैन्धव ૧

૨ જુઓ आनर्त ૧૬

૩ એન્શ્યો ગૃ૦ ૫૬૭

૪ વૉ ૨ પૃ૦ ૨૪૩ ૪

હામ,[૫] તે પ્રદેશને સૌવીર કહી હિંદનું પ્રાચીન ફોનિક નામ Sophir કે Ophir તે સૌવીર ઉપરથી થયેલું એમ નોંધે છે. Ophir તો ન આભીર, ન શૂર્પારક કે ન સૌવીર ઉપરથી પણ અરબી કિનારા ઉપરના કોઈ સ્થળ ઉપરથી હોવાનું મનાય છે.[૬] કનિંગહામ યુવાન શુવાંગનું A-t'a-li તે સૌવીર એમ કહે છે તે શંકાસ્પદ લાગે છે. બૉમ્બે ગેઝેટિયર[૭] A-t'a-li=વડાલી[૮] (ઈડર તાબે) અને શ્રી કનૈયાલાલ મા. મુનશી[૯] A-ch'a-li=અશવાલી (–અસલાલી અમદાવાદ પાસે=મધ્ય ટાલીન આશાપલ્લી) આપે છે

સ્કન્દપુર

વડનગર, જૂનું ચમત્કારપુર[૧]

આજે જે કીર્તિસ્તંભના અવશેષો વડનગરમાં પડયા છે તેમાં કાર્તિકેયની મૂર્તિ છે, કાર્તિકેયનું વાહન મયૂર પણ મોજૂદ છે એમ શ્રી રસિકલાલ છો. પરીખ અને શ્રી કે. કા. શાસ્ત્રી પ્રત્યક્ષ અવલોકનથી કહે છે.

સ્તમ્ભતીર્થ

ખંભાત[૧] સ્તમ્ભતીર્થ નામ ઘટાવવાના પુરાણોના બે પ્રયત્નો માટે જુઓ મહીસાગરસંગમ-ક્ષેત્ર ૩, ૧૦.

'એના ખંભાત–ખંભાયત, સ્તંભતીર્થ, ત્રંબાવતી–તામ્રલિપ્ત, મહીનગર, ભોગવતી, પાપવતી, કર્ણાવતી એ પ્રમાણે સાત નામ છે.'[૨]

---

૫ એન્શ્યો પૃ૦ ૫૬૯.

૬ જુઓ आभीर

૭ બૉગે ૫ પૃ૦ ૪૪૨.

૮ વડાલી તે મૂળ વાટાપલ્લી હોઈ શ્રી. મુનિ જિનવિજયજી કનિંગહામના મતનો વિરોધ કરે છે પુરાતત્ત્વ ૩ પૃ૦ ૨૮૦

૯ ગ્લોરી ૩ પૃ૦ ૩૦.

स्कन्दपुर

૧ સ્કના ૭૧ ૩૮

एतास्कन्दपुर नाम तत्र नाम्ना भविष्यति ।

चमत्कारपुर तद्वत्ताप्रन सुरसत्तम ॥

स्तम्भतीर्थ

૧ સ્કમાકૌ ૩, ૫૮ ૩૩, ૫૮, ૫૬, ૬૬

૨ ખઈ પૃ૦ ૧૪.

સ્તમ્ભનકપુરનો શ્રી. અભયદેવસૂરિએ કરેલો ઉલ્લેખ ( વિ. સં. ૧૧૩૧ )[3] હાલના થામણાનો છે, ખંભાતનો નથી.

ખંભાત નામ: આચાર્યશ્રી હેમચંદ્ર[4] સ્તનો વિકલ્પે થ અને ટ થાય એમ પ્રાકૃત વ્યાકરણમાં આદેશ આપે છે. એટલે સ્તમ્ભતીર્થમાંથી ખંભઇત્થ-ખંભાત, સંભવતઃ, થાય પણ ખંભાત શબ્દમાંનો 'ખંભ' 'સ્કંભ'માંથી વધુ સ્વાભાવિક હોઈ, ખંભાત સ્કંભતીર્થમાંથી આવેલો શબ્દ છે એવો મત રજૂ થયો છે અને તેના પક્ષમાં પ્રાચીન ધર્મપ્રવાહો વગેરેના ઇતિહાસનો ટેકો પણ લેવામાં આવે છે. શ્રી. રત્નમણિરાવ જોટેએ એમના બહુમૂલ્ય ઇતિહાસગ્રંથ 'ખંભાતનો ઇતિહાસ'માં સ્કંભતીર્થમાંથી ખંભાત એ મત રજૂ કર્યો છે.[5] તેઓશ્રી કહે છેઃ 'સ્કંભ એ વૈદિક દેવ છે અને એનો અર્થ શિવનું જ્યોતિર્મય લિંગ એવો થાય છે. ઘણા જ પ્રાચીનકાળથી ગુજરાતનો આ કિનારો શૈવ મતોનું ખાસ સ્થાન હતું અને લિંગપૂજાનો આ કિનારા ઉપર આરંભ થયો એમ માનવાને કારણ છે. સ્કંભનો સ્તંભાકાર શિવલિંગમાં અધ્યારોપ થયો છે અને એને પુરાણો અને શૈવાગમો લિંગોદ્ભવ મૂર્તિને નામે પાછળથી જાણવા લાગ્યા અને આવા પ્રકારના લિંગના માહાત્મ્યને લીધે સ્કંભતીર્થ ઉપરથી ખંભાયત નામ પડ્યું છે, જેને આપણે ખંભાત એવા ટૂંકા નામથી આજે બોલીએ છીએ.'[6] ગ્રંથને અંતે એક ખાસ પરિશિષ્ટમાં[7] સ્તંભ-કે-સ્તંભતીર્થ ઉપરની વિસ્તૃત, ઝીણવટભરી અને વિચારપ્રેરક ચર્ચા સમેટતાં તેઓશ્રી કહે છે : 'સ્કંદપુરાણમાં સ્તંભતીર્થ નામ પડવાનાં કારણોના પરસ્પર વિરોધથી, અરબી સમુદ્રના આખાયે કિનારા ઉપર સ્તંભ-લિંગપૂજાની વ્યાપકતાથી, સ્તંભપૂજા ને સ્કંભની ભાવનાની એકતાથી, લાટ શબ્દ...નો સ્તંભ-લિંગ અર્થ ખરો માનીએ તો લાટ દેશના મધ્યસ્થ કેન્દ્રમાં ખંભાતનું સ્થળ આવેલું છે તે ઉપરથી, અને સ્તંભપૂજા-સ્કંભ અને શિવના લિંગની પૂજાનું પાછળથી તાદાત્મ્ય

---

૩ ખંડ પૃ૦ ૧૬.

૪ પ્રાકૃત વ્યાકરણ ૮.૨.૮

૫ ખંડ પૃ૦ ૨૨-૩.

૬ ,, પૃ૦ ૨૩.

૭ ,, પૃ૦ ૧૫૯-૧૭૪.

૮ ,, પૃ૦ ૧૭૪.

થવાથી ઉપર જણાવેલા વ્યાકરણના વિકલ્પ કરતા સ્કંભમાથી ખભ થવાનું સ્વર અને અર્થ બને જોતા વધારે કુદરતી સિદ્ધ થવાથી સ્પષ્ટ થશે કે ખંભાત નામ સ્તભતીર્થ ઉપરથી નહિ પણ સ્કંભતીર્થ ઉપરથી નીકળ્યુ છે'[૮]

શ્રી. રત્નમણિરાવ ઉપરાત બીજા ત્રણ સાક્ષરો શ્રી તનસુખરામભાઈ, શ્રી ચીમનલાલ દલાલ અને શ્રી નરસિહરાવ દિવેટિયાએ આ પ્રશ્નનો ઊહાપોહ કરેલો[૯] આચાર્યશ્રી હેમચદ્રે નોધેલો આદેશ તો સગવડિયો લાગે છે, પણ ખભાત નામ સ્કંભતીર્થ ઉપરથી આવ્યુ હોય તો પણ તેને લિગપૂજા સાથે–અને તે પણ ઐતિહાસિક કાળમા–સબધ હશે એમ નિશ્ચયપૂર્વક કહેવુ મુશ્કેલ છે

ખભાત નામમાના 'ખ' કરતા છેલ્લા 'આત' ઉપર ધ્યાન કેન્દ્રિત કરવાની ઓછી જરૂર નથી. ગુજરાતના ગામોના ઘણા નામોમા 'આત' આવે છે, દા. ત મતાતજ, દેવાતજ, વ૦ આવો અત્ય ' જ ' પદ્ર-માથી ઘટાવવામા આવે છે[૧૦] પણ એ નામોમાનો 'આત' 'આદિત્ય' માથી તે તે સ્થળે આદિત્યપૂજાને કારણે હશે ? તો, દેવાદિત્યપદ્રમાથી દેવાતજ મળે તેમ સ્તમ્ભાદિત્યમાથી ખભાત મળે સ્તમ્ભઆદિત્ય–ખભાઇચ્ચ–ખભાઇજ્જ–ખભાઇત્ત–ખભાત એવા ક્રમથી અથવા તો સભ-વત દેવાયત, વખ્માત, જેવા નામ દેવાદિત્ય, વિક્રમાદિત્યમાથી અત્ય 'ય' લઘુપ્રયત્ન યકાર થઈ (દા. ત વકમાત્ય) લોપ પામતા બનેલા લાગે છે એ રીતે ખભાત શબ્દ થયો હોય અગમી રૂપ ખભાયત કે ખબાઇત એ પણ ઉપરની વિચારસરણીને અનુકૂળ છે. આદિત્યવારનું આતવાર રૂપ પ્રચલિત છે જ એટલે ખભાતમાના અંત્ય ' આત 'નો આદિત્ય સાથેનો સબધ ભાષાદૃષ્ટિએ દુર્ઘટ નથી રહેતો તે સ્થળે સૂર્યપૂજાના માહાત્મ્ય અગે ત્યા નારદે ભટ્ટાદિત્ય[૧૧] રૂપે સૂર્યની મૂર્તિની સ્થાપના કર્યાનુ સ્કન્દપુરાણ કહે છે અને ત્યાં જયાદિત્ય[૧૨] હોવાનો ઉલ્લેખ છે તે પૂરતુ સૂચક છે

---

૯ 'વસન્ત' સ ૧૯૬૯–૭૦ 'બુદ્ધિપ્રકાશ' ઇ. સ ૧૯૨૫.
૧૦ ઇતિહાસની કેડી પૃ૦ ૧૧૭
૧૧ જુઓ કુમારિકાખંડ અધ્યાય ૧૬
૧૨ ,, ૨૧

ટૂંકામાં ખંભાત નામમાંનો આદિ 'ખંભ' તે સ્થળે સંભવત: પ્રાચીનકાળની લિંગપૂજાનું સૂચન કરે છે તો અંત્ય 'આત' ત્યાં આદિત્યપૂજા હોવાનો નિર્દેશ કરે છે.

જુઓ मही‌नगर, महीसागरसंगम-क्षेत्र, स्तम्भतीर्था, स्तम्भपुर, स्तम्भेश्वर.

स्तम्भतीर्था

[1]એક માતાનું નામ. સર૦ स्तम्भतीर्थ.

स्तम्भपुर

ખંભાત[1], પ્રાચીન સ્તમ્ભતીર્થ. જુઓ स्तम्भतीर्थ.

स्तम्भेश्वर

પ્રાચીન સ્તમ્ભતીર્થ–ખંભાત–માં સ્થાપેલ દેવનું સ્થાન. જુઓ स्तम्भतीर्थ.

स्वराष्ट्र

સૌરાષ્ટ્ર.[1]

ભીષ્મપર્વમાં 'સુરાષ્ટ્ર'ના પાઠાન્તર તરીકે પાદટીપમાં 'સ્વરાષ્ટ્ર'–'સૌરાષ્ટ્ર' –આપવામાં આવ્યાં છે.

યુવાન્-શુવાંગ[2] હર્ષના 'પાંચ હિંદ' પરના વિજયનો ઉલ્લેખ કરે છે તે ઉપર નોંધ કરતાં ડૉ. રાધાકુમુદ મુકરજી[3] તે પાંચમાં પ્રથમ 'સ્વ-

---

स्तम्भतीर्था

१ સ્કના ૨૫૪.૪૧

स्तम्भपुर

१ સ્કમાકૌ ૨૧.

स्तम्भेश्वर

१ સ્કમાકૌ ૩.૪૦

૨ „ ૩૫.૧૦.

स्वराष्ट्र

१ મભી ૧૦.૪૭ પાદટીપ; જુઓ મસ ૨૮.૪૦ પાદટીપ.

૨ વૉ ૧ પૃ૦ ૩૪૩.

૩ 'હર્ષ' : પૃ૦ ૨૯; પાદટીપ ૧. અહીં 'સ્વરાષ્ટ્ર' 'સારસ્વત'ને બદલે લાગે છે. જુઓ હિંદુસ્તાનનો પ્રાચીન ઇતિહાસ–ઉત્તરાર્ધ પૃ૦ ૭૫ પાદટીપ.

રાષ્ટ્ર ( પંજાબ )' ગણાવે છે. પણ સૌરાષ્ટ્ર માટે પણ 'સ્વરાષ્ટ્ર' વપરાયાનું ભીષ્મપર્વના પાઠાન્તરાદિથી સ્પષ્ટ દેખાય છે.

स्वर्णशृंगा

ઉજ્જયિનીનું પ્રથમ ( ગૌણ ) કલ્પમાં આ નામ હતું.[1] વિકલ્પે કનકશૃંગા,[2] હેમશૃંગા,[3] પણ કહેવાય છે. કનકશૃંગાભિમાનવૃત્તાંતવર્ણન અધ્યાયમાં[4] પિતામહ શિવને પુણ્યતમ પ્રદેશ કયો એમ પૂછે છે સુવર્ણના શિખરો જેને છે એવા પ્રાસાદોવાળી અવંતીનગરીનો નિર્દેશ કરે છે.[4] તેમાજ એ નગરી વિષ્ણુએ ક્રીડા માટે બાંધીને બ્રહ્મા અને શિવને અર્પી એવું વર્ણન છે.[5]

हस्तिमती

હાથમતી નદી[1]

રાતે પૂરથી કૌડિન્યમુનિનો આશ્રમ (ફલમૂલ, પુસ્તક વ૦ સાથે) તાણી જવાના કારણે મુનિએ શાપ આપતા શુષ્કા બની અને 'બહિશ્ચર્યા' કહેવાઈ.[2] કલિયુગમા તુ પાણી વિનાની થઇશ એમ ઋષિનો શાપ છે.[3] હસ્તિમતીગંગા સાભ્રમતીગંગાને મળે છે ત્યા પર્વત ઉપર સંગમેશ્વર તીર્થ અદ્યાપિ-આજે પણ છે[4] ત્યા સોમેશ્વર પણ[5]

હાથમતી 'શુષ્કરૂપા'[6] નદી છે હિંમતનગરથી તેમાથી કાઢેલો

---

स्वर्णशृंगा

१ જુઓ अवंतिका १.
२ સ્કંઆઅ ૪૦ ४, ३१
३ ,, ૪૦ ३१ ४१ ३२
४ ,, ૪૦ १७
स्वर्णशृंगाश्च प्रासादा विहिता विश्वकर्मणा ॥
५ ,, ૪૦ ३०
क्रीडार्थं नगरी सृष्टा सर्वभूतहितैषिणा । मयाद्य युवयोर्दत्ता ।

हस्तिमती

१ પઉ १३४५६,१३६४     ४ પઉ १८५१,
२ ,, १४५२     ५ ,, ,, અંતે ઇતિવાક્યમા.
३ ,, ,, १४     ६ ,, ,, ०५

. કાંસ દક્ષિણમાં પ્રાંતીજ તરફ પાણી પૂરું પાડે છે. પણ ઉપરાસ ભીલોડા આમળ ઉનાળામાં તેનો પટ સૂકો હોય છે.

પર્વત ઉપર સંગમેશ્વર ક્યાં તે જોવાનું રહે છે. ભીલોડા તાલુકામાં બામણાની હદમાં, સણગાલ અને ફતેપુરની સામે, ડુંગર ઉપર સંગમનાથ છે, તે બામણાના ડુંગર ખંભેરિયામાંથી નીકળેલી ઝાંઝરી લાંબી લટાર લગાવી આવી વહેળો થઈને હાથમતીને મળે છે તેની ઉપર છે. બીજા કોઈ સંગમેશ્વર ડુંગર ઉપર 'અદ્યાપિ' હોય એવા ધ્યાનમાં નથી.

## हाटकी

વિતલમાં આવેલા હાટકેશ્વરક્ષેત્ર (વડનગર) અંતર્ગત નદી,[1] જેમાં હાટક નામે સુવર્ણ નીપજે છે.

## हाटकेश्वर–क्षेत्र

અર્બુદપર્વતથી નૈઋર્ત્યદિશામાં આનર્તદેશમાંનું[1] (હાલ વડનગર આસપાસનું) ક્ષેત્ર. તે પછીથી ચમત્કારપુરક્ષેત્ર[2] પણ કહેવાયું છે. તેની લંબાઈ–

---

हाटकी

૧ ભાપ ૨૪.૧૭

..वितले हरो भगवान्हाटकेश्वरः..... यतः प्रवृत्ता सरित्प्रवरा हाटकी नाम..... तन्निष्ठ्यूत हाटकाख्य सुवर्णम्... ।

हाटकेश्वर–क्षेत्र

૧ સ્કના ૪—

तत. क्रमात् समायातः सोऽर्बुदं पर्वतं प्रति । ४२

एतस्मात्पर्वतात् क्षेत्र हाटकेश्वरसंज्ञितम् ।

अस्ति नैर्ऋतदिग्भागे देशे चानर्तसंज्ञके ॥ ५२

૨ સ્કના ૧૬.—

पचक्रोशप्रमाणेन क्षेत्र ब्राह्मणसत्तमाः ।

आयामव्यासतश्चैव चमत्कारपुरोत्तमम् । ३

हाटकेश्वरसंज्ञ तु पूर्वमासीद् द्विजोत्तमा । ६

સ્કના ૬૩.૨૪ चमत्कारपुरक्षेत्रे तस्याश्रमपद कृतौ ॥

પહોળાઈ પાંચકોશ હતી[૩] તેની પૂર્વે ગયાશીર્ષ, પશ્ચિમે હરિપદ અને દક્ષિણોત્તરે ગોકર્ણેશ્વર છે[૪] શિવ સતીવિરહમા હતા ને આનર્તમા નગ્નરૂપે ફરતા હતા. તેમને જોઈ ઋષિપત્નીઓ મોહ પામી તેથી ઋષિઓએ તેમનું લિંગ તોડી પાડયુ. જમીનથી ઠેઠ પાતાલમા તે પ્રવેશ્યુ. પછી બ્રહ્માની વિનતિથી શિવે લિંગને ધારણ કરતા, બ્રહ્માએ ત્યા હાટક (સુવર્ણ) નું લિંગ સ્થાપ્યું અને પાતાલમા એ હાટકેશ્વર નામે પ્રસિદ્ધ થશે એમ કહ્યુ. ચિત્રશર્માએ પ્રસન્ન થયેલા મહાદેવની આજ્ઞાથી હાટકનું લિંગ સ્થાપ્યું અને લોકમા હાટકેશ્વર નામે પ્રસિદ્ધ થયુ[૫] લિંગ ખેંચતા ભૂતલમાથી પાણી નીકળી આવ્યુ તે પાતાલજાહ્નવી,[૬] જે દ્વારા વિશ્વામિત્રે રાજા ત્રિશંકુને પાતાલમા લઈ જઈ એને નવડાવી હાટકેશ્વરનું દર્શન કરાવી તેનુ ચંડાલપણુ ટાળ્યુ[૭] હાટકેશ્વર મહાદેવ પોતે આ હાટકેશ્વરક્ષેત્ર નીચે પાતાલમા છે[૮]

રક્તશૃંગ—આ તીર્થને પ્રતાપે સૌ સ્નાન કરનાર મર્ત્યોને સ્વર્ગ મળવુ સ્વર્ગ ભરચક થઈ ગયું યજ્ઞ કરવાની કોઈને જરૂર રહી નહિ, એટલે દેવો યજ્ઞભાગ વગર દુખી થયા અને તેમણે હાટકેશ્વરક્ષેત્રનો નાશ કરવાનો ખેત રચ્યો ઇન્દ્રના આદેશથી પછી સંવર્તક વાયુએ ક્ષેત્રને રેતીથી પૂરી દીધુ (અને ફરીથી યજ્ઞયાગ વગેરે શરૂ થયુ.) તે સ્થળે એક મોટો ગરડો થયો, પાતાલ સુધી પહોચ્યો અને ત્યાથી નાગો કૌતુકથી મર્ત્યલોકમા આવવા જવા લાગ્યા. પછી એકવાર ઇન્દ્ર બ્રહ્મહત્યાપાપના નિવારણાર્થે બ્રહ્માના આદેશથી તે માર્ગે પાતાલમાં જઈ હાટકેશ્વરના દર્શન કરી શુદ્ધ થયો લિંગનો આવો પ્રભાવ જોઇને, જો કોઈ લિંગનુ શ્રદ્ધાથી પૂજન કરશે તો મને સ્વર્ગમાથી કાઢશે એવો ભય થવાથી ઇન્દ્રે એ પાતાલમાર્ગને પૂરી દીધો—પોતેજ એ દર ઉપર હિમાલયના પુત્ર

---

૩ જુઓ ઉપર ૧ વળી पचक्रोशात्मकं क्षत्र । સ્કન્દ ૭૦૭૨, ૭૩.૩૭

૪ સ્કન્દ ૧,૪ જુઓ આગળ પાદ ટીપો ૧૮ ૨૨, ૨૪.

૫ જુઓ पाताल ૨ સ્કન્દ ૧૦૭૧૨

૬ ,, ૨૧, ઉપરાત ૨૧૨૯

૭ સ્કન્દ ૪૫૨૬૦

૮ ,, ૮૨૬ प्रविश्य चेक्षयामाम पाताले हाटकेश्वरम् ।

રક્તશૃંગ નામે નગોત્તમને નાખીને નાકના ટીચકા જેટલો તે અંદર ગયો.[10] ઇન્દ્રાદિ દેવોથી તુષ્ટ મહાદેવ ચૈત્રની કૃષ્ણ ચતુર્દશીએ એના શિખરે આવી વસશે એવું ઇન્દ્રનું વરદાન.[11]

શંખતીર્થ—આનર્તદેશનો રાજા ચમત્કાર ગર્ભવતી ધનકાવતી મૃગાને મારતાં તેનો શાપ પામી કોઢિયો થયેલો તેમાંથી હાટકેશ્વરના આ તીર્થમાં સ્નાનમાત્રથી છૂટયો.[12] શંખ મુનિને તપશ્ચરણથી અહીં હાથ પાછા મળ્યા હતા એની પર પ્રસન્ન થયેલા મહાદેવે તીર્થને તેનું નામ આપ્યું અપંગ અહીં સાજા થાય.[13]

નગર—પ્રસન્ન થયેલા આનર્તાધિપતિ ચમત્કારે સઘળો દેશ બ્રાહ્મણોને આપી દીધો. ગમ્યું કોણ કરશે એમ બ્રાહ્મણોએ કહેતાં રાજાએ એ સ્થાને મોટું નગર સ્થાપ્યું એક કોશ લાંબું પહોળું.[14]

ચમત્કારપુર—એ જ નગર.[15] તેની દક્ષિણનું માહાત્મ્ય.[16]

અચલેશ્વર—રાજાએ શિવને પ્રસન્ન કર્યા અને શિવ અચલેશ્વર નામ ધારણ કરી આ ક્ષેત્રમાં વસ્યા.[17]

પિતૃકૂપિકા—હાટકેશ્વરક્ષેત્રમાં પ્લક્ષવૃક્ષની નીચે રેતીથી ઢંકાયેલા કલિયુગથી ભયભીત થયેલા, ગયાશિરને ખોદી તેમાં સ્નાન કરી વિદૂરથરાજા શ્રાદ્ધ કરીને પ્રેતત્વમાંથી છૂટયો.[18]

---

૮ સ્કન્દ ૭ ૧૧ ૨૧ તીની વૃષ્ટિયો ક્ષેત્ર પુરાઈ જવા વિશે જુઓ
સ્કન્દ ૬ ૬ ૧૦ ૧૪

૧૦ „ ૬ ૩૬

૧૧ „ ૬ ૪૩ ૫

૧૨ ૧૦

૧૩ ૧૧

૧૪ ૧૧—

नगर कल्पयामास स्थानं तत्र महत्तमम् ॥ ६४
आयामव्यासतश्चैव क्रोशमात्रं मनोहरम् ॥ ६५

૧૫ ૧૨ ૮ अचलेश्वरस्थापन चमत्कारपुरातिक ॥

૧૬ „ ૧૪ ૧૫

૧૭ ૧૨

૧૮ „ ૧૬ ૨૫ ૩

બાલમંડનતીર્થ—માહાત્મ્ય.[૧૯] તે જ બાલસખ્યતીર્થ.[૨૦] તેની પશ્ચિમે મૃગતીર્થ.[૨૧] વિષ્ણુપદીતીર્થ.[૨૨] વિષ્ણુપદીગંગા–માહાત્મ્ય.[૨૩] ગોકર્ણ-તીર્થ.[૨૪] સાડત્રીસ કરોડ તીર્થ હાટકેશ્વરમાં ઉદ્દભવ્યાં. સર્વ તીર્થોનો સમાશ્રય થયો.[૨૫] સિદ્ધેશ્વરતીર્થ[૨૬] –ની ઉત્પત્તિ.[૨૭] નાગહ્રદતીર્થ.[૨૮] સપ્તર્ષ્યાશ્રમમાહાત્મ્ય.[૨૯] અગસ્ત્યાશ્રમ.[૩૦] ચિત્રેશ્વરપીઠ.[૩૧] ચિત્રેશ્વરીપીઠ-માહાત્મ્ય.[૩૨] દુઃશીલપ્રાસાદ.[૩૩] ધુન્ધુમારેશ્વર.[૩૪] યયાતીશ્વર.[૩૬] સારસ્વત પ્રહ્રદ.[૩૭] ચિત્રશિલા.[૩૮] જલશાયી જનાર્દન.[૩૯] વિશ્વામિત્રેશ્વર.[૪૦] ત્રિપુષ્કર.[૪૧] સરસ્વતીતીર્થ.[૪૨] મહાકાલેશ્વર–માહાત્મ્ય.[૪૩] ઉમામહેશ્વર–માહાત્મ્ય.[૪૪] કલશેશ્વર, ધરાને કાંઠે છે[૪૫] અગસ્ત્યકુંડ.[૪૬] તેની પાસે વાપી છે.[૪૭] તેની દક્ષિણે કપિલા નદી.[૪૮] નદી પૂર્વે સિદ્ધક્ષેત્ર.[૪૯] તેની આગળ ત્રિવેણી.[૫૦] ત્યાં શરદાહનું માહાત્મ્ય. ત્યાં ગોષ્પદ.[૫૧] તેની ઉત્તરે રુદ્રકોટિ.[૫૨] તે જ રુદ્રાવર્ત.[૫૩] ઉજ્જયિનીપીઠ.[૫૪] મૃગુગર્ત[૫૫] ધર્મમુદ્રા-

---

૧૯ સ્કન્ધ ૨૦.;૨૫.; ૨૨.
૨૦ ,, ૨૧.૮૪
૨૧ ,, ૨૩.
૨૨ ,, ૨૪.
૨૩ ,, ૨૫.
૨૪ ,, ૨૬.
૨૫ ,, ૨૮.
૨૬ ,, ૨૯.
૨૭ ,, ૩૦.
૨૮ ,, ૩૧.
૨૯ , ૩૨.
૩૦ ,, ૩૪.
૩૧ ,, ૩૫,૧૫૪
૩૨ ,, ૩૬.
૩૩ ,, ૩૭.
૩૪ ,, ૩૮.
૩૫ ,, ૩૯.
૩૬ ,, ૪૦.૫૧
૩૭ ,, ૪૦.૨૪
૩૮ સ્કન્ધ ૪૦.૬૪
૩૯ , ૪૧.
૪૦ ,, ૪૪;૧૯૬-૫૭
૪૧ ,, ૪૫.
૪૨ ,, ૪૬.
૪૩ , ૪૭.
૪૪ ,, ૪૮.
૪૫ ,, ૪૯.;૫૧.
૪૬ ,, ૫૨.૪
૪૭ ,, ,,
૪૮ ,, ૫૨.૬
૪૯ ,, ૫૨.૭
૫૦ ,, ૫૨.૧૧
૫૧ ,, ૫૨.૧૨
૫૨ ,, ૫૨.૧૩
૫૩ ,, ૫૨.૨૦
૫૪ ,, ૫૩.૧
૫૫ ,, ૫૬.

દેવી,[૫૬] નલે સ્થાપેલી નનેશ્વર[૫૭] સામાદિત્ય[૫૮] શમિંષ્ઠાતીર્થ[૫૯] શિવગંગા[૬૦] વિદુરેશ્વર[૬૧] નગાદિત્ય[૬૨] સોમનાથ[૬૩] ચમત્કારી દુર્ગાદેવી[૬૪] તડાગ પાસે આનર્તેશ્વર[૬૫] શદ્રકેશ્વર[૬૬] ગમાહ્રદ[૬૭] ચાર શક્તિઓ આમ(અમા)વૃદ્ધા આમ્ના, માહિત્યા (મહિત્યા) અને ચમત્કરી (ચમત્કારી) સ્કન્દે સ્થાપી[૬૮] કૌરવો, પાંડવો ને યાદવોએ લિંગોની સ્થાપના કરી[૬૯] યજ્ઞભૂમિમાહાત્મ્ય[૭૦] ત્રણ આદિત્યો મુંડીર કાલપ્રિય અને મૂલસ્થાન[૭૧] દશાશ્વમેધિક[૭૨] રુદ્રશીર્ષ (જાગેશ્વર)[૭૩] વાલખિલ્યાશ્રમ[૭૪] સુવર્ણેશ્વર[૭૫] સુવર્ણબિંદુતીર્થમાહાત્મ્ય[૭૬] મહાલક્ષ્મી[૭૭] સપ્તવિંશતિકા દેવી[૭૮] પાદુકામાહાત્મ્ય[૭૯]–દેવતાની પાદુકાનું અગ્નિતીર્થ[૮૦] વસોર્દ્ધારા માહાત્મ્ય[૮૧] બ્રહ્મકુંડ[૮૨] ગોમુખતીર્થ[૮૩] લોહયષ્ટિમહાત્મ્ય[૮૪] અજાપાલેશ્વરી[૮૫] રાજવાપી[૮૬] રાજસ્વામી[૮૭] રામેશ્વર[૮૮] લક્ષ્મણેશ્વર[૮૯] આનર્ત–તડાગ આનર્તીય તડાગ[૯૦] તેની દક્ષિણે નિપાણુરૂપિકા[૯૧] કુશેશ્વર

---

૫૬ સ્કંના ૫૪
૫૭ „ ૫૫
૫૮ „ ૫૬
૫૯ „ ૫૭ ૨૨ ૨
૬૦ „ ૫૮
૬૧ „ ૫૯
૬૨ „ ૬૦
૬૩ „ ૬૨ ૮૭
૬૪ „ ૬૪
૬૫ „ ૬૫ ૨
૬૬ „ ૬૬ ૫૬
૬૭ „ ૬૭, ૬૮, ૬૯
૬૮ „ ૭૧ ૩૨
૬૯ „ ૭૪
૭૦ „ ૭૫
૭૧ „ ૭૬
૭૨ „ ૭૭
૭૩ „ ૭૮
૭૪ „ ૭૯
૭૫ સ્કંના ૮૨
૭૬ „ ૮૦ થી ૮૪
૭૭ „ ૮૫
૭૮ „ ૮૬
૭૯ „ ૮૯
૮૦ „ ૯૦ ૬૪, ૬૧
૮૧ „ ૯૦ ૭૯ ૮૨
૮૨ „ ૯૨
૮૩ „ ૯૩
૮૪ „ ૯૪
૮૫ „ ૯૫
૮૬ „ ૯૬ ૫, ૯૮ ૧૪
૮૭ „ ૯૮
૮૮ „ ૯૯થી ૧૦૨
૮૯ „ ૧૦૨
૯૦ „ ૧૦૩ ૮ ઉપર જુઓ ૬૫
૯૧ „ ૧૦૩

અને લવેશ્વર[૯૨] રેતીના વરસાદથી તીર્થ લોપ પામ્યું અને મહાદેવે ૬૮ ક્ષેત્રનુ સ્થાન સ્કન્દે સ્થપાયેલા સ્થાન કરતા વધુ મોટુ એવુ-બતાવ્યું, જ્યા ૬૮ ભાગમાં વહેચાઈ જઈ બ્રાહ્મણોએ પોતપોતાનુ ક્ષેત્રલિંગ સુદર મંદિર રચીને સ્થાપ્યુ તે ૬૮ તીર્થોનાં નામ-[૯૩] વારાણસી, પ્રયાગ, નૈમિષ, ગયાશિર, કુરુજાંગલ, પ્રભાસ, પુષ્કર, વિશ્વેશ્વર, અટ્ટહાસ, મહેન્દ્ર,(૧૦) ઉજ્જયિની, મરુકોટિ, શંકુકર્ણ, ગોકર્ણ, રુદ્રકોટિ, સ્થલેશ, હર્ષિત, વૃષભધ્વજ, કેદાર, મધ્યમકેશ્વર,(૨૦) સહસ્રાક્ષ, કાર્તિકેશ્વર, વસ્ત્રમાર્ગ, કનખલ, ભદ્રકર્ણ, દણ્ડક, ત્રિદણ્ડ, કૃમિજાંગલ, એકામ્ર, છાગલક,(૩૦) કાલિંજર, મણ્ડલેશ્વર, કાશ્મીર, મરુકેશ, હરિશ્ચંદ્ર, પુરશ્ચંદ્ર, વામેશ કુક્કુટેશ્વર ભસ્મગાત્ર, ઓંકાર,(૪૦) ત્રિસંધ્યા, વિરજા, અર્કેશ્વર, નેપાલ, દુષ્કર્ણ, કરવીરક, જાગેશ્વર(જાલેશ્વર), શ્રીશૈલ, અયોધ્યા, પાતાલ,(૫૦) કારોહણ, દેવિકાનદી, ભૈરવ, પૂર્વસાગર, સપ્તગોદાવરી, નિર્મલેશ, કર્ણિકાર, કૈલાસ, જાહ્નવીતીર, જલલિંગ,(૬૦) વાડવ, બદરીતીર્થ, કોટિતીર્થ,વિન્ધ્યાચલ, હેમકૂટ, ગન્ધમાદન, લિંગેશ્વર, લંકાદ્વાર, (૬૮) નલેશ્વર, મધ્યેશ, કેદાર, રુદ્રજાલક, સુવર્ણાખ્ય, ષષ્ટિકાપથ (૭૪) તે તે તીર્થમા કયા કયા દેવો છે તેની યાદી પછીના અધ્યાયમા આપીછે,એમાં ૬૮ તીર્થના જ દેવો ગણાવ્યા છે,[૯૪] છેલ્લા ૬નો કે ત્યાના દેવનો કશો ઉલ્લેખ નથી. પ્રથમક્ષેત્ર અને હાટકેશ્વર તે તીર્થાષ્ટક-તે સર્વ તીર્થના સાર રૂપ છે.[૯૫] શાપ માટે લીધેલુ પાણી બ્રાહ્મણોએ નીચે નાખવાથી ઊપરની ઉત્પત્તિ ઊપર માહાત્મ્ય[૯૬] અગ્નિકુંડ માહાત્મ્ય[૯૭] નગ.[૯૮] નામ ચમત્કારપુરને મળ્યુ. ત્રિજાતેશ્વર[૯૯] અંબારેવતીતીર્થ[૧૦૦] ભદ્રિકાતીર્થ.[૧૦૧] ક્ષેમંકરી અને રૈવતેશ્વર[૧૦૨] કાત્યાયની તીર્થ[૧૦૩] કેદારેશ્વર[૧૦૪] શુક્લતીર્થ.[૧૦૫] મુખારતીર્થ.[૧૦૬] કર્ણોત્પલાતીર્થ.[૧૦૭] સત્યસંધેશ્વર[૧૦૮] વશિષ્ઠ

---

૯૨ સ્કના ૧૦૪
૯૩ , ૧૦૮
૯૪ ,, ૧૦૬ ૫-૨૧
૯૫ ,, ૧૧૦ ૪
૯૬ ,, ૧૧૨.૨૩-૭
૯૭ , ૧૧૩.
૯૮ ,, ૧૧૪ ૭૮ જુઓ નગર
૯૯ , ૧૧૫ ૪

૧૦૦ સ્કના ૧૧૬
૧૦૧ ,, ૧૧૭
૧૦૨ ,, ૧૧૮
૧૦૩ ,, ૧૧૯;૧૨૧
૧૦૪ ,, ૧૨૨
૧૦૫ ,, ૧૨૩
૧૦૬ ,, ૧૨૪
૧૦૭ ,, ૧૨૫ ૧૨૭
૧૦૮ ,, ૧૨૬

કુંડ[૧૦૯] તેજ સુપુત્રકકુંડ[૧૧૦] અટેશ્વર[૧૧૧] યાજ્ઞવલ્કાશ્રમ[૧૧૨] પંચ પિંડાગૌરી[૧૧૩] ઇશાન, વરરુચિસ્થાપિત ગણપતિ[૧૧૪] અન્નપૂર્ણાદેવતા[૧૧૫] ચન્દ્રકૂપિકા[૧૧૬] ખડ્ગશિલા, સૌભાગ્યકૂપિકા[૧૧૭] દીર્ધિકા[૧૧૮]—તલાવડી ધર્મરાજેશ્વર[૧૧૯] મિષ્ટાન્નદેશ્વર[૧૨૦] સ્વર્ગદ ગણપતિ, મર્ત્યદ ગણપતિ, નરકાપદ ગણપતિ[૧૨૧] ચિત્રાંગદેશ્વર[૧૨૨] અમરકેશ્વર[૧૨૩] અમરેશ્વરકુંડ[૧૨૪] પરિકેશ્વર[૧૨૫] કેદારેશ્વર[૧૨૬] ભૂગીરીશ્વર ભૈરવ[૧૨૭] ચક્રપાણિ[૧૨૮] અપ્સરકુંડ, રૂપતીર્થ[૧૨૯] ગૌરીકુંડ વિજયાકુંડ સપ્તવિંશતિ લિંગો[૧૩૦] પુષ્પાદિત્યેશ્વર[૧૩૧] માલિકા—માહીની દેવી[૧૩૨] નાગરેશ્વર, નાગરાદિત્ય, શાકંભરી[૧૩૩] અશ્વતીર્થ.[૧૩૪] શંખેશ્વર[૧૩૫] ધાગાદેવી[૧૩૬] ધાગતીર્થ[૧૩૭] કેસારેશ્વર[૧૩૮] યાજ્ઞવલ્કયેશ્વર[૧૩૯] પંચપિંડિકાગૌરી[૧૪૦] પુષ્કરત્રય[૧૪૧] ગાયત્રી તીર્થ[૧૪૨] કપાલેશ્વર[૧૪૩] નાગતીર્થ[૧૪૪] ઔદુમ્બરી[૧૪૫] યક્ષમ

---

૧૦૯ એજના ૧૨૮ ૭૪
૧૧૦ ,, ૧૨૮ ૩૧
૧૧૧ ,, ૧૨૮
૧૧૨ ,, ૧૨૯
૧૧૩ ૧૩૦
૧૧૪ , ૧૩૧
૧૧૫ , ૧૩૨
૧૧૬ , ૧૩૨ ૫૦
૧૧૭ , ૧૩૩
૧૧૮ , ૧૩૫ ૧૩૬
૧૧૯ , ૧૩૮
૧૨૦ , ૧૪૧
૧૨૧ , ૧૪૨
૧૨૨ , ૧૪૪
૧૨૩ , ૧૪૫
૧૨૪ , ૧૪૬
૧૨૫ ૧૪૭ ૧૪૮
૧૨૬ , ૧૪૯,૧૫૦
૧૨૭ , ૧૫૧ ૨૨૧
૧૨૮ એજના ૧૫૨
૧૨૯ ,, ૧૫૨,૧૯૨
૧૩૦ ,, ૧૫૪
૧૩૧ , ૧૫૫,૧૫૬ ૧૬૧
૧૩૨ , ૧૬૧ ૧૭ ૧૪ ૨૦૫
૧૩૩ ,, ૧૬૪
૧૩૪ ,, ૧૬૫
૧૩૫ ,, ૧૬૬ ૭,૧૬૬ ૫૫
૧૩૬ ,, ૧૬૯
૧૩૭ , ૧૬૮ ૧૭૦
૧૩૮ , ૧૭૪ ૧૭૬
૧૩૯ ,, ૧૭૫
૧૪૦ , ૧૭૬,૧૭૮
૧૪૧ ,, ૧૭૯
૧૪૨ , ૧૮૧
૧૪૩ ,, ૧૮૨ ૪૦
૧૪૪ ,, ૧૮૩
૧૪૫ ,, ૧૮૯

તીર્થ.[૧૪૬] કુમારિકા તીર્થ૬૫, ગર્તક્ષેત્રપાદુકા.[૧૪૭] ગર્તાતીર્થ[૧૪૮] શદ્રી-તીર્થ, બ્રાહ્મણીતીર્થ.[૧૪૯]શક્રતીર્થ, શક્રેશ્વર[૧૫૦]–તે જ બાલમંડનતીર્થ.[૧૫૧] ગૌતમેશ્વર,અહિલ્યેશ્વર,શતાનન્દેશ્વર.[૧૫૨] શંખાદિત્ય.[૧૫૩] શંખતીર્થ.[૧૫૪] ધન્વન્તરી વાપી.[૧૫૫] રત્નાદિત્ય.[૧૫૬] વિશ્વામિત્રીય માહાત્મ્ય.[૧૫૭] સાંબા-દિત્ય.[૧૫૮] કુહરવાસી મંકણેશ્વર.[૧૫૯] સિદ્ધેશ્વર.[૧૬૦] કપાલેશ્વર–કપાલ-મોચનેશ્વર, વાતકેશ્વર (વાનકેશ્વર) ક્ષેત્ર.[૧૬૧] ઇન્દ્રદ્યુમ્નેશ્વર, સમલિંગ.[૧૬૨] દુર્વાસાસ્થાપિત દુઃશીલેશ્વર.[૧૬૩] નિંબેશ્વર.[૧૬૪]

हिरण्मयो

હરણાવ નદી.[૧] જુઓ हिरण्या.

हिरण्या

હરણાવ નદી, ખેડબ્રહ્મા (ઈડર સંસ્થાન) પાસે વહેતી. બ્રહ્મ અને મંજુમ વચ્ચે સત્યવાન્ નામે પર્વત છે તેની પૂર્વે હિરણ્યાનો સાબર-

---

૧૪૬ સ્કંના ૧૬૦.
૧૪૭ ,, ૧૬૪.
૧૪૮ ,, ૧૬૭.૭૭
૧૪૯ ,, ૧૬૮.
૧૫૦ ,, ૧૬૬.૫૮
૧૫૧ જુઓ ઉપર ૧૯,૨૦. ઉપરાંત સ્કંના ૨૦૬.
૧૫૨ સ્કંના ૨૦૮.
૧૫૩ ,, ૨૦૯.
૧૫૪ જુઓ ઉપર ૧૨, ૧૩. ઉપરાંત સ્કંના ૨૧૧, ૧૬૧.૭
૧૫૫ સ્કંના ૨૧૨.૧૨
૧૫૬ ,, ૨૧૨.
૧૫૭ ,, ૨૧૨.; ૨૧૩.
૧૫૮ ,, ૨૧૩.
૧૫૯ ,, ૨૬૬.૨
૧૬૦ ,, ૨૬૭.
૧૬૧ ,, ૨૬૯.
૧૬૨ ,, ૨૭૧.
૧૬૩ ,, ૨૭૪.
૧૬૪ ,, ૨૭૫.

हिरण्मयी

૧ ૫૩ ૧૩૮.૫૬.: वन्कक्विनो ૧.

,, ૧૩૬.૨

મતી સાથે સંગમ થાય છે; ત્યાં વનસ્થલીમાં નારાયણ હરિને જોઈ અપ્સરસ્તીર્થ હિરણ્યાસંગમેશ્વરે જવું.[1] જુઓ બ્રહ્મોદક ૧૫.

જુઓ હિરણ્મયી.

---

हिरण्या

१ पउ १४०.

ऋक्षुमदुमयोर्मध्ये सत्यनामाम पर्वतः ॥ ३
तस्य प्राक् सुमहत्तीर्थ हिरण्यासगम शुभम् । ४
वनस्थल्या ततो गच्छेत् दृष्ट्वा नारायण हरिम् ।
तीर्थमप्सरसा पुण्य हिरण्यासगमेश्वरम् ॥ ६

# સૂચિ

## અંગ્રેજી સૂચિ

---

# મહત્વની શુદ્ધિઓ

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૩ | ૧૪ | अडाल्ज | अडालज |
| ૧૦ | ૨૫ | परान्ता | परान्ताश्च |
| ૧૨ | ૯ | અપગાન્ત | અપરાન્ત |
| ૧૬ | ૧૩ | આદિ– | વન– |
| ,, | ૧૪ | અને અનુભવનો | રદ કરો |
| ,, | ૧૫ | છે તે હજી યે | ,, |
| ૧૭ | ૨૪ | માયણચાર્યનો | માયણાચાર્યનો |
| ૨૧ | ૧ | अवन्ती [२] | अवन्ती [१] |
| ૨૭ | ૧૨ | घततीर्थ | घृततीर्थ |
| ૩૪ | ૩ | ચૂડામણી | ચૂડામણિ |
| ૩૬ | ૫,૬ | शिलादित्य | शीलादित्य |
| ૩૮ | ૮ | સારથી | સારથિ |
| ૪૨ | ૪ | जनें | जले |
| ,, | ૮ | जले | जनें |
| ૪૮ | ૬ | અર્બુદ | અર્બુદ |
| ૫૧ | ૧૭ | वैजयन्त | રદ કરો |
| ૫૦ | ૧૬ | चूडामणी | चूडामणि |
| ૫૪ | ૨ | Oundon | Oundion |
| ૬૫ | ૨ | અવતી દેશની | અવંતિ દેશ |
| ૭૧ | ૧૯ | ( વટવલ્લી ) | (વાડવાગી) |
| ,, | , | ( વામોલ ) | (વજ્રગોલ) |
| ૭૩ | ૧૧ | ઇન્દુ | ઇન્દ્ર |
| ૭૪ | ૧૮ | अप्रति | अप्रतु |
| ૭૪ | ૬ | ेवाड | मेवाड |
| ૭૪ | ૧૪ | गुर्जरत्र | गुर्जरात्र |
| ૭૫ | ૫ | ई ११ | ई १० |
| ૭૬ | ૨૪ | अप्रति | अप्रतु |
| ૭૭ | ૧૯,૨૮ | चूडामणी | चूडामणि |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૮૧ | ૨ | वन्हितीर्थ | नन्दितीर्थं |
| ૮૩ | ૨૭ | भोजराज्ञस्य | भोजराजन्यान् |
| ૮૪ | ૨૭ | ०मेत्य | ०मेत्य |
| ૮૪ | ૨૮ | द्वाग्वती | द्वारवती |
| ૮૯ | ૧૩ | रैव | रैवत |
| ૯૦ | ૧૫ | દ્વાકગના | દ્વારકાના |
| ૯૮ | ૧૬ | સોથનાથના | સોમનાથના |
| ૧૦૫ | ૧૧ | પક્ષાલન | પ્રક્ષાલન |
| ૧૦૮ | ૧૯ | ભાત્રિ | ભાતૃ |
| ૧૦૮ | ૨૬ | धर्मराड् | धर्मराट् |
| ૧૧૪ | ૭ | અસ દિગ્ધ | અસ દિગ્ધ |
| ૧૧૫ | ૧૩ | રુદ્રસમુદ્દ્ભુતા | રુદ્રસમુદ્ભૂતા |
| ૧૫૦ | ૭ | इडरे | ईडरे |
| ૧૫૫ | ૩ | महाराष्ट | महाराष्ट्र |
| ૧૫૫ | ૨૯ | महाराष्ट्र | ,, |
| ૧૬૦ | ૧૮ | माहिष्मती | माहिष्मती |
| ૧૬૧ | ૨૦ | ०या स्तिल्व | ०यास्तिल्व |
| ૧૬૪ | ૨૬ | प्रवासै | प्रवासे |
| ૧૬૫ | ૨૩ | कृष्णस्थ | कृष्णस्य |
| ,, | ૨૪ | भोजनन् | भोजनम् |
| ૧૭૨ | ૨૪ | राग्रीको | रात्रिको |
| ૧૮૪ | ૨૮ | वृत्तघ्नी | वृत्रघ्नी |
| ૨૦૫ | ૧૦ | નામનતીર્થગજ | વામનતીર્થગ |